श्री वीतराग-परमात्मने नमः ।

# આરાધનાનો માર્ગ

: અઢાર લેખાંકો :

અને શ્રાવક-ધર્મ-સંક્ષિપ્ત-સાર તથા સાનુવાદ શ્રાદ્ધવિધિ




: લેખક :

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વર્ગત આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી મ.**ના પટ્ટપ્રભાકર પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી મ.**ના પટ્ટાલંકાર પૂ. પરમ શાસનપ્રભાવક, સમર્થ વિદ્વાન, વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ**ના શિષ્યરત્ન

## પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ





કોલ્હાપુરનિવાસી શેઠ **હુકમચંદજી ડુંગાજી**ની
આર્થિક સહાયથી

: પ્રકાશક :

## શ્રી વીરશાસન કાર્યાલય

રતનપોળ : : **અમદાવાદ**





**વીર સં. ૨૪૬૫ ] ચાર આના [ વિ. સં. ૧૯૯૫**

# સાદર સમર્પણ




સુગૃહીતનામધેય, ચારિત્રચૂડામણિ, પરમ શીલસંપન્ન, પરમ જ્ઞાનમૂર્તિ, સુવિહિતમુનિગણાધિપ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજ, કે જેમનો ત્યાગ અને વૈરાગ્ય, જેમનો ઇન્દ્રિયનિગ્રહ, જેમની અતિચારભીરૂતા, તથા જેમનું નિષ્કલંકશીલ અને સદાચારપરાયણ જીવન આજે અનેકાનેક આત્માર્થી આત્માઓને કોઈ અનેરૂં નવચૈતન્ય સમર્પી રહેલ છે તથા જેઓની પુણ્યનિશ્રામાં આજે અનેકાનેક પુણ્યાત્માઓ સ્વપરશ્રેયસાધક સંયમરસમાં સ્વયં ઝીલી અન્યોને ઝીલાવી રહ્યા છે, તે શ્રીમાન્ સૂરિપુંગવના પૂનિત કરકમલમાં **'આરાધનાનો માર્ગ'** એ નામની આ લઘુ પુસ્તિકારૂપી પુષ્પની પાંખડી સમર્પણ કરી, લેખક કિંચિત્ કૃતાર્થતાને અનુભવે છે.

સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્

વિજયદાનસૂરીશ્વરજી મહારાજના

પટ્ટાલંકાર, પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્



# વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

# ઉપકારનું સંસ્મરણ



પૂ. સિદ્ધાન્તમહોદધિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટાલંકાર, પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, સમર્થ વિદ્વાન આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાના વિહારથી, આ દક્ષિણ–મહારાષ્ટ્રના પ્રદેશમાં ખૂબ જ ધર્મજાગૃતિ પ્રગટી છે. દક્ષિણ–મહારાષ્ટ્રમાં **શ્રી કુમ્ભોજ** તીર્થનો છ રી પાળતો સંઘ પહેલ–વહેલો જ નીકળ્યો. કરાડથી નીકળેલા એ સંઘમાં તેઓશ્રીનાં શ્રી જિનાજ્ઞાગર્ભિત પ્રભાવક પ્રવચનોથી થયેલો ઉપકાર અવર્ણનીય છે. ગામે ગામ ધર્મસંસ્કારો જાગૃત થયા અને પોષાયા. દિગંબર અને હિન્દુ–મુસલમાન આદિ ઈતરો શ્વે૦ મૂર્તિપૂ. આમ્નાયનાં મન્તવ્યો પ્રત્યે આકર્ષાયા. શ્રી સંઘ **શ્રી કુમ્ભોજ** તીર્થે પહોંચતાં, હજારો જૈનો ત્યાં આવી પહોંચ્યા. એ વખતે અમે પણ ત્યાં ગયેલા. **શ્રી કુમ્ભોજ** તીર્થમાં જામેલું એ વાતાવરણ અવર્ણનીય છે. પૂ. આચાર્યદેવની પ્રભા સૌને આકર્ષતી અને આંજતી. આવા વિદ્વાન, ત્યાગી અને ઉપદેશક મહાત્મા પહેલ–વહેલા જ જોયા, એમ બોલતા અને પોતાને અહોભાગ્ય માનતા સેંકડો જૈનો તે સમયે કાંઈક ને કાંઈક આત્મપ્રકાશ પામી ગયા. ત્યાં પૂ. આચાર્યદેવને પોતાને ગામે પધારવાની સંખ્યાબંધ ગામોની વિનંતિ થઈ અને તે મુજબ તેઓશ્રી અત્રે **કોલ્હાપુરમાં** પણ પધાર્યા. ચાર દિવસની સ્થિરતા દરમ્યાન તેઓશ્રીએ આપેલાં રોજનાં બબ્બે પ્રવચનોએ, અત્રેના જૈનોને અને જૈનેતરોને જાદૂ કર્યું. તે પછી વિ. સં. ૧૯૯૪ માં તેઓશ્રીનું ચાતુર્માસ **કોલ્હાપુરમાં** કરાવવાને માટે સૌએ ખૂબ મહેનત કરી :

પણ **કરાડ** ફલીભૂત થયું અને **નિપાણી** તથા **સાંગલી** વિગેરેના શ્રીસંઘોની માફક અમારા સૌની વિનંતિ ફળી નહિ. સદ્ભાગ્યે આ વર્ષે અમારા શ્રી સંઘની જહેમત ફળી છે અને તેઓશ્રી ચાતુર્માસાર્થ **કોલ્હાપુર** પધાર્યા છે. તેઓશ્રીના પધારવાથી **કોલ્હાપુર**માં આજે ધર્મમય વાતાવરણ વ્યાપવા માંડ્યું છે અને અમો પણ અમારી શક્તિ-સામગ્રી મુજબ આરાધનાનો લાભ લઇ રહ્યા છીએ.

પૂ. આચાર્યદેવનું ચાતુર્માસ ગયે વર્ષે **કરાડ**માં નક્કી થતાં, તેઓશ્રીએ પૂ. મુનિરાજ શ્રી **લલિતવિજયજી** મહારાજ આદિ મુનિવરોને ચાતર્માસાર્થ નિપાણી મોકલ્યા હતા, જેમાં પૂ. મુનિરાજ શ્રી **ભદ્રંકરવિજયજી** મહારાજ પણ હતા. પૂ. મુનિરાજ શ્રી **ભદ્રંકરવિજયજી** મહારાજનો વિશેષ પરિચય તો, તેઓશ્રી **નિપાણી**નું ચાતુર્માસ પૂર્ણ કરીને **કરાડ** જતાં, અત્રે **કોલ્હાપુર**માં પધાર્યા ત્યારે થયો. આ પુસ્તક તેઓશ્રીની જ પરમ કૃપાનું ફલ છે. અમારા સ્વર્ગસ્થ પરમ પૂજ્ય પિતાશ્રીનો અમારા ઉપર જે અનહદ ઉપકાર છે તેને યાદ કરીને, તેઓશ્રીના પવિત્ર સ્મરણાર્થે એક પુસ્તક છપાવવાની અમારી ઇચ્છા હતી. અમારા પરમ પૂજ્ય પિતાશ્રીનું જીવન આરાધનાવાળું હતું. એથી આરાધકભાવને પમાડનારૂં સાહિત્ય પ્રગટ કરવાની અમારી ભાવના હતી. પૂ. મુનિરાજ શ્રી **ભદ્રંકરવિજયજી** મહારાજનાં લખેલાં **'શ્રી નમસ્કાર મહામંત્ર'** અને **'નાસ્તિક-મત-વાદનું નિરસન-પહેલો ભાગ'**-એ બે પુસ્તકો અમે જોયેલાં. અમને થયું કે-'તેઓશ્રી જો આરાધના સંબંધી કોઈ પુસ્તક લખી આપવાની કૃપા કરે, તો પિતાજીના સ્મરણાર્થે તે છપાવીએ.' આથી અમોએ

તેમને વિનંતિ કરી અને તેમણે અનુગ્રહબુદ્ધિએ આ પુસ્તક લખી આપવાની કૃપા કરી. આ બદલ અમે તેઓશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે.

અમારા પરમ પૂજ્ય પિતાશ્રીના સંબંધમાં પણ, આ સ્થાને થોડીક હકીકત જણાવવાના મારા ઉલ્લાસને હું રોકી શકતો નથી. વિ. સં. ૧૯૧૯ માં **કુંગણી** ( જી. સીરોહી ) ખાતે તેઓશ્રીનો જન્મ થયો હતો. તેઓશ્રીનું શુભ નામ **હુંગાજી કુપાજી રાઠોડ** હતું. તેઓના જન્મસમયે અમારા કુટુમ્બની આર્થિક સ્થિતિ સાધારણ હતી, પરન્તુ ધીમે ધીમે તેઓ વ્યાપારમાં પ્રવીણ થયા અને અમારા કુટુમ્બને ઘણી સારી હાલતમાં લાવી મૂકયું. વ્યાપારમાં નીતિ જાળવવાના તેઓ ખૂબ આગ્રહી હતા. કોઈ પણ જૈન ભાઈ ઉપર પૈસા માટે કેસ ન કરવો પડે, એ માટે તેઓ ખૂબ સાવધ રહેતા. વ્યાપાર આદિ જીવનના સઘળા વ્યવહારોમાં તેઓના અંતરમાં રહેલો પાપનો ડર જણાઈ આવતો હતો. તેઓ ક્ષમાશીલ સાથે પરોપકારી બનવાના અભિલાષી હતા અને એથી અપકારી ઉપર પણ ઉપકાર કર્યાના દાખલા મળી આવે છે. રોજ શ્રી જિનપૂજા, પ્રતિક્રમણ, ચોવિહાર વગેરે નિયમિત કરતા હતા તેમજ તપશ્ચર્યાદિ દ્વારા પર્વોની આરાધના કરવામાં પણ તેઓ દત્તચિત્ત રહેતા. ધાર્મિક કાર્યો કરવાનો તેઓને બહુ રસ હતો અને તેથી ધનનો બહુ નહિ, તો પણ તન–મનનો તેઓએ ઘણો ભોગ આપ્યો હતો. પોતાનું જીવન તેઓએ સાદાઈમાં રહી, નીતિપાલન અને ધર્મારાધનમાં પસાર કર્યું હતું. આથી તેઓની વ્યવહારિક ખ્યાતિ પણ સારી હતી. વિ. સં. ૧૯૮૦ ના વૈશાખ શુદ ૬ ને દિને તેઓનું સમાધિ

પૂર્વક અવસાન થયું. છેલ્લી માંદગીમાં તેમણે અનશન અંગીકાર કરવાની ઈચ્છા વ્યક્ત કરેલી, પણ અમોએ મોહવશ થઇને તે કરવા દીધું નહિ. આમ છતાં પણ અન્તિમ આરાધના કરવાની તેઓની ઈચ્છા હોવાથી, બીજા ગામથી મુનિ મહારાજને અમો લાવ્યા હતા અને તેમની સમક્ષ તેમણે બધું વોસરાવ્યું હતું. અમારા પરમ પુણ્યોદયે જ અમને આવા પિતા મળ્યા હતા. કુટુમ્બનાં માણસોમાં ધાર્મિક સંસ્કારો નાખવા તેઓએ ઘણું કર્યું છે. અમારામાં જે કાંઇ ધર્મવૃત્તિ હોય, તે એમને આભારી છે. અમે ઈચ્છીએ છીએ કે–તેઓની જેમ અમો પણ સારી રીતિએ ધર્મની આરાધના કરી શકીએ.

અમારા પરમ ભાગ્યોદયે અમને પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજ આદિનો સુયોગ પ્રાપ્ત થયો છે, એટલે અમારી આરાધના જરૂર વધશે.

આ પુસ્તકને વાંચી, વિચારી જે કોઇ ભાઇ–બેનો શ્રી જિનશાસનની આરાધના કરવાને ઉજમાલ બનશે, તેથી અમે અત્યન્ત આનંદ પામીશું.

કોલ્હાપુર
આષાઢ વ. ૮
વિ. સં. ૧૯૯૫

લિ. શ્રીસંઘનો સેવક
**હુકમીચંદ ડુંગાજી રાઠોડ.**

પૂ. પરમ શાસનપ્રભાવક, સમર્થ વિદ્વાન, વ્યાખ્યાનવાચસ્પતિ

આચાર્યદેવ શ્રીમદ્



વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# પ્રાસ્તાવિક:

શ્રી જૈનશાસને દર્શાવેલો **'આરાધનાનો માર્ગ'** ભવવિરક્ત મહાપુરૂષોને **'આચરવો'** જેટલો સુકર છે, તેટલો જ ભવાભિનન્દી આત્માઓને **'સદ્દહવો'** પણ દુષ્કર છે. સુવિહિતશિરોમણિ, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આદિ તત્ત્વવેત્તાઓએ ફરમાવ્યું છે કે–

" विशुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनादः । "

વિશુદ્ધ ઉપદેશ પણ ક્ષુદ્ર સત્ત્વો રૂપી હરણીયાંઓના જૂથને સિંહનાદની જેમ ત્રાસ ઉપજાવે છે.

એનું કારણ એ જીવોની ભવરસિકતા છે: અને વિશુદ્ધ માર્ગનો ઉપદેશ સીધી યા આડકતરી રીતિએ પ્રાણિઓની ભવરસિકતા ઉપર કાપ મૂકે છે. આ કારણે તેના અધિકારી આત્માઓની સંખ્યા આ જગતમાં અલ્પ રહે, તે તદ્દન સ્વાભાવિક છે.

આ પુસ્તકમાં જે 'માર્ગ'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે **'આરાધનાનો માર્ગ'** પણ અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોની સુવિશુદ્ધ દેશનામાંથી જ જન્મ પામેલો છે. આમ હોઈને, આ પુસ્તકમાં દર્શાવેલ **'આરાધનાના માર્ગ'**ના અધિકારી પણ બહુ થોડા આત્માઓ હોય, એ વાત સમજી શકાય તેમ છે: પરન્તુ તેથી એ માર્ગની કિંમત લેશમાત્ર ઓછી થતી નથી. જગત્‌માં જેમ અન્ય ઉત્તમ વસ્તુઓના ગ્રાહક, ભોક્તા કે સ્વામી ઓછા હોય છે, તેમ શ્રી જિનોપદિષ્ટ સન્માર્ગ આદિના ગ્રાહક પણ ઓછા જ હોય છે.

એક પંડિતપ્રવરે ફરમાવ્યું છે કે–

" श्रेयोऽर्थिनो हि भूयांसो, लोके लोकोत्तरे च न ।
स्तोका हि रत्नवणिजः, स्तोकाश्च स्वात्मसाधकाः ॥१॥

લૌકિક શ્રેયના અર્થી જેટલા હોય છે, તેટલા લોકોત્તર શ્રેયના અર્થી હોતા નથી. જેમ રત્નના વ્યાપારી જગતમાં થોડા હોય છે, તેમ આત્મસાધક પુરૂષો પણ જગતમાં થોડા જ હોય છે.

સ્વ-આત્મ-શ્રેય સાધવાની વૃત્તિ બહુ અલ્પ જીવોને હોય છે. મોટી સંખ્યાના જીવો એથી વિપરીત વૃત્તિમાં જ રમતા હોય છે. તેવા આત્માઓને આ પુસ્તકમાં ચર્ચેલી વાત લેશ પણ રસ આપનારી ન થાય તો આશ્ચર્ય નથી, પણ એ સિવાયના સ્વ-શ્રેય-સાધક આત્માર્થી આત્માઓને આ પુસ્તકમાં આલેખન કરાયેલી વિગતો અત્યન્ત રસને પેદા કરાવનારી થઈ પડે, તો ના કહી શકાય નહિ.

શ્રી જૈનશાસને દર્શાવેલો **'આરાધનાનો માર્ગ'** હંમેશાં તપ અને સંયમપ્રધાન હોય છે અને એ બંને વસ્તુ જીવોની અનાદિકાલીન ભોગવાસના ઉપર મોટો કાપ મૂકે છે. બહુલ-સંસારી આત્માઓથી એ વાત સહી શકાતી નથી. તેથી તેઓ તપ અને સંયમપ્રધાન માર્ગ દર્શાવનાર મહાપુરૂષો ગમે તેટલા નિઃસ્વાર્થી, પરોપકારી અને જ્ઞાની હોય, તો પણ તેમની દરકાર કરતાનથી: એટલું જ નહિ, પણ તે પવિત્ર માર્ગ અને માર્ગપ્રકાશકોની, અછતાં પણ દૂષણો ઉભાં કરી, એક યા બીજા પ્રકારે નિન્દા, લઘુતા અને અવહીલનાદિ કરવા પ્રયાસ કરે છે.

આ પુસ્તકને ધ્યાનપૂર્વક વાંચવાથી આ વાતનો સારી રીતે રહસ્યસ્ફોટ થશે અને શ્રી જિનોપદિષ્ટ **'આરાધનાનો માર્ગ'** જગતના તમામ જીવોને કેટલો ભારે ઉપકારક છે, તેનો સુંદર રીતિએ ખ્યાલ આવશે.

ચાલુ સાલના પોષ-મહા માસમાં દક્ષિણ-મહારાષ્ટ્રના કોલ્હાપુર શહેરમાં લગભગ દોઢ માસની સ્થિરતા કરવાનું થયું.



## શેઠ હુકમચંદજી ડુંગાજી રાઠોડ

**જ્વેલર્સ એન્ડ બેંકર્સ.**

જેમણે પોતાના સ્વર્ગસ્થ પિતા શેઠ ડુંગાજી રૂપાજી રાઠોડના સ્મરણાર્થે આ પુસ્તક છપાવ્યું છે. મારવાડ, જી. સીરોહીમાં આવેલા ડુંગાણી ગામના રહીશ આ ભાઈ ધંધાર્થે કોલ્હાપુરમાં વસે છે. કોલ્હાપુરમાં તેમના નામની અને વડગામમાં તેમના પિતાના નામની એમ બે દુકાનો ચલાવે છે. વ્રતનિયમાદિ દ્વારા આરાધના કરવામાં આ ભાઈ ઉત્સાહિત જણાય છે.

તે દરમ્યાન ત્યાંના વતની સુશ્રાવક હુકમીચંદજી ડુંગાજીને, પોતાના સ્વર્ગસ્થ પિતા, કે જેઓ એક શ્રાવક તરીકેનું આરાધક જીવન જીવી ગયા હતા, તેમના સ્મરણ નિમિત્તે થોડુંક ધાર્મિક સાહિત્ય પ્રગટ કરવાની ઉત્કંઠા બતાવી અને શ્રાવકજીવનની આરાધનામાં પ્રોત્સાહન આપનાર નિવડે તેવી એક લેખમાલા તૈયાર કરી આપવા માટે અત્યંત આગ્રહ કર્યો. તેના ફળ રૂપે આ પુસ્તક છે.

આરાધક જીવનને અંગે છૂટી-છવાઈ પણ જરૂરી વિગતો આ પુસ્તકમાં આલેખાયેલી છે. તેને ધ્યાનપૂર્વક વાંચી-વિચારી સ્વલ્પ આત્માઓ પણ જો પોતાના જીવનને તે માર્ગે વાળવા પ્રયાસ કરશે, તો લેખકનો પ્રયાસ સફળ થયો ગણાશે.

સંભવ છે કે-મતિકલ્પનાનાદિકના દોષથી શ્રી જિનમતથી વિપરીત આલેખન કોઈ સ્થળે થઈ ગયું હોય, તો સજ્જન પુરૂષો તેને સુધારી લઈ, પોતાનું ગુણગ્રાહિપણું સિદ્ધ કરી આપશે, એવી આશા છે. શ્રી જિનમતથી વિપરીત એક અક્ષરનું પણ આલેખન થવા ન પામે એની અમે બનતી કાળજી રાખી છે, છતાં છદ્મસ્થ આત્માઓ માટે દોષ એ અસંભવિત વસ્તુ નથી. આ કારણે આ પુસ્તકમાં શ્રી જિન-મતથી વિરૂદ્ધ જે કાંઈ આવવા પામ્યું હોય, તે બદલ લેખક ત્રિવિધે મિચ્છામિ દુક્કડં દેવામાં પોતાની કૃતાર્થતા સમજે છે.

**'આરાધનાનો માર્ગ'**-એ લેખમાલાના અંતે 'શ્રાવક-ધર્મ-સંક્ષિપ્ત-સાર' સમર્થ શાસ્ત્રવેત્તા આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરિવરવિરચિત 'શ્રાવક-ધર્મ-વિધિ-પ્રકરણ' નામના સટીક ગ્રન્થરત્નના આધારે ઉતારવામાં આવ્યો છે, તે સંક્ષેપમાં પણ શ્રાવકધર્મને અંગેની લગભગ સઘળી મહત્ત્વની બાબતોનું સુંદર શબ્દોમાં પ્રતિપાદન કરે છે.

અગીઆરમા પૌષધોપવાસ તથા બારમા અતિથિસંવિભાગ વ્રતને અંગે તેમાં આલેખાયેલી વાત અને વર્તમાન પ્રચલિત વિધિમાં ભેદ છે. વર્તમાનમાં માત્ર આહાર પૌષધ જ સર્વથી યા દેશથી થાય છે. તે સિવાયના શરીરસત્કાર, બ્રહ્મચર્ય અને અવ્યાપાર એ ત્રણ પ્રકારના પૌષધો સર્વથી જ થાય છે અને તે દરેકમાં સામાયિક અવશ્ય અંગીકાર કરવાનો વિધિ છે.

બારમા અતિથિસંવિભાગ વ્રતમાં પણ પૌષધના પારણે એકાસણું કરીને, તે વ્રતનો વિધિ સાચવવામાં આવે છે.

તદુપરાન્ત–'પૌષધ શબ્દ પર્વતિથિઓમાં રૂઢ થયો છે.' –એ માન્યતા પણ તપગચ્છને સ્વીકાર્ય નથી. પર્વતિથિઓ સિવાયના દિવસોએ પણ પૌષધ અંગીકાર કરવાનો વિધિ તપ-ગચ્છમાં પ્રચલિત છે: અને તે વિધિ પ્રામાણિક આચાર્યોની પરંપરા દ્વારાએ વિહિત થયેલો છે. એ વિષયની વિશેષ ચર્ચા કરવાનું આ સ્થળ નથી, એટલે અત્રે તો એ બે વ્રતો સંબંધી પ્રચલિન વિધિ શો છે, તે દર્શાવીને જ વિરમીએ છીએ.

વળી આ પુસ્તકના અન્ત ભાગમાં, પંડિત પ્રવર શ્રી રત્નશેખર સૂરિવર વિરચિત શ્રી શ્રાદ્ધવિધિ નામના સુપ્રસિદ્ધ ગ્રન્થનો મૂલ સહિત અનુવાદ આપવામાં આવ્યો છે. શ્રાવક ધર્મનું જ્ઞાન અતિ સંક્ષિપ્ત રૂચિવાળો આત્મા પણ કરી શકે, એજ હેતુ મૂળ ને શબ્દાર્થ આપવામાં પ્રધાનતા ભોગવે છે. અર્થી આત્માઓને તેનો સ્વાધ્યાય સુગમ અને ઉપયોગી નિવડશે, એમ અમારૂં માનવું છે.

પુના કેમ્પ
૧૯૯૫, અસાડ વદ ૬
તા. ૮–૭–૩૯

—મુનિ ભદ્રંકરવિજય

# અગત્યનું શુદ્ધિસૂચન

પૃ. ૧૪ : લીટી ૧૪-૧૫

"ઉલટું, આ ઉપદેશ માટે અયોગ્ય એવા ભવાભિલાષુકો પાત્રનો વિનાશ કરનારા થાય છે."–**એમ છપાયું છે. એને બદલે એમ સુધારવું** કે–"ઉલ્ટું, અયોગ્યને આપેલો ઉપદેશ, એ ઉપદેશ અને એના પાત્ર ઉભયનો નાશ કરે છે."

પૃ. ૪૧ : લીટી ૧-૨

"તર્કના એક જ પ્રહારથી, સાધનના અભાવે નપુંસક પતિને રાગાંધ સ્ત્રીની ઇચ્છા જેમ સ્વયં શમી જાય, તેમ શમી જાય છે."–**એમ છપાયું છે. એને બદલે એમ સુધારવું** કે–"તર્કના એક જ પ્રહારથી, સાધનના અભાવે નપુંસક પતિને પામી રાગાંધ સ્ત્રીની ઇચ્છા જેમ સ્વયં શમી જાય, તેમ શમી જાય છે."

પૃ. ૮૦ : લીટી ૧૧

"કારણો" શબ્દની જગ્યાએ "કારણે" જોઇએ.

પૃ. ૮૬ : લીટી ૧૧

"મહાપુરૂષો ફરમાવે કે–" **એવું છપાયું છે, તેને બદલે એમ જોઈએ** કે–"મહાપુરૂષો ફરમાવે છે કે–"

પૃ. ૧૦૦ : લીટી ૫-૬

"**આજ્ઞાનિઓની**" ને બદલે "**જ્ઞાનિઓની**" જોઈએ.

પૃ. ૧૦૮ : લીટી ૪

"**બહુગાન**" ની જગ્યાએ "**બહુમાન**" જોઈએ.

પૃ. ૧૧૬ : લીટી ૨૪

"**તેવા**" ની જગ્યાએ "**તેના**" જોઈએ.

પૃ. ૧૩૯ : લીટી ૨૦

"**વ્યાધિઓ**" છે ત્યાં "**વ્યાધિઓનો અભાવ**" જોઈએ.

પૃ. ૧૩૯ : લીટી ૨૧

"ઇર્ષ્યા" છે ત્યાં "ઇર્ષ્યાનો અભાવ" જોઇએ.

પૃ. ૧૪૨ : લીટી ૧૬-૧૭-૧૮

"અશક્યપરિહાર" ના સ્થાને "અશક્યપરિહાર્ય" અને "શક્યપરિહાર" ના સ્થાને "શક્યપરિહાર્ય" જોઇએ.

પૃ. ૧૫૬ : ત્રીજી ગાથા

"वंदणपापणं" ના સ્થાને "वंदणपणं" જોઇએ.

પૃ. ૧૬૩ : લીટી ૨

"વિસરામ" ની જગ્યાએ "વિસરાળ" જોઇએ.

પૃ. ૧૬૭ : લીટી ૧૮

"૭-સુકૃતની અનુમોદના કરવી," ની જગ્યાએ "૭-સુકૃતની અનુમોદના કરવી જોઈએ,"-એવું સુધારવું.

  

## અ ૦ નુ ૦ ક્ર ૦ મ ૦ ણિ ૦ કા



  

૨૧૫૫૮

# આરાધનાનો માર્ગ

## અઢાર લેખાંકો

### લેખાંક ૧ લો :

#### આરાધના શબ્દનો અર્થ :

આરાધન કરવું એટલે સાધવું, પ્રાપ્ત કરવું અથવા સંતુષ્ટ કરવું. આ ત્રણ અર્થોમાં આરાધન શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. કોઈ પણ કાર્ય સિદ્ધ કરવું હોય, કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવી હોય અથવા કોઈ પણ વ્યક્તિને સંતુષ્ટ કરવી હોય, ત્યારે તે કાર્ય, તે વસ્તુ અગર તે વ્યક્તિનું આરાધન કરવામાં આવે છે. એ આરાધનથી તે કાર્ય નિષ્પન્ન થાય છે, તે તે વસ્તુની પ્રાપ્તિ થાય છે અને તે તે વ્યક્તિ પ્રસન્ન થાય છે. એ રીતે ત્રણે અર્થમાં આરાધન શબ્દનો વ્યવહાર થતો જગતમાં જોવામાં આવે છે. એ જ રીતે સેવા અર્થમાં પણ આરાધન શબ્દનો પ્રયોગ રૂઢ છે. સેવા, ભક્તિ, પરિચર્યા, પ્રસાદના, ઉપાસ્તિ, શુશ્રૂષા, ઉપાસના, વરિવસ્યા, પર્યેષણા, ઉપચાર વિગેરે આરાધના અર્થને જ કહેનારા સેવાના પર્યાય-શબ્દો છે. અહીં પણ આપણે આરાધના શબ્દથી સિદ્ધિ, પ્રાપ્તિ, તુષ્ટિ અને સેવા વિગેરે સઘળા અર્થો ગ્રહણ કરવાના

છે. આરાધનાનો માર્ગ એટલે સાધનાનો માર્ગ, પ્રાપ્તિનો માર્ગ, પ્રસન્ન કરવાનો માર્ગ અથવા સેવા–ઉપાસના વિગેરેનો માર્ગ.

## મુક્તિસાધનાનું જ ધ્યેય :

એટલું તો નક્કી છે કે–શ્રી જૈનશાસન જે માર્ગ બતાવે, તે સંસારની સાધનાનો તો હોય જ નહિ. સંસાર, એ શ્રી જૈનશાસનની દૃષ્ટિએ ત્યાજ્ય વસ્તુ છે. સંસારની હેયતા, એ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં એક નહિ પણ અનેકાનેક પ્રમાણોથી સાબીત કરવામાં આવી છે. સંસારની હેયતા અંકિત ન થાય, ત્યાં સુધી શ્રી જૈનશાસન હૃદયમાં પ્રવેશ પામવું જ અશક્ય છે. સંસારની સર્વાંશે ત્યાજ્યતાનું પ્રતિપાદન કરનાર શ્રી જૈનશાસન આરાધના યા સાધનાનો માર્ગ બતાવે, તે સંસાર સિવાય કોઈ અન્ય વસ્તુનો જ હોવો જોઈએ, એ વાતમાં લેશ પણ શંકા કરવા યોગ્ય નથી. આરાધન કરવા યોગ્ય એ અન્ય વસ્તુ શું છે, એનું પણ સ્પષ્ટ પ્રતિપાદન શ્રી જૈનશાસન કરે છે. એ વસ્તુ બીજી કોઈ નહિ, પણ કેવળ મોક્ષ છે : કારણ કે–મોક્ષ અને તેના કારણ સિવાયની કોઈ પણ વસ્તુની સાધના યા ઉપાસના તે સંસારની જ ઉપાસના છે. સંસાર અને મોક્ષ, એ બે પ્રતિપક્ષી વસ્તુઓ છે. સંસાર એ બદ્ધાવસ્થા છે. મોક્ષ એ મુક્તાવસ્થા છે. આત્માની બદ્ધાવસ્થાનું નામ સંસાર છે અને મુક્તાવસ્થાનું નામ મોક્ષ છે. જે શાસનને સંસારની સાધનાનું પ્રાતપાદન નહિ કરવાની પ્રતિજ્ઞા છે, તે શાસને મુક્તિ સિવાય બીજી કોઈ વસ્તુની સાધનાનું પ્રતિપાદન કરવું, એ પોતાની પ્રતિજ્ઞાથી વિરૂદ્ધ છે. એટલા જ માટે શ્રી જૈનશાસને દર્શાવેલો આરાધનાનો માર્ગ

આપણે જાણવો હોય તો તે મુક્તિનો માર્ગ જ હોઈ શકે, પણ કોઈ અન્ય માર્ગ હોઈ શકે નહિ. આટલો નિશ્ચય કરી શકનાર આત્મા એ વાત સહેલાઇથી સમજી શકશે કે–શ્રી જિનમતના અનુયાયી બનવાની ઇચ્છા ધરાવનારે સૌથી પહેલાં સંસારથી વાસિત થયેલી પોતાની મતિને મુક્તિથી વાસિત કરવી જોઈએ.

## મુક્તિથી વાસિત મતિ

માર્ગપ્રાપ્તિ માટે સૌથી પહેલી શરત શાસ્ત્રકારોની હોય, તો તે એક જ છે કે–મુક્તિ પ્રત્યે અદ્વેષ કેળવવો. એવો એક નિયમ છે કે–પ્રતિપક્ષી વસ્તુ પ્રત્યે દ્વેષ જાગ્યા વિના એની સામેની વસ્તુ ઉપર અદ્વેષ આવતો જ નથી. આપણે જોઈ ગયા કે–મુક્તિની પ્રતિપક્ષી વસ્તુ સંસાર છે. એ સંસાર પ્રત્યે થોડો પણ અણગમો ઉત્પન્ન થયા વિના, મોક્ષ પ્રત્યેનો અણગમો દૂર થવો અશક્ય છે. સંસાર પ્રત્યે જ્યાં સુધી હૃદયમાં બહુમાન બેઠું છે, ત્યાં સુધી મોક્ષ પ્રત્યે બહુમાન જાગે, એ ત્રણે કાળમાં બન્યું નથી, બનતું નથી કે બનવાનું નથી. એટલા જ માટે ભવાભિનન્દી આત્માઓને ધર્મની પ્રાપ્તિ માટે નાલાયક માન્યા છે. ભવ એટલે સંસાર અને તેનું અભિનન્દન એટલે પ્રશંસા અથવા બહુમાન, એ જેના હૃદયમાં બેઠું છે, તે આત્માને ધર્મની સન્મુખ પણ કરવો, એ કોટિ ઉપાયો વડે પણ અશક્ય છે. એ કારણે શાસ્ત્રકારોની પહેલી શરત 'મુક્ત્યદ્વેષ' અર્થાત્ મોક્ષ પ્રત્યે અણગમાનો અભાવ છે. બીજા શબ્દોમાં–સંસાર પ્રત્યે અણગમો જાગ્રત કરવો તે છે. સંસારનો રાગ આત્માને અનાદિકાળનો છે. એ રાગના પ્રતાપે મુક્તિના સ્વરૂપની ઝાંખી કરવા જેટલી તક પણ તે પ્રાપ્ત કરી શક્યો

નથી. સંસારના રાગે એને કાયમ માટે મુક્તિ પ્રત્યે વિરાગી બનાવી રાખ્યો છે. મુક્તિ પ્રત્યેનો તેનો વિરાગ કાયમ હોવાના કારણે જ, ધર્મની પ્રાપ્તિ વિના તે અનાદિકાળથી સંસારમાં ભટકી રહ્યો છે. શ્રી જૈનશાસનનું કાર્ય એક જ છે કે–મુક્તિ પ્રત્યે વિરાગી બની બેઠેલા આત્માઓને મુક્તિના વિરાગી મટાડી સંસારના વિરાગી બનાવવા. સંસારનો વિરાગ અને મુક્તિનો રાગ આત્મામાં જન્મ પામે, એ માટે જેટલા પ્રયત્નો કરવા યોગ્ય છે, તે સઘળા પ્રયત્નો શ્રી જૈનશાસને વિહિત કરેલા છે. સંસારની વિરક્તિ, એ આત્માને સંસારથી તારનારી છે અને મુક્તિની વિરક્તિ, એ આત્માને સંસારમાં ડૂબાવનારી છે.

## મુક્તિનું સ્વરૂપ

મુક્તિ એટલે બન્ધનનો અભાવ. એનું સ્વરૂપ સમજવા માટે આત્મા ઉપર કેવી જાતિનાં બન્ધનો લાગેલાં છે અને એ બન્ધનોથી બંધાગેલો આત્મા વર્તમાનમાં કેવી પરાધીન દશા ભોગવી રહ્યો છે, એનો વિચાર કરવો આવશ્યક છે. આત્માનું બન્ધન એ કોઈ દોરડાનું, લોઢાનું કે સોનાનું બન્ધન નથી. એ બન્ધનની બરાબરી કરી શકે એવું બન્ધન આ જગતમાં બીજે ક્યાંય હયાત નથી. દોરડાનું બંધન કાતર વડે કાપી શકાય છે, લોઢાનું બંધન ઘણના પ્રહારો વડે તોડી શકાય છે અને સોનાનું બંધન સોનારના હથિયાર વડે છેદી શકાય છે, જ્યારે કર્મના બંધનને કાપવા માટે કોઈ કાતર કામ કરી શકતી નથી કે કોઈ દુન્યવી હથિયાર સમર્થ થઈ શકતું નથી. એ બન્ધન જેટલું સૂક્ષ્મ છે, તેટલું જ તેવાં હથિયારોથી અકાટ્ય છે. આત્મા પોતે જ્યાં સુધી સાચો પ્રયત્નવાન ન બને, ત્યાં સુધી કોઈ

પણ વસ્તુ આત્મા ઉપરના બન્ધનથી આત્માને મુક્ત કરવા સમર્થ થઇ શકતી નથી. શુભ અધ્યવસાય રૂપી ઘણના ઘા પડ્યા વિના, આત્માનાં બન્ધનોમાંનું એક પણ બન્ધન લેશ પણ શિથિલ બને, એ વાત અસમ્ભવિત છે. શુભ અધ્યવસાય સિવાયના પ્રયત્નોથી તુટેલાં બન્ધનો, અનેકગુણાં નવાં બન્ધનો આત્મા ઉપર વધારીને, પછી જ પોતે જાય છે. સર્વ પ્રકારનાં કર્મબન્ધનોથી મુક્ત થવું, એ શ્રી જૈનશાસને માનેલી મુક્તિનું સ્વરૂપ છે. કર્મબન્ધનોથી મુક્ત થતાંની સાથે જ આત્મા પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. અનન્તજ્ઞાનાદિ ચતુષ્ટય, એ આત્માનું સ્વસ્વરૂપ છે. એ ચતુષ્ટયની સમ્પૂર્ણતયા પ્રાપ્તિ, એ શ્રી જૈન-શાસને માનેલી મુક્તિ છે.

## આરાધનાનો માર્ગ

આપણે જોઇ ગયા કે-જૈનદ્રષ્ટિએ આરાધનાનો માર્ગ એટલે મુક્તિની સાધનાનો માર્ગ. જે માર્ગના અનુસરણથી મુક્તિની પ્રાપ્તિ થાય, તે જૈનદ્રષ્ટિએ આરાધનાનો માર્ગ છે. એને બીજા શબ્દોમાં આત્મસેવાનો માર્ગ, પરમાત્માની ભક્તિનો માર્ગ, દેવ-ગુરૂની ઉપાસનાનો માર્ગ અથવા આત્મપ્રસાદનાનો માર્ગ, એમ અનેક રીતે સંબોધી શકાય છે. એ સર્વ શબ્દોની પાછળ મુક્તિની સાધના એ એક જ અર્થ રહેલો છે. મુક્તિની સાધના ન થાય તેવી આત્મસેવા, પરમાત્માની ભક્તિ કે દેવગુરૂની ઉપાસના, એ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આરાધનાના માર્ગની ગણનાને પામી શકતી નથી. જે આત્મસેવા, જે ઇશ્વરભક્તિ કે જે દેવ-ગુરૂની પર્યુપાસના મુક્તિને સાધી આપનારી થતી નથી, તે આત્મસેવા, તે ભક્તિ કે તે ઉપાસના આરાધનાસ્વરૂપ છે,

એમ માનવા શ્રી જૈનશાસન સાફ ના પાડે છે. આથી આપણે એ નિશ્ચય કરી શકીએ છીએ કે–મુક્તિની સાધનાનો માર્ગ એ જ સાચો આરાધનાનો માર્ગ છે. પરંતુ મુક્તિની સાધના એટલે શું ? કોઈ પણ એક પ્રકારના દુઃખથી યા બન્ધનથી છૂટકારો મેળવવો, એનું જ નામ મુક્તિ નથી. અહીં જે મુક્તિની સાધનાનું આપણે વર્ણન કરવું છે, તે બીજી કોઈ મુક્તિ નહિ પણ જન્મ, જરા અને મરણના દુઃખથી મુકિત અગર તેના કારણભૂત મોહનીયાદિ કર્મથી છૂટકારો, એજ છે. જન્મ–મરણના કારણભૂત અનાદિનાં કર્મબન્ધનોથી મુક્તિ એજ સાચી મુકિત છે. તે સિવાયની મુકિત એ શબ્દ માત્રથી મુકિત છે. મુકિતના અર્થમાં તે મુકિત, મુકિત તરીકે કહેવડાવવાને લાયક નથી. દુઃખનું યા કર્મનું એક બન્ધન તૂટવા છતાં, જ્યાં સુધી દુઃખનાં યા કર્મનાં અન્ય અનંત બન્ધનો મૌજૂદ છે, ત્યાં સુધી પોતાને મુક્તિની પ્રાપ્તિ થઈ ગઇ એમ માની લેવું, એના કરતાં અધિક આત્મવંચના બીજી કયી છે ? અમૂક પ્રકારનાં તુચ્છ અને પૌદ્‌ગલિક બન્ધનોમાંથી છૂટકારો મેળવવો, એનું જ નામ જો મુકિત હોત, તો આજે ક્ષુદ્રમાં ક્ષુદ્ર પણ કોઇ એવો જન્તુ નથી, કે જે થોડા કાળ માટે પણ સુખનો અનુભવ ન કરી શકતો હોય. સુખ–દુઃખ ઉભયનો અનુભવ એક કાળે હોઈ શકતો નથી. જે કાળે આત્મા સુખનો અનુભવ કરે છે, તે કાળે તેટલો વખત માટે તેને દુઃખથી મુક્તિ મળેલી હોય જ છે. એવા પ્રકારનાં દુઃખોની મુક્તિને પણ જો મુક્તિ તરીકે ઓળખી શકાતી હોય, તો સર્વ આત્માઓ મુકિતને પામેલા જ છે. પછી મુકિત માટે પ્રયત્ન કરવાનો રહે છે જ કયાં ? પરંતુ તે સાચી મુક્તિ જ નથી, કે જે મુક્તિની પ્રાપ્તિ પછી આત્માનું

કોઇ પણ દુ:ખ કે બન્ધન હયાત રહે. આત્માનાં સઘળાંયે દુ:ખો અને સઘળાંયે બન્ધનો હયાત રહેવા છતાં એકાદ વસ્તુને ધ્યેય બનાવી, તેના બન્ધનથી છૂટકારો મેળવી આપવાની વાતોને મુક્તિ મેળવી આપવાની વાતો તરીકે ઉચ્ચારવી, એ કાર્ય ઉત્તમ આત્માઓનું નથી પણ સ્વાર્થસાધુઓનું છે. નિ:સ્વાર્થી અને પરોપકાર કરવામાં જ એક તત્પર જ્ઞાનિપુરૂષો તો, જેમાં મુક્તિ નથી તેમાં મુક્તિની વાત કદી કરતા જ નથી. પૌદ્ગલિક બંધનો ઉભાં થવાં યા તેથી છૂટકારા મળવા એ કર્મનું ફળ છે. એની પ્રાપ્તિ યા અપ્રાપ્તિ, એ શુભાશુભ કર્મજનિત છે. એ માટે કરેલો પ્રયત્ન પણ તેટલો જ ફળદાયી થાય છે, કે જેટલું પૂર્વ-કૃત કર્મ એ પ્રયત્નને સહાયક હોય છે. પૌદ્ગલિક બન્ધન યા તેવી મુક્તિના વિષયમાં પૂર્વકૃત કર્મ કરતાં અધિક ફળ આપવાની તાકાત ક્રોડો પ્રયત્નોમાં પણ નથી. આવું જ્ઞાન ધરાવનાર તત્ત્વજ્ઞ મહાપુરૂષો દુનિયાદારીની તુચ્છ વસ્તુઓની સાધનાના માર્ગને મુક્તિની સાધનાના માર્ગ તરીકે ઓળખાવવાનું સાહસ કદી પણ ન કરે. કર્મનાં આંતરિક બન્ધનો ટળ્યા સિવાય બાહ્યનાં પૌદ્ગલિક બન્ધનો કદી પણ ટળનારાં નથી, કિન્તુ એક યા બીજા રૂપમાં અવશ્ય આવીને ઉભાં રહેવાનાં છે. આવું શ્રદ્ધા પૂર્વકનું જ્ઞાન ધરાવનાર આત્માઓ અન્ય બન્ધનોની તેટલી દરકાર કરતા નથી, જેટલી દરકાર કર્મનાં બન્ધનોની તેમને હોય છે. કર્મનાં બન્ધનો તૂટ્યા વિના, તૂટેલાં બાહ્ય બન્ધનો એક યા બીજા રૂપમાં આત્મા ઉપર અવશ્ય સ્વારી કરીને ઉભાં રહે છે: એટલું જ નહિ પણ એ બાહ્ય બન્ધનોને તોડવા માટે લીધેલા અયોગ્ય ઉપાયો તો કંઈગુણો બદલો પણ સાથે લેતા આવે છે. આ પરિસ્થિતિથી માહિતગાર પરોપકારી

મહાપુરુષો પોતાને ગમે તેટલી નામના મળી શકતી હોય, તો પણ અજ્ઞાન આત્માઓને મુક્તિના નામે અધિક બન્ધનના ગર્તામાં ધકેલવાનું પાપકાર્ય કદી કરતા નથી.

## અન્ય દર્શનકારોએ માનેલી મુક્તિ

સાંસારિક સ્વાર્થની આડે આવનારાઓનાં બન્ધનોમાંથી છૂટવાનું નામ જેમ મુક્તિ નથી, તેમ મુક્તિના નામે પરલોકની કપોલકલ્પિત કે અસત્ વસ્તુઓની પ્રાપ્તિની પૂંઠે પ્રાણિઓને જોડવા, એ પણ સાચો ઉપકાર નથી. સર્વજ્ઞશાસનથી અપરિચિત આત્માઓ અનેક રીતે મુક્તિના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે. કોઈ કહે છે કે-'મુક્તિની પ્રાપ્તિ કરવી એટલે શૂન્યાવસ્થાની પ્રાપ્તિ કરવી.' કોઈ કહે છે કે-'મુક્તિ મેળવવી એટલે ચૈતન્યવાન્ મટી જડવત્ બની જવું.' કોઈ કહે છે કે-'મોક્ષને પામવો એટલે ભાવ રૂપ મટી અભાવ રૂપ બનવું.' એ જ રીતે કોઈ પરમાત્માની સાથે મળી જવું એને મોક્ષ કહે છે, કોઈ વળી વૈકુંઠમાં જઈને વસવું એને મોક્ષ કહે છે, ત્યારે કોઈક ઈશ્વરની હજુર હાજર થવું એને મોક્ષ કહે છે. મોક્ષની આ જૂદી જૂદી કોઈ પણ વ્યાખ્યામાં સર્વજ્ઞના વચનનો આધાર નથી. જેને જેમ મનમાં આવ્યું કે બુદ્ધિમાં બેઠું, તેમ મુકિતના વિષયમાં કલ્પનાશાસ્ત્ર રચ્યું છે. કેટલાક તેની પાછળ આગમપ્રમાણ આપવાના પ્રયત્નો કરે છે, પરંતુ તે આગમપ્રમાણ સિદ્ધ કરવાનાં પ્રમાણો માગવામાં આવે છે, ત્યારે તેઓને અહીં-તહીં ગલ્લાં-તલ્લાં કરીને છૂટકારાનો દમ ખેંચવો પડે છે. મુકિતના વિષયમાં કેવળ આ પ્રકારની અસત્ કલ્પનાઓ ઉપર વિશ્વાસ રાખીને ચલાવી લેવું, એના જેવી અજ્ઞાન અને

આત્મઘાતક વૃત્તિ બીજી એક પણ નથી. એ સઘળી કલ્પનાઓની સામે શ્રી જૈનશાસનનું એક જ કહેવું છે કે-'જે મુક્તિમાં જ્ઞાની મટી અજ્ઞાની બનવાનું હોય, ભાવ રૂપ મટી અભાવ રૂપ બનવાનું હોય, થોડી-ઘણી પણ સ્વાધીનતા છે તેને ગુમાવી સદાને માટે પરાધીન બનવાનું હોય, એવી મુક્તિ માટે પ્રયત્ન કરવો, એના કરતાં સંસારમાં રહેવું શું ખોટું છે ?, કે જે સંસારમાં થોડા પણ જ્ઞાનની, થોડા પણ સુખની અને થોડી પણ સ્વાધીનતાની સદાને માટે હયાતિ છે.' અધિક સુખ મેળવવાને બદલે થોડા પણ સુખથી રહિત થવું, અધિક જ્ઞાન પ્રાપ્ત કરવાને બદલે થોડા પણ જ્ઞાનથી વંચિત રહેવું તથા અધિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને બદલે સદાને માટે પરતંત્રતા સ્વીકારવા તૈયાર થવું, એમાં નથી બુદ્ધિમત્તા કે નથી યુક્તિમત્તા. જે બુદ્ધિ, જે યુક્તિ કે જે આગમ જ્ઞાનશૂન્ય, સુખશૂન્ય કે સ્વાધીનતાશૂન્ય મુક્તિનું પ્રતિપાદન કરે, તે બુદ્ધિ, તે યુક્તિ કે તે આગમ કોઈ પણ કાળે શિષ્ટપુરૂષોને ઉપાદેય બની શકે જ નહિ. શિષ્ટપુરૂષો પોતાની શિષ્ટમતિથી એ જોઇ શકે છે કે-કોઈ પણ આત્માને જ્ઞાન, સુખ કે સ્વાધીનતા એ દુઃખ રૂપ નથી પણ સુખ રૂપ છે. જો કે-અલ્પ જ્ઞાન, અલ્પ સુખ કે અલ્પ સ્વાધીનતા આત્માને જરૂર દુઃખ દે છે, તો પણ સર્વથા જ્ઞાનરહિત, સુખરહિત કે સ્વતંત્રતારહિત બનવું, એ તો કોઇ પણ આત્માને કદી પણ સ્વીકાર્ય નથી. શ્રી જિનેશ્વરદેવનાં આગમો જે મુક્તિનું પ્રતિપાદન કરે છે, તે મુક્તિ સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ છે, સંપૂર્ણ સુખસ્વરૂપ છે અને સંપૂર્ણ સ્વતંત્રતાને પ્રાપ્ત કરાવી આપનાર છે. એ જ મુક્તિ બુદ્ધિથી પણ ગ્રાહ્ય છે, તથા યુક્તિ અને આગમથી પણ સ્વીકાર્ય છે. બુદ્ધિ કે યુક્તિનું

કોઈ પણ પ્રકારે છળ કરવામાં ન આવે, તો પ્રત્યેક વિચારશીલ માનવી, શ્રી જૈનશાસને પ્રરૂપેલી મુક્તિ એ જ પ્રાપ્તવ્ય છે, એવા નિર્ણય પર આવ્યા સિવાય રહી શકે તેમ નથી : કારણ કે–પ્રત્યેક આત્મા પૂર્ણ જ્ઞાન, પૂર્ણ સુખ અને પૂર્ણ સ્વાધીનતા માટે નિરંતર તલસે છે, એ સૌ કોઈના અનુભવથી સિદ્ધ છે.

## મુક્તિનો માર્ગ

સંપૂર્ણ જ્ઞાનમય, સંપૂર્ણ સુખમય અને સદાકાળ શાશ્વત રહેવાવાળી મુક્તિને સ્વીકાર્યા બાદ, તે મુક્તિને પ્રાપ્ત કરાવી આપનાર માર્ગ કયો હોઈ શકે, એમાં બહુ વિવાદ જેવું રહેતું નથી. જ્ઞાનિઓ કહે છે કે–સંપૂર્ણ જ્ઞાન કે સંપૂર્ણ સુખ આત્મામાં નહોતું તે મુક્તિમાં મેળવવાનું છે એમ નથી : પરંતુ એ જ્ઞાન અને એ સુખ અનાદિકાળથી કર્મનાં આવરણોથી આવરિત છે : તે આવરણોને સર્વથા ખસેડી નાંખવાં એનું જ નામ મુકિત છે. મુકિત શબ્દ જ બન્ધનના અભાવને સૂચવે છે. આત્મા ઉપર લાગેલાં આવરણોનાં બન્ધનો ખસી જવાથી જે અવસ્થા પ્રાપ્ત થાય છે, તે આત્માની મુક્તાવસ્થા છે. સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયા વડે સતત્ અભ્યાસ કરવાથી અજ્ઞાન અને સુખનાં આવરણો આત્મા ઉપરથી ચાલ્યાં જાય છે. એટલા જ માટે મુક્તિમાર્ગનું થોડામાં થોડા શબ્દો દ્વારા જ્યારે મહાપુરૂષો પ્રતિપાદન કરે છે, ત્યારે એ જ ફરમાવે છે કે–'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર' અથવા 'સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયા' એ જ મોક્ષનો માર્ગ છે. એ સિવાયનો માર્ગ મોક્ષનો માર્ગ નથી, કિન્તુ મોક્ષથી વિપરીત જે સંસાર–તેને સાધી આપનારો માર્ગ છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન

અને સમ્યક્ચારિત્ર એ મોક્ષનો માર્ગ છે એમ સિદ્ધ થયું : ત્યારે હવે એ માર્ગે ચાલવા માટે—પ્રગતિ કરવા માટે, આત્માએ કેવી જાતિના પ્રયત્નોમાં રક્ત બનવું જોઈએ, એનું જ્ઞાન મેળવવું એ અનિવાર્ય છે. શ્રી જિનેશ્વરદેવોનું શાસન મોક્ષના માર્ગે ચાલવા માટે સૌથી પ્રથમ જે ફરમાન કાઢે છે તે શું છે, તેનો આપણે અહીં પ્રથમ વિચાર કરવો છે.

## મોક્ષમાર્ગે ચાલવા માટેનું પ્રથમ ફરમાન

જગતમાં શ્રી જિનેશ્વરદેવોના શાસનની સ્થાપના થઈ, ત્યારથી માંડીને તેના અન્ત સુધી તેના અનુયાયી માટે અવશ્ય કરવા લાયક કોઇ પણ વસ્તુનું નિરૂપણ તે શાસનમાં કરવામાં આવ્યું હોય તો તે ષડાવશ્યક છે. ષડાવશ્યકનો અર્થ જ એ છે કે—નિરંતર અવશ્ય કરવા યોગ્ય છ કર્ત્તવ્યો. મુક્તિમાર્ગે પ્રયાણ કરવા ઈચ્છનાર આત્માનું આદિ કર્ત્તવ્ય ષડાવશ્યકની નિરંતર આરાધના છે. એની રચના, ગોઠવણી અને પરિપાટી સંસારતારક તીર્થના સ્થાપક શ્રી તીર્થંકરદેવોના બુદ્ધિ—નિધાન આદિ શિષ્યોએ સ્વયં કરેલી હોય છે. સકલ શાસ્ત્રસમુદ્રના પારને પામેલા તથા સર્વ વિદ્યાઓના પરમ ધામ તુલ્ય એવા શ્રી જિનેશ્વરદેવોના પ્રથમ શિષ્ય શ્રી ગણધરદેવો શ્રી ષડાવશ્યક સૂત્રોના રચયિતા, પ્રતિપાલક અને પ્રચારક છે. શાસનની આદિથી અન્ત સુધી નિરન્તર કરવા યોગ્ય એ ષડાવશ્યક શું વસ્તુ છે ?—એનું જ્ઞાન મેળવવું, એ મુક્તિ પ્રત્યે ગમન કરવા ઉત્થિત થયેલા આત્માઓનું સૌથી પ્રથમ કર્ત્તવ્ય છે. એને જાણી નિરંતર અને આજ્ઞાવિહિત રીતિએ એનો અમલ કરવા માટે તત્પર રહેવું, એ તેઓ માટે પરમાવશ્યક છે.

## ષડાવશ્યકની વસ્તુ

શ્રી જિનેશ્વરદેવના શાસનમાં 'ષડાવશ્યક' એ દરરોજના પ્રતિક્રમણની ક્રિયા તરીકે અત્યંત સુપ્રસિદ્ધ છે. એથી ષડાવશ્યક કેવળ ક્રિયા રૂપ છે એમ નથી, પણ જ્ઞાનક્રિયા ઉભયાત્મક છે. શ્રી જિનમતમાં કોઈ પણ ક્રિયા જ્ઞાનશૂન્ય પ્રતિપાદન કરેલી નથી. જ્ઞાનશૂન્ય ક્રિયા, બીજા અર્થમાં ઉપયોગશૂન્ય ક્રિયા એ દ્રવ્યક્રિયા છે, એમ શ્રી જૈનશાસન પ્રતિપાદન કરે છે. આથી એમ નથી સમજવાનું કે-સૂત્રોનો મુખપાઠ કે તેના અર્થોનું અક્ષરજ્ઞાન એ જ માત્ર જ્ઞાન છે અને એવા જ્ઞાનવાળાની ક્રિયા એ ભાવક્રિયા છે. પ્રત્યેક સૂત્રનો શુદ્ધ ઉચ્ચાર અને તેના અર્થનું સારામાં સારૂં જ્ઞાન હોવા છતાં, ક્રિયા કરતી વખતે શુદ્ધ ઉચ્ચાર કે અર્થના ઉપયોગથી શૂન્ય આત્માની બાહ્ય દૃષ્ટિએ શુદ્ધમાં શુદ્ધ ક્રિયા પણ દ્રવ્યક્રિયા છે. શ્રી જિનશાસનમાં ઉપયોગને જ ભાવ માનેલો છે. એથી ઉપયોગપૂર્વક કરાયેલી ક્રિયા એ જ ભાવક્રિયા છે અને ઉપયોગશૂન્ય ક્રિયા એ દ્રવ્યક્રિયા છે. શ્રી જૈનશાસન સ્પષ્ટ પ્રતિપાદન કરે છે કે—ક્ષયોપશમની મંદતાથી અશુદ્ધ પણ ઉચ્ચારવાળો અને ઓછા પણ અર્થજ્ઞાનવાળો જો ક્રિયા કરતી વખતે ક્રિયાના ઉપયોગમાં વર્તે છે, તો તે ભાવક્રિયા કરનારો છે અને ક્ષયોપશમના યોગથી શુદ્ધ ઉચ્ચારપૂર્વક બોલવાની શક્તિ ધરાવનારો તથા સૂત્રોના અર્થોને સમજવાની તાકાતને ધરાવનારો પણ ક્રિયા કરતી વખતે ક્રિયાના ઉપયોગશૂન્યપણે ક્રિયા કરે છે, તો તે દ્રવ્યક્રિયા કરનારો છે. ભાવક્રિયાનું કોઈ પણ સાધન હોય, તો તે સૂત્ર અને અર્થના જ્ઞાનની સાથે આત્માનો ઉપયોગ છે. ઉપયોગને અન્યત્ર રાખનાર અને ક્રિયા ષડા-

વશ્યકની કરનાર, એવા આત્માનું ષડાવશ્યક જ્ઞાન, જ્ઞાન–ક્રિયા ઉભયાત્મક બની શકતું નથી. ઉપયોગ સહિતની જે ષડાવશ્યક ક્રિયા, તે જ્ઞાનક્રિયા ઉભયાત્મક બની મોક્ષમાર્ગની સાધક બને છે. તે ષડાવશ્યક ક્રિયાનો વિષય કેટલો મહાન્ અને ગમ્ભીર હોવો જોઈએ, એનું અનુમાન કરવું હવે દુષ્કર નથી. એ ષડાવશ્યક ક્રિયા મંગળ રૂપ છે: કારણ કે–એમાં પરમ માંગલિક વસ્તુઓનું આરાધન સમાયેલું છે. એ માંગલિક વસ્તુઓ શું છે? એ માંગલિક વસ્તુઓ છે–'સામયિક, ચતુર્વિંશતિ સ્તવ, સદ્‌-ગુરૂવન્દન, પાપ–પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન.'

  

લેખાંક ૨ જો:

## આરાધના શબ્દનો ભાવ:

આપણે એ જોઈ આવ્યા કે–જેને અન્ય લોકો સાધનાનો, ઉપાસનાનો કે સેવાનો માર્ગ કહે છે, તેને જ શ્રી જૈનદર્શન આરાધનાનો માર્ગ કહે છે. આરાધના શબ્દ જેટલો શ્રી જૈન-શાસનમાં રૂઢ છે, તેટલો ઇતરમાં નથી. બીજા દર્શનકારો જેમ પોતે માનેલી નિત્ય, નૈમિત્તિક ક્રિયાઓ, એને સેવા અને ઉપાસના આદિ શબ્દોથી સંબોધે છે, તેમ શ્રી જૈનદર્શન પોતે વિહિત કરેલાં નિત્ય, નૈમિત્તિક, સાંવત્સરિક યા મારણાન્તિક કાર્યોને આરાધના શબ્દથી ઓળખાવે છે. જેમકે-શ્રી આવ-શ્યકાદિ એ નિત્ય આરાધના છે, અષ્ટોત્તરીસ્નાત્રાદિ મહા-

જાઓ એ નૈમિત્તિક આરાધના છે, તીર્થયાત્રાદિગમન એ ાંવત્સરિક આરાધના છે અને સંલેષણાદિ એ મારણાન્તિક ારાધના છે. શ્રી જૈનશાસનમાં આરાધના શબ્દ રૂઢ થવાનું ાઈ પણ કારણ હોય, તો તે એક જ છે કે—આરાધના શબ્દ ે મુક્તિમાર્ગની સાધના માટેનો એકનો એક વ્યાપક શબ્દ . સાધના, સેવા, ઉપાસનાદિ શબ્દો પોતપોતાનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોને સ્પર્શે છે, જ્યારે આરાધના શબ્દ કેવળ મુક્તિની ાધના માટેના જ સર્વ અર્થોને સ્પર્શે છે. આરાધના યા ારાધકભાવ, એ શબ્દો બોલતાંની સાથે જ એનો સંબંધ ીધો મુક્તિમાર્ગની સાથે થાય છે. સાધના, સેવા કે ઉપાસ-ાદિ શબ્દોનો સંબંધ તેવી રીતે કેવળ મુક્તિમાર્ગની સાથે તો નથી, એ જ આરાધના શબ્દની વિશેષતા છે. સેવા, પાસના કે સાધના લૌકિક પદાર્થોની કે લૌકિક વ્યક્તિઓની ણ હોઈ શકે છે, જ્યારે આરાધના એ શ્રી જૈનશાસનમાં ી લૌકિક વસ્તુઓ માટે હોઈ શકતી નથી. લૌકિક વસ્તુઓની ાપ્તિ માટે આરાધના શબ્દનો પ્રયોગ લોકમાં પણ તેટલો કરાતો થી. એ જ કારણે આરાધનાનો માર્ગ કહેવાથી મોક્ષમાર્ગની તીતિ સિવાય બીજી કોઈ પ્રતીતિ શ્રી જૈનશાસનમાં થતી નથી.

## આરાધક–વિરાધક–ભાવ

આરાધનાનો માર્ગ, એ જ્યારે મોક્ષનો માર્ગ છે, ત્યારે ા માર્ગ પ્રત્યે પ્રેમ થવા માટે મોક્ષના પ્રેમની પ્રથમ આવ-યકતા છે અને મોક્ષનો પ્રેમ સંસારનો પ્રેમ ઓછો થયા ્રવાય શકય નથી. સંસારનો પ્રેમ જ્યાં સુધી પૂરેપૂરો છે, ાં સુધી આરાધક બનવાની યોગ્યતા મેળવવા માટે જરૂરી

એવો 'મુક્ત્યદ્વેષ' અર્થાત્ 'મુક્તિ પ્રત્યે અણગમાનો અભાવ'– એ ગુણ પ્રગટ થઈ શકતો નથી અને મુક્ત્યદ્વેષ ગુણ પ્રાપ્ત થયા વિના આરાધક બની શકાતું નથી. સંસાર પ્રત્યેનો રાગ કમી થયા વિના મુક્તિ પ્રત્યે અદ્વેષ પેદા થતો નથી, માટે સંસાર પ્રત્યે દ્વેષ પેદા થવો, એ પણ આરાધક આત્મા માટે જરૂરી છે. હૃદયમાં સંસાર પ્રત્યે તીવ્ર રાગનો અભાવ અને મુક્તિ પ્રત્યે અદ્વેષ પ્રગટ્યા વિના વિહિત અનુષ્ઠાનોનું સેવન પણ શ્રી જૈન-દૃષ્ટિએ આરાધકભાવવાળું નથી અર્થાત્ નિષ્ફળ છે. એટલું જ નહિ કિન્તુ જો તે સેવન સંસાર પ્રત્યે દ્વેષ કેળવવાને બદલે રાગ કેળવવાને માટે હોય છે, તો તે વિરાધકભાવવાળું છે અર્થાત્ નુકશાનકારક છે. આરાધકભાવવાળું અનુષ્ઠાન સંસાર પ્રત્યેના દ્વેષ અને મુક્તિ પ્રત્યેના રાગયુક્ત હોવું જોઈએ : અથવા સંસારનો દ્વેષ અને મુકિતનો રાગ પેદા કરનારું હોવું જોઈએ. એ બેમાંથી એક પણ ન હોય, તો તે અનુષ્ઠાન આત્માનો આરાધકભાવ નષ્ટ કરીને આત્માને વિરાધકભાવ પમાડે છે. આરાધકભાવ અને વિરાધકભાવનું રહસ્ય જો કોઈ પણ હોય, તો તે આ જ છે. સંસારદ્વેષ અને મુક્ત્યદ્વેષ એ આરાધકભાવ અપાવનાર છે અને સંસાર પ્રત્યેનો રાગ તથા મુક્તિ પ્રત્યેનો વિરાગ એ વિરાધકભાવ પમાડનાર છે. જ્યાં સુધી આરાધક-ભાવ પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધી એ આરાધકભાવ પ્રાપ્ત થાય, એ ઇરાદે પણ વિહિત અનુષ્ઠાનોનું સેવન એ વિહિત છે, કિન્તુ એ સિવાયના ઈરાદે અવિહિત છે.

## માર્ગદર્શક કોણ ?

આરાધનાનો માર્ગ સમજવા માટે આરાધકભાવ કોને કહેવાય?–એ સમજ્યા પછી,આરાધના કરવાની કોની ?–એ એક

જ વસ્તુ સમજવાની બાકી રહે છે. શ્રી જૈનદર્શને દર્શાવેલો આરાધનાનો માર્ગ જ્યારે આપણે જાણવો છે, ત્યારે એ માર્ગને દર્શાવનારને પણ જાણવા જોઈએ. એ માર્ગ દર્શાવનાર છે શ્રી જિનેશ્વરદેવો અને એમના આદ્ય શિષ્યો શ્રી ગણધરદેવો. એ ઉભય વ્યક્તિઓ જ એવી છે, કે જેથી એમણે દર્શાવેલા માર્ગમાં કોઇને પણ શંકા ઉભી થવી જ અશક્ય છે. પણ આત્મા ઉપર જ્યાં સુધી મિથ્યાત્વમોહનીયનું જોર છે, ત્યાં સુધી અનાપ્તમાં આપ્તબુદ્ધિ અને આપ્તમાં અનાપ્તબુદ્ધિ થવી, એ પણ અશક્ય નથી. જે આત્માઓનું મિથ્યાત્વમોહનીય કર્મ પ્રબળ નથી કિન્તુ કુદરતી રીતે જ મંદ થયેલું હોય છે, તે આત્માઓ શ્રી જિનેશ્વરદેવ અને શ્રી ગણધરદેવોના આપ્તપણાના નિશ્ચયમાં લેશ પણ સંદેહયુક્ત હોતા નથી. અસત્ય વચન અને અપૂર્ણ જ્ઞાનનાં કારણો આ જગત્માં કોઈ પણ હોય, તો તે રાગ, દ્વેષ અને મોહ છે એમ કહી શકાય : કારણ કે–રાગ, દ્વેષ અને મોહનો સર્વથા ક્ષય ન થાય, ત્યાં સુધી જ્ઞાનાવરણીયના સંપૂર્ણ ક્ષય દ્વારા પ્રાપ્ય કેવલજ્ઞાન (સંપૂર્ણ જ્ઞાન) પ્રાપ્ત થઈ શકતું નથી. જેના એ ત્રણે દોષો સર્વથા નષ્ટ થાય છે, તેનું વચન કદી અસત્ય હોતું નથી કે તેનું જ્ઞાન કદી અપૂર્ણ હોતું નથી : કારણ કે–આ ત્રણ દોષોના ક્ષય પછી તરતમાં જ જ્ઞાનાવરણીયનો ક્ષય થઈ જાય છે અને સંપૂર્ણ જ્ઞાન પ્રગટી જાય છે. આથી જ સમજવું જોઇએ કે–રાગ, દ્વેષ અને મોહ–એ ત્રણ મોટા દોષો છે અને તે જ સંપૂર્ણ જ્ઞાનનાં પ્રતિબંધક અને અસત્ય વચનનાં કારણો છે. શ્રી જિનેશ્વરદેવો એ ત્રણ દોષોથી સર્વથા રહિત છે અને શ્રી ગણધરદેવો દોષરહિત શ્રી જિનેશ્વરદેવોનાં વચ-

નોને જ પ્રકાશિત કરનારા છે. એ ઉભયે દર્શાવેલો માગ કોઈ પણ વિચક્ષણને માટે અનાશ્વાસનીય હોય એ શક્ય જ નથી. આરાધનાના માર્ગ તરીકે એમણે કયી વસ્તુ પ્રદર્શિત કરી છે, તે જણાવવા માટે આપણે એ જોઈ ગયા છીએ કે–સૌથી પ્રથમ વસ્તુ આરાધના કરવા યોગ્ય તેમના તરફથી વિહિત કરવામાં આવી હોય, તો તે શ્રી ષડાવશ્યક છે. ષડાવશ્યક એટલે ઉભયકાળ અવશ્ય કરવા લાયક છ કર્ત્તવ્યો. એનાં નામ–'સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, ગુરૂવન્દન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન.' એના અધિકારી છે સર્વવિરતિધર મુનિવરો અને દેશવિરતિધર સુશ્રાવકો : અથવા આરાધકભાવવાળા અને આરાધકભાવવાળા બનવાની ઇચ્છાવાળા સર્વ મનુષ્યો. એ સર્વ આત્માઓ શ્રી ષડાવશ્યક ક્રિયાના અધિકારી છે.

આત્મામાં આરાધકભાવ પ્રાપ્ત કરવાની પૂર્વ તૈયારી તરીકે 'મુક્ત્યદ્વેષ' ગુણ એ જેમ આવશ્યક છે, તેમ બીજા પણ અનેક ગુણોની આવશ્યકતા છે. પરન્તુ એ વાત પણ સાથે જ ધ્યાનમાં રાખવાની છે કે–એક 'મુક્ત્યદ્વેષ' ગુણ એવો છે, કે જે ગુણ આરાધકભાવ માટે જરૂરી બીજા અનેક ગુણોને ખીંચી લાવે છે. મુક્તિ પ્રત્યેનો દ્વેષ યા વિરાગ ટળ્યો, એની સાથે જ તપ પ્રત્યેનો પ્રેમ, સદાચાર પ્રત્યેનો રાગ, તપસ્વી અને સદાચારિઓ પ્રત્યેની ભક્તિ વિગેરે ગુણો આપોઆપ આવે છે. જેઓને ગુણવાન કે ઉપકારિઓ પ્રત્યે ભક્તિ નથી, સદાચાર કે તપ પ્રત્યે આદર નથી, તેઓને મુક્તિ પ્રત્યે અદ્વેષ છે, એ પણ માનવા યોગ્ય નથી. આરાધક બનવા માટે 'મુક્ત્યદ્વેષ' જેટલો જરૂરી છે, તેટલો જ તપ અને સદાચાર પ્રત્યેનો રાગ તથા ગુણવાન અને ઉપકારી પ્રત્યેની ભક્તિ પણ જરૂરી છે.

બીજા શબ્દોમાં ગુણવાન અને ઉપકારિની ભક્તિ વિના તથા તપ અને સદાચારના પ્રેમ વિના, સંસારનો દ્વેષ કે મુક્તિનો રાગ જાગતો જ નથી. જેઓ ગુણવાનનો અનાદર કરે છે, ઉપકારિઓ પ્રતિ કૃતઘ્ન બને છે, સદાચારને નેવે મૂકે છે તથા તપ પ્રત્યે કુદૃષ્ટિ રાખે છે, તેઓનો સંસાર–રાગ ઉત્કટ કોટિનો છે. તેવા આત્માઓ આરાધક પણ નથી અને આરાધક બનવા માટે લાયક પણ નથી. એવા આત્માઓની આવશ્યક ક્રિયા સ્વ કે પરને લાભ કરવાને બદલે ઉલટી નુકશાનકારક બને છે. આવશ્યક ક્રિયા આદિ તારક ક્રિયાઓ પણ જો કોઇ પણ કારણે નિંદાતી હોય, તો તે દોષ આવશ્યક આદિ ક્રિયાઓનો નથી, કિન્તુ આરાધકભાવથી શૂન્યપણે તે તે ક્રિયાઓ કરનારાઓનો જ તે દોષ છે અથવા મુક્તિમાર્ગના નિંદકોનો તે દોષ છે. આરાધકભાવ પામીને અગર પામવાની બુદ્ધિએ જે કોઈ પણ શ્રી જિનવરેન્દ્રોપદિષ્ટ આવશ્યક આદિ ક્રિયાઓને ઉભયકાળ આરાધે છે, તેઓ મોક્ષમાર્ગને દીપાવનારા છે અને સ્વ–પર ઉભયને મોક્ષમાર્ગ પ્રત્યે આકર્ષનારા છે. સંસારના પ્રેમી અને મુક્તિમાર્ગના દ્વેષી સિવાય એવા આત્માઓની આવશ્યક આદિ ક્રિયાઓને નિંદવાનું દીલ કોઇને પણ થઈ શકે તેમ નથી, એવા પ્રકારની એ ઉત્તમ ક્રિયાઓ છે.

શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ એ ક્રિયાઓનું વિધિયુક્ત નિયમિત આસેવન કરનાર આત્મા આસન્નભવી કે અલ્પસંસારી બને, એમાં કોઈ જાતિનો પણ શક નથી. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં ઉપદેશાયેલાં પ્રત્યેક અનુષ્ઠાનો આત્માને આસન્નભવી કે અલ્પસંસારી બનાવવા માટે સમર્થ છે, તો પણ તે સર્વમાં ષડાવશ્યક અનુષ્ઠાનનો મહિમા ઘણો મોટો

છે. એટલા માટે શ્રી જિનશાસનના અનુયાયી ચતુર્વિધ સંઘમાં પશ્ચિમાપશ્ચિમ તીર્થનાથોના શાસનમાં મૂખ્ય શ્રી શ્રમણસંઘ માટે એ ક્રિયા ફરજીયાત વિહિત કરવામાં આવી છે. ચાહે આજના દીક્ષિત હોય યા સો વર્ષના દીક્ષિત હોય, ચાહે સામાન્ય સાધુ હોય યા મોટામાં મોટા આચાર્ય હોય, ચાહે અષ્ટપ્રવચનમાતાના જ્ઞાતા હોય યા ચૌદ પૂર્વના જ્ઞાતા હોય, પણ તે દરેક માટે ઉભયકાળ આવશ્યક ક્રિયા, એ શ્રી જૈન-શાસનમાં ફરજીયાત છે. જ્ઞાનના નામે, ધ્યાનના નામે, સ્વાધ્યાયના નામે યા તપના નામે કોઈ પણ એ ક્રિયાનો અપલાપ કરવા માગતું હોય, તો તે શ્રી જિનશાસનમાં શકય નથી. નિરોગાવસ્થામાં કે સરોગાવસ્થામાં, નગરમાં કે જંગલમાં, અસ્વાધ્યાયમાં કે સ્વાધ્યાયમાં, ઉભયકાળ આવશ્યક નહિ કરનાર સાધુ સાધુ રહી શકતો નથી. યાવત્ ચૌદ પૂર્વધર કે ચાર જ્ઞાનના ધણી બનેલ શ્રી ગણધરદેવ પણ શ્રી આવશ્યક ક્રિયાના ફરજીયાતપણામાંથી મુક્ત થઈ શકતા નથી. આવશ્યકક્રિયાનો મહિમા સમજવા માટે આથી વિશેષ પ્રમાણની કોઈ આવશ્યકતા નથી. તીર્થની આદિથી અંત સુધી નિરન્તર કરવા યોગ્ય ક્રિયા તરીકે એ ક્રિયા વિહિત થયેલી છે. સાધુ અને સાધ્વી સંઘ માટે જેમ એ ફરજીયાત છે, તેમ શ્રાવક અને શ્રાવિકા સંઘ માટે પણ એ અવશ્ય કરવા લાયક અનુષ્ઠાન તરીકે વિહિત થયેલી છે. એ ક્રિયા પ્રત્યે જેને આદર નથી, તેને મોક્ષમાર્ગ પ્રત્યે પણ આદર નથી. રત્નત્રયી એ મોક્ષમાર્ગ છે અને આવશ્યકક્રિયા વિના એ રત્નત્રયીની શુદ્ધિ કે વૃદ્ધિ થવી શકય નથી. રત્નત્રયીની શુદ્ધિ અને વૃદ્ધિ માટે જેમ આવશ્યકક્રિયા આવશ્યક છે, તેમ રત્નત્રયીની પ્રાપ્તિ માટે પણ તે આવશ્યક છે. આ કારણે રત્નત્રયીની

પ્રાપ્તિના, શુદ્ધિના કે વૃદ્ધિના અર્થી એવા પ્રત્યેક આત્મા માટે 'ષડાવશ્યક' એ આરાધનાનો સૌથી મોટો અને જરૂરી માર્ગ છે.

❦ ❦ ❦

## લેખાંક ૩ જો :

આરાધના શબ્દની વ્યુત્પત્તિ ઉપરથી આપણે એ જોઈ આવ્યા કે–સાધના, પ્રાપ્તિ, પ્રસાદના, સેવા વિગેરે શબ્દો આરાધનાના ભાવને જ કહેવાવાળા છે, છતાં શ્રી જૈનશાસનમાં એ બધા શબ્દો કરતાં આરાધના શબ્દને જ વધુ પસંદગી આપવામાં આવી છે. સાધના, સેવા આદિ શબ્દો જે ભાવને દર્શાવે છે, તે કરતાં કોઈ વિશિષ્ટ ભાવ આરાધના શબ્દથી ઝળકે છે અને એ વિશિષ્ટતા બીજી કોઈ નહિ પણ એક મુક્તિમાર્ગની જ સાધના, આરાધના શબ્દથી ધ્વનિત થયેલી છે તે છે. સાધના અને સેવા પૌદ્ગલિક વસ્તુ માટે પણ હોઈ શકે છે, જ્યારે આરાધના જે ભાવમાં શ્રી જિનેશ્વરદેવના શાસનમાં રૂઢ થયેલી છે, તે પૌદ્ગલિક સિવાયની વસ્તુ માટે છે: અર્થાત્–શ્રી જિનશાસનમાં મોક્ષ, પરલોક કે સદ્ગતિ સાધવી, એ જ એક આરાધનાનું વાચ્ય છે.

### આરાધના ઉપર અરૂચિ શાથી ?

અને એ જ કારણે આજની દુનિયામાં આરાધના શબ્દ અરૂચિકર થઈ પડ્યો છે. આજના માણસોને સાધના શબ્દનો

અગર તો સેવા શબ્દનો પ્રયોગ જેટલો પ્રિય લાગે છે, તેટલો આરાધના શબ્દનો પ્રયોગ પ્રિય લાગતો નથી. આરાધના શબ્દની અરૂચિ જ મોક્ષમાર્ગ, પરલોકનાં સાધન અને જીવની ગતિ સુધારવાના ઉપાયો પ્રત્યેની તેઓની અરૂચિ વ્યક્ત કરે છે. મુક્તિ પ્રત્યે અરૂચિ ધરાવનારા આત્માઓને તત્ત્વજ્ઞ પુરૂષોએ ધર્મમાર્ગના અનધિકારી તરીકે દર્શાવ્યા છે. એક મુક્તિ પ્રત્યેની અરૂચિ, એ સઘળા દોષોનું મૂળ છે. સંસાર પ્રત્યેની અતિ રૂચિ, એ મુક્તિની અરૂચિ પ્રત્યે કારણ છે. સંસાર પ્રત્યે હૃદયથી અરૂચિ જાગ્યા વિના, મુક્તિ પ્રત્યેની અરૂચિ કદી હઠતી નથી. એ જ કારણે ઉપકારી પુરૂષોએ પોતાના સઘળાયે જ્ઞાન અને શક્તિનો ઉપયોગ જીવોની સંસારરૂચિ શીઘ્ર નાશ પામે, એ માટે જ કર્યો છે. એ માટે જ તેઓ દુનિયાની દ્રષ્ટિએ સુખી લાગતા સંસારનો પણ ત્યાગ કરે છે: એ માટે જ તેઓ ગુરૂકુળવાસમાં વસી ગુરૂઓની જીવનપર્યંત સેવા કરે છે: એ માટે જ તેઓ જ્ઞાનનો અભ્યાસ કરે છે, ગ્રંથોની રચના કરે છે અને તકલીફોની સામે થઈ તપ અને સંયમનું ઘોર આચરણ કરે છે તથા દૂર દેશોમાં વિચરી અન્યોને તેનો ઉપદેશ આપે છે.

## સાચો ઉપકાર

સાચા ઉપકારિઓનું જ્ઞાન અને શક્તિ, આ રીતે જીવોની સંસારરૂચિનો નાશ કરવા માટે વપરાય છે, ત્યારે ઉપકારના સ્વરૂપને નહિ સમજનાર અજ્ઞાન આત્માઓ પોતાને મળેલ શક્તિ અને જ્ઞાન દ્વારાએ જીવોની સહજસિદ્ધ સંસારરૂચિ દૃઢ, રૂઢ અને ગાઢ બનાવે છે. તત્ત્વજ્ઞ પુરૂષોની

દૃષ્ટિએ, જીવોનો એનાથી અધિક મોટો અપકાર બીજો કોઈ નથી. સંસારની રૂચિ જેટલી દ્રઢ, જેટલી રૂઢ અને જેટલી ગાઢ, તેટલી જ પરલોક કે મોક્ષ પ્રત્યેની અરૂચિ પણ દ્રઢ, રૂઢ અને ગાઢ બને છે: અને જેટલી પરલોક કે મોક્ષ પ્રત્યેની અરૂચિ દઢ, રૂઢ અને ગાઢ, તેટલી જ આરાધનાના માર્ગ પ્રત્યેની પણ અરૂચિ દૃઢ, રૂઢ અને ગાઢ હોય છે. એ અરૂચિના કારણે જ જીવો સદા આરાધનાના માર્ગથી પરાઙ્‌મુખ રહે છે. જેની એ અરૂચિ નષ્ટ થાય છે, તેઓને આરાધનાના માર્ગ પ્રત્યે અંતરંગ પ્રેમ જાગે છે. એ પ્રેમ જેમ જેમ દ્રઢ બનતો જાય છે, તેમ તેમ આત્મા સદ્ગતિ માટે, પરલોક માટે અને મુક્તિ માટે વિશિષ્ટ યોગ્યતાને પ્રાપ્ત કરતો જાય છે.

## આરાધનાના અધિકારી

આરાધનાના અધિકારી બનવા માટે 'મુક્ત્યદ્વેષ' અર્થાત્ મુક્તિ પ્રત્યે અરૂચિનો અભાવ એ ગુણ જેમ જરૂરી છે, તેમ તપ અને સદાચાર પ્રત્યેનો પ્રેમ, તપસ્વી અને સદાચરણશીલ વ્યક્તિઓની ભક્તિ વિગેરે બીજા ઘણા ગુણો આવશ્યક છે. ષડાવશ્યકાદિ મહાન આરાધનાઓને પણ જગતમાં વિકૃત સ્વરૂપ અપાવનાર કોઈ હોય, તો તે તેને અયોગ્ય રીતે, અનધિકારિપણે અને આરાધકભાવશૂન્ય હૃદયથી આરાધનારાઓ અને તેના નિન્દકો છે. અન્યથા, શ્રી જિનવરેન્દ્રોપદિષ્ટ એકાન્ત હિતકર આરાધનાઓનો પ્રભાવ જગત્ ઉપર વિસ્તરે નહિ, એ શકય જ નથી. પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયાઓને, ચતુ:શરણગમનાદિ નિત્ય ક્રિયાઓને અને સંલેખણાદિ અંતિમ વિશુદ્ધ ક્રિયાઓને, સુવિશુદ્ધ ભાવ વડે

આરાધનાર આરાધક આત્માઓ, આરાધનાના અધિકારી બની જો તેને આરાધે, તો સમસ્ત જગતને આકર્ષે એમાં લેશ માત્ર શંકા નથી. શ્રી જિનેશ્વરદેવ અને શ્રી ગણધરદેવ વડે ઉપદેશાયેલાં ઉપર્યુક્ત અનુષ્ઠાનોના સાચા આરાધકો આજે પણ તત્ત્વજ્ઞ જગતના દીલને આકર્ષી રહેલ છે. અફ્શોષની વાત એટલી જ છે કે-જડવાદના વિષમ પ્રચારથી આજની દુનિયામાં તત્ત્વજ્ઞ અને વિચારક મનુષ્યોની સંખ્યા બહુ અલ્પ બની ગઈ છે. ઘણી મોટી સંખ્યાના મનુષ્યો સત્યાસત્ય અને સારાસારનો વિવેક કરવાની શક્તિથી પરાઙ્મુખ બનતા જાય છે. એના જ પ્રતાપે અમોઘ સામર્થ્યને ધરાવનાર આરાધનાનો માર્ગ અને તેના આરાધકો વિદ્યમાન હોવા છતાં, તે જગજાહેર બની શક્તા નથી.

## આરાધકમાં જરૂરી ગુણો

તે છતાં, આરાધક આત્મામાં જે ગુણો હોવા જરૂરી છે તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવામાં આવે, તો તે આરાધકો આ જડવાદી અને નાસ્તિકમતી જગતમાં પણ શ્રી જૈનશાસનની ભારે પ્રભાવના કરી શકે તેમ છે. બધા ગુણોમાં 'મુક્ત્યદ્વેષ' એ સૌથી પહેલો અને જરૂરી ગુણ છે, કારણ કે—એની હયાતિ વિના બીજો એક પણ સાચો ગુણ આવી શકતો નથી. જેમ તપ અને સદાચારનો પ્રેમ મુક્ત્યદ્વેષમાંથી જન્મે છે, તેમ આરાધક આત્મામાં જરૂરી ધૈર્ય, ઔદાર્ય, ગામ્ભીર્ય, ઔચિત્ય, દાક્ષિણ્ય, વિવેક, કૃતજ્ઞતા, પાપજુગુપ્સા, પરોપકારશીલતાદિ ગુણો પણ એ ગુણમાંથી આપોઆપ જન્મ પામે છે. આરાધક આત્મામાં આ સઘળા ગુણોની એકીસાથે જરૂર પડે છે. એમાંથી

એક પણ ગુણની કચાશ એના આરાધકપણામાં ખામી લાવે છે. આથી કોઇએ એમ માની લેવાની જરૂર નથી કે–"આટલા બધા ગુણો આત્મામાં એકીસાથે શી રીતે આવે ? અને આવતા હોય તો એ બધા ગુણો પ્રત્યેક આરાધકોમાં ક્યાં જોવામાં આવે છે ? માટે એ વાત અશક્ય છે."

## આરાધનાની સાચી તમન્ના

આરાધક ગણાતા આત્માઓમાં આ બધા ગુણો નજરે ન પડતા હોય, તેથી એમ માની લેવાનું નથી કે–આ બધા ગુણોથી શૂન્ય આત્મા પણ પરિપૂર્ણ આરાધક બની શકે છે. પ્રત્યેક આત્માએ ગુણહીન દશામાંથી જ ગુણયુક્ત દશામાં આવવાનું હોય છે : પણ જે આત્માઓ આરાધકદશા માટે જરૂરી ગુણોથી શૂન્ય હોવા છતાંય, પોતાની જાતને આરાધક તરીકે માને અને મનાવે છે, તે આત્માઓ કદી જ ગુણહીન મટી ગુણવાન બની શકતા નથી. ઔદાર્યાદિ સઘળા ગુણો આરાધકદશા પામવા માટે જરૂરી છે, એમ પરમર્ષિઓ ભારપૂર્વક ફરમાવે છે. ત્યાં ગુણહીન આત્માઓ પણ પોતાની જાતને આરાધક માનવાનું અભિમાન રાખે તે વ્યર્થ છે. વાત તો ત્યાં છે કે–'આરાધના માટે જરૂરી તરીકે ફરમાવેલા બધા ગુણો પામવા શક્ય છે કે અશક્ય ?' એ વાત યાદ રાખવા જેવી છે કે–સાચા ઉપકારિઓ અશક્ય વાતનું કદી પ્રતિપાદન કરતા નથી, તેથી જરૂરી તરીકે દર્શાવેલા ગુણોની પ્રાપ્તિ અશક્ય છે એ પ્રશ્ન જ રહેતો નથી. 'જો શક્ય છે, તો કહેવાતા આરાધકોમાં તે ગુણો કેમ નજરે પડતા નથી ?'–એ પ્રશ્ન પણ તેટલો જ નિરર્થક છે. આરાધક ગણાતી વ્યક્તિઓ આવી કેમ

છે અને તેવી કેમ છે, એ જાતિની ફરીયાદ તેઓ જ કરે છે, કે જેઓને કોઈ પણ બહાના નીચે સાચા આરાધક બનવું નથી. જેઓને આરાધક બનવાની સાચી તમન્ના છે, તેઓ આ વિષયમાં પરમુખપ્રેક્ષણ કરીને કદી જ બેસી રહી શકતા નથી.

## ગુણોની સંકલના

આરાધના માટે અગર આરાધક બનવા માટે જરૂરી જે જે ગુણોનું દર્શન જ્ઞાનિપુરૂષોએ કરાવ્યું છે, તે બધા જ ગુણો એવી કોટિના છે કે–ખરી રીતે એક આવ્યા પછી બીજો આવ્યા સિવાય રહી શકતો જ નથી. એ વાત તો જગવિદિત છે કે–એક કેવળજ્ઞાન ગુણની પ્રાપ્તિની સાથે જ અન્ય અનન્તાનન્ત ગુણો આત્મામાં એક સાથે પ્રાપ્ત થઈ જાય છે. એ જ રીતે બીજા કોઈ પણ વિશિષ્ટ ગુણ માટે એ જ ક્રમ છે કે–આત્મામાં તે સાચી રીતે પ્રગટી જાય, તો તેની સાથે તેની જાતિના બીજા અનેક ગુણો પ્રગટ્યા સિવાય રહે જ નહિ. ‘મુક્ત્યદ્વેષ’ એ પણ એક એવો વિશિષ્ટ કોટિનો આત્મગુણ છે. એ ગુણની પ્રાપ્તિ જે કોઈ આત્મા કરે છે, તે આત્મામાં પછીના ઔદાર્યાદિ સઘળા ગુણો આવિર્ભાવ પામ્યા સિવાય રહેતા નથી. ‘મુક્ત્યદ્વેષ ગુણમાં એવું શું મહત્ત્વ છૂપાયેલું છે, કે જેથી એ એક જ ગુણ મહત્ત્વના બીજા અનેક ગુણોને પોતાની સાથે ખેંચી લાવે છે?’–એ પ્રશ્ન ગંભીર વિચારણા માગે છે. આરાધક બનવાના ઉમેદવારે આ ગુણ ઉપર ખૂબ વિચારણા ચલાવવી જરૂરી છે. જ્યાં સુધી ‘મુક્ત્યદ્વેષ’ ગુણને બાધક પ્રવૃત્તિઓ અટકાવી દેવામાં નહિ આવે અને એ ગુણને સાધક પ્રવૃત્તિઓને જીવનમાં વેગ આપવામાં નહિ આવે,

ત્યાં સુધી આરાધક બનવા માટેના કરેલા સઘળા પ્રયત્નો અરણ્યરૂદનવત્ બની જવાના. જે અંતર મુક્તિ પ્રત્યે દ્વેષરહિત અને સંસાર પ્રત્યે દ્વેષસહિત બન્યું નથી, તે અંતર અનિષ્ટ પૌદ્ગલિક પદાર્થો પ્રત્યે દ્વેષરહિત અને ઈષ્ટ પૌદ્ગલિક પદાર્થો પ્રત્યે રાગરહિત બની જાય, એ કોટિ ઉપાયે પણ શકય નથી. રાગ અને દ્વેષની જડ તો સંસારની અભિલાષા છે. એ સંસારની અભિલાષા જેમની તેમ બની રહે અને આત્મા શાન્ત, દાન્ત, જિતેન્દ્રિય, ધીર, વીર, ઉદાર, ગંભીર, પરોપકારી અને કૃતજ્ઞ બની જાય, એ વાત આકાશમાં ફુલ ઉગવા બરાબર છે. એ જ કારણે મિથ્યાદૃષ્ટિ આત્માના શાન્તિ, ક્ષમા, ધીરજ, સહનશીલતા આદિ ગુણોને જ્ઞાનિઓએ માત્ર મોહની મૂર્ચ્છા તરીકે અને કેવળ સંસારફળને આપનાર તરીકે વર્ણવ્યા છે.

## સર્વ ગુણોની જડ

'સર્વ પ્રકારના આત્મિક ગુણોની જડ શું છે?'–એ શોધવા માટે–'સર્વ પ્રકારના દુર્ગુણોની જડ શું છે?'–એની પહેલી શોધ કરવી જરૂરી છે. દુર્ગુણોની જડ કાયમ રહી જાય અને ગુણોની પ્રાપ્તિ થઈ જાય, એ જાતિના મનોરથો સેવવા, એ માત્ર સ્વપ્નસેવન છે. એથી ફળસિદ્ધિ કાંઈ છે નહિ. વિચાર કરવામાં આવે તો દોષોની જડ પુદ્ગલ પ્રત્યેનો મિથ્યા મોહ છે. એ મોહમાંથી જન્મે છે રાગ અને દ્વેષ, અને એ રાગદ્વેષમાંથી જન્મે છે સઘળા દોષોની પરંપરા. પુદ્ગલ પ્રત્યેનો મિથ્યા મોહ આત્માને આજનો નથી પણ અનાદિકાળનો છે. એને જ અંગે આત્માનો સંસાર છે. જડ-પુદ્ગલનો મોહ આત્માને જડ કર્મોથી બાંધે છે અને જડ કર્મોનું

બંધન આત્મામાં જડ–પુદ્‌ગલનો મોહ પેદા કરે છે. આ રીતિની પરંપરા અનાદિકાળથી ચાલ્યા કરે છે. એ પરંપરાનો ઉચ્છેદ કરવો એ જ સાચો પુરૂષાર્થ છે. બીજા પુરૂષાર્થો નામ માત્ર પુરૂષાર્થ છે. જડ–પુદ્‌ગલનો મોહ અને એ મોહના યોગે જડ કર્મોનું બંધન, એ જ આત્માનો સંસાર છે. એ સિદ્ધ થયા પછી એ સંસાર પ્રત્યેની રૂચિ અને એ સંસારથી છૂટવા પ્રત્યેની અરૂચિ-એ દોષોની જડ છે તથા એ સંસારથી પ્રત્યેની અરૂચિ અને એ સંસારથી છૂટવા પ્રત્યેની રૂચિ–એ સઘળા ગુણોની જડ છે, એ સિદ્ધ કરવાની આવશ્યકતા રહેતી નથી.

## ઔદાર્ય

ઔદાર્ય, એ કૃપણુતા નામના દુર્ગુણનો પ્રતિપક્ષી સદ્‌ગુણ છે. એ સદ્‌ગુણની આવશ્યકતા પણ આરાધનાના માર્ગમાં અનિવાર્ય છે. જ્યાં સુધી કાર્પણ્યનો ત્યાગ થતો નથી, ત્યાં સુધી આત્મા સાચો આરાધકગુણ પામી શકતો નથી. કૃપણુતાનું મૂળ પણ પુદ્‌ગલનો રાગ છે. પુદ્‌ગલનો રાગ છે ત્યાં સંસારની અભિરૂચિ છે. એ સંસારની અભિરૂચિ મુક્તિ પ્રત્યેના દ્વેષથી જન્મેલી છે. એ કારણે સાચી અને પરમ ઉદારતા તે આત્માઓ જ પામી શકે છે, કે જેઓનો મુક્તિ પ્રત્યેનો અરૂચિભાવ તથા સંસાર પ્રત્યેનો રૂચિભાવ સર્વથા ગળી ગયો છે. જેટલા પ્રમાણમાં મુકિત પ્રત્યેનો અરૂચિભાવ નષ્ટ થાય છે અને સંસાર પ્રત્યેનો અરૂચિભાવ આવિર્ભાવ પામે છે, તેટલા પ્રમાણમાં જ કાર્પણ્યદોષ દૂર થાય છે અને ઔદાર્યગુણ પ્રગટ થાય છે. એ સિવાયની ઉદારતા ગુણની કોટિમાં આવી શકતી નથી.

## ધૈર્ય

ધૈર્ય, એ પણ અસ્થિરતા, ચંચળતા, ભયભીતતા આદિ

દુર્ગુણોનો પ્રતિપક્ષી સદ્‌ગુણ છે. જેટલા પ્રમાણમાં સં
પ્રત્યેની આસક્તિ શમે છે અને મુક્તિ પ્રત્યેનો રાગ પ્રગટે
તેટલા પ્રમાણમાં જ આત્માની અસ્થિર અવસ્થા, ચંચળ ૨
સ્થા કે અસ્વસ્થ અવસ્થા મટે છે. જેટલા પ્રમાણમાં એ (સં
રની) આસક્તિ નથી શમી અને એ (મુક્તિનો) પ્રેમ
જાગ્યો, તેટલા પ્રમાણમાં અસ્થિરતા, ચંચળતા અને ભયભી
પણ કાયમ જ રહે છે.

## ગાંભીર્ય.

ગાંભીર્ય, એ ક્ષુદ્રતા, તુચ્છતા, અધમતા આદિ દુર્ગુણો
પ્રતિપક્ષી સદ્‌ગુણ છે. જે આત્મા એ સદ્‌ગુણ નથી પામ
તે આત્મા આરાધનાના માર્ગને કદી આરાધી શકતો ન
આત્માની સબન્ધનાવસ્થા જેમને ખૂંચતી નથી અને તે
સ્થામાંથી છૂટી મુક્ત બનવાની અભિલાષા જેઓમાં પ્રગટી ન
તે આત્માઓ ક્યાં સુધી ગંભીર બની રહેશે, એ એક વિચાર
પ્રશ્ન છે. સંસારના પ્રેમીની ગંભીરતા ત્યાં સુધી જ ગંભી
તરીકે ટકી રહે છે, કે જ્યાં સુધી એની એ ગંભીરતા ર
સંસારને હાનિ પહોંચાડનારી થતી નથી. બીજી બાજુ ક
સ્વરૂપથી માહિતગાર અને એક કર્મબન્ધનથી જ છૂટવાની
જ્ઞાવાળો સમર્થ આત્મા યાવત્ પ્રાણાંત આપત્તિ સુધી પોત
ગંભીરતા છોડતો નથી. અન્યને હાનિ થાય એવા પ્ર
ગંભીરતા ન છોડવી, એને એ યાવત્ મુક્તિની પ્રાપ્તિ :
કર્ત્તવ્ય રૂપ ગણે છે. એવા આત્માને એની ગંભીરતાથી ચ
વવા માટે દુનિયાનો કોઈ પણ પદાર્થ સામર્થ્ય ધરાવતો ન
કારણ કે-દુનિયાના સઘળા પદાર્થો અને એના સંયોગ
તુચ્છતાનો એને સંપૂર્ણ ખ્યાલ આવી ચૂક્યો હોય છે.

## કૃતજ્ઞતા, ગુણજ્ઞતા અને પરોપકાર

બીજાએ પોતાના ઉપર કરેલા ઉપકારોને ન ભૂલી જવા, ગુણો અને દોષોનો વિવેક કરી ગુણોને સ્વીકારવા અને દોષોને તજવા, પોતાના નિમિત્તે અન્ય આત્માઓને કોઈ પણ પ્રકારનું દુઃખ ન દેવું, એ વિગેરે સદ્ગુણો જગત્માં પણ સદ્ગુણો તરીકે ગણાય છે. છતાં તે સદ્ગુણોને આત્મસાત્ કરનાર આત્માઓ તો તે જ છે, કે જેઓ મુક્તિના દ્વેષી મટી સંસારના દ્વેષી બન્યા છે. જ્યાં સુધી જેટલા પ્રમાણમાં સંસારનો પ્રેમ બેઠો છે અને મોક્ષનો અપ્રેમ હયાત છે, ત્યાં સુધી તેટલા પ્રમાણમાં આત્મા અકૃતજ્ઞ, અગુણજ્ઞ અને પરોપતાપી પણ રહેવાનો જ છે, એમાં કોઈ સંદેહ નથી.

## આરાધનાના અનધિકારી

આ રીતે વિચાર કરતાં સઘળા ગુણોનું મૂળ અને સઘળા દોષોની જડ સંસારની રૂચિ છે અને મોક્ષની અરૂચિ છે. શ્રી જિનેશ્વરદેવો અનંતજ્ઞાન વડે આ ગુણદોષોની જડને યથાસ્થિત જાણી જગત્ સન્મુખ રજુ કરે છે. સુખનો માર્ગ સમજાવતાં, સૌથી પ્રથમ તે તારકો જીવોની સંસાર પ્રત્યેની આસક્તિ મટે અને મોક્ષ પ્રત્યેનો પ્રેમ જાગૃત થાય, તેવી જાતિનો જ ઉપદેશ આપે છે. એ તારકોના માર્ગને સમજનારા અને યથાશક્તિ તે માર્ગને અનુસરનારા મહાપુરૂષો પણ જગતના જીવોના ઉદ્ધાર માટે તે જ એક માર્ગ અખત્યાર કરે છે અને તે સિવાયના કોઇ પણ ઉપદેશને પ્રધાન પદ આપતા નથી. જે આત્મા શ્રી જિનેશ્વરદેવના શાસનનો ઉપદેશ અને તેનો આ મર્મ પિછાનવા યોગ્ય નથી, તે આત્મા આરાધક બનવા

માટેના ચાહ્ય જેટલા પ્રયાસો કરે, પણ તે બધા તેને માટે ફોતરાં ખાંડવા તુલ્ય બની જાય છે. સાચા હૃદયના આરાધક આત્માને શ્રી જિનશાસનના ઉપદેશનો આ મર્મ સમજાવો એ કઠિન નથી. તે સિવાયના આત્માઓને આ મર્મ સમજાવવાનો પ્રયાસ કરવાનો પણ નિષેધ છે. આરાધનાના માર્ગથી પરાઙ્-મુખ, મુક્તિના દ્વેષી અને સંસારના જ એક પ્રેમી આત્માઓની આગળ આરાધનાનો આ માર્ગ ધરવો, એ ઉંટની આગળ દ્રાક્ષ ધરવા બરાબર છે અથવા તાજા તાવવાળાને ઔષધ આપવા બરોબર છે, કે જે એના નાશને માટે થાય છે. કાચી માટીનું પાત્ર જેમ પાણી ભરવા માટે નાલાયક છે, તેમ આરાધનાના માર્ગ માટે અધિકારી બનવા માટેનો આ ઉપ-દેશ, મુક્તિથી પરાઙ્મુખ અને વિષ્ટાની તરફ શૂકરની જેમ ભવની તરફ જ અભિમુખ થયેલા આત્માઓ જીરવવા માટે નાલાયક છે. ઉલટું, આ ઉપદેશ માટે અયોગ્ય એવા ભવાભિલાષુકો પાત્રનો વિનાશ કરનારા થાય છે. એ કારણે તેઓના પણ એકાંત ઉપકારને માટે તેવાઓની સન્મુખ આ ઉપદેશ ધરવાની અનન્ત કરૂણાના નિધાન ભગવાન શ્રી જિનેશ્વરદેવો મના કરે છે. શ્રી જિનેશ્વરદેવોની આ આજ્ઞાનું અખંડિત પાલન કરવા માટે ભવભીરૂ મહર્ષિઓ અયોગ્ય પાત્રને શાસનનો મર્મ સમજાવવા કદી પ્રયાસ કરતા નથી. સાથે સાથે આરાધક બનવાના અભિ-લાષી યોગ્ય આત્માઓ વંચિત પણ ન રહી જાય, એની પણ તે તારકો પૂરેપૂરી કાળજી રાખે છે.

❧ ❧ ❧

લેખાંક ૪ થો :

## સ્યાદ્વાદ દર્શન

શ્રી જૈનશાસને દર્શાવેલો આરાધનાનો માર્ગ કહો કે જૈની આરાધના કહો, બેનો અર્થ એક જ છે. જૈની એટલે શ્રી જિનેશ્વર સંબંધી અથવા શ્રી જિનવરોપદિષ્ટ. શ્રી જિનેશ્વરદેવોએ શ્રી જૈનશાસન ઉપદેશ્યું અને શ્રી જૈનશાસને આરાધનાનો માર્ગ બતાવ્યો. આરાધનાનો માર્ગ આરાધનાથી ભિન્ન નથી અને આરાધના શ્રી જૈનશાસનથી ભિન્ન નથી. શ્રી જૈનશાસન, આરાધના અને આરાધનાનો માર્ગ—એ ત્રણેય નિશ્ચયથી અભિન્ન હોવા છતાં, વ્યવહારથી ભિન્ન પણ છે. એક જ વસ્તુને ભિન્ન અને અભિન્ન એવા બે વિરૂદ્ધ ધર્મોવાળી કહેવી, એ ઉપલક દૃષ્ટિએ જેટલું વિરૂદ્ધ છે, તેટલું જ તાત્ત્વિક દૃષ્ટિએ સુસંગત છે. જગતનો કોઈ પણ પદાર્થ એકાન્ત ભિન્ન કે એકાન્ત અભિન્ન ધર્મવાળો છે જ નહિ. ચેતન અને જડ જેવા સર્વથા વિરૂદ્ધ જણાતા ધર્મોવાળા પદાર્થો પણ સર્વથા ભિન્ન નથી તેમજ આત્મા અને જીવ જેવા સર્વથા અવિરુદ્ધ જણાતા ધર્મોવાળા પદાર્થો પણ સર્વથા અભિન્ન નથી. ચેતનત્વ અને જડત્વ જેવા વિશેષ ધર્મોથી ચેતન અને જડ જેમ સર્વથા ભિન્ન છે, તેમ અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ જેવા સર્વસામાન્ય ધર્મોથી ચેતન અને જડ સર્વથા અભિન્ન પણ છે. જ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય આદિ ધર્મો વડે આત્મા અને જીવમાં જેમ અભેદ જણાય છે, તેમ '**अतति, तान् तान् पर्यायान् प्राप्नोति।**' તે તે પર્યાયોને

પામે છે અને 'जीवति, दशविधप्राणान् धारयति।' દશ પ્રકારના પ્રાણોને ધારણ કરે છે. એ બે અર્થો આત્મા અને જીવનો ભેદ પણ જણાવે છે. પર્યાયોને ધારણ કરવા રૂપ ધર્મ સિદ્ધાત્માઓને છે, જ્યારે દશ પ્રકારના પ્રાણોને ધારણ કરવા રૂપ ધર્મ સિદ્ધાત્માઓને નથી. એ રીતે જેમ સિદ્ધના અને સંસારના આત્માઓ ભિન્ન પણ છે, તેમ ચૈતન્ય-લક્ષણ ઉભયમાં સમાન હોવાથી અભિન્ન પણ છે.

## અનેકાન્તવાદની વ્યાપકતા

ભિન્નાભિન્ન, નિત્યાનિત્ય, એકાનેક આદિ સર્વથા વિરૂદ્ધ ભાસતા ધર્મો આ રીતે જગતના પ્રત્યેક પદાર્થોમાં રહેલા છે: એટલા જ માટે અનેકાન્તવાદની આવશ્યકતા છે. અનેકાન્તવાદનું અવલંબન સ્વીકાર્યા સિવાય, કોઈ પણ પદાર્થનું સત્ય નિરૂપણ બની શકતું નથી. એકાન્તવાદનો આગ્રહ સેવનારા સમર્થ ગણાતા દર્શનકારોને પણ પોતે માનેલાં તત્ત્વોનું નિરૂપણ કરવા માટે અનેકાન્તવાદનો આશ્રય લીધા સિવાય ચાલી શક્યું નથી. એક જ આકારવાળું વિજ્ઞાન અનેક આકારથી યુક્ત છે, એક જ ચિત્રરૂપ અનેક રૂપોને ધારણ કરે છે તથા એક જ પ્રકૃતિ સત્ત્વ, રજસ્ અને તમસ્-એવા ત્રણ પરસ્પર વિરૂદ્ધ ધર્મોથી સહિત છે, એમ વિદ્વાન્ ગણાતા પણ બૌદ્ધો, નૈયાયિકો અને સાંખ્યોને અનુક્રમે નિરૂપણ કરવું પડ્યું છે. અનેકાન્તવાદને છોડીને કોઈ પણ પદાર્થની વ્યવસ્થા આજ સુધી કોઈ કરી શક્યું નથી, વર્તમાનમાં કોઈ કરી શકતું નથી અને ભવિષ્યમાં કોઈ કરી શકનાર પણ નથી. અનેકાન્તવાદ એ જ તત્ત્વવાદ છે. એકાન્તવાદ એ મિથ્યાવાદ છે.

જગતની કોઈ પણ વસ્તુ અમૂક એક જ ધર્મવાળી છે, એમ કોઈ પણ વ્યકિતથી સિદ્ધ થઈ શકે તેમ નથી. વસ્તુ સ્વયં જ્યારે અનેક ધર્મવાળી છે, ત્યારે તેને એક જ ધર્મવાળી સિદ્ધ કરવા પ્રયાસ કરવો, એ ઈરાદાપૂર્વક ખોટું બોલવાનો પ્રયાસ કરવા બરાબર છે. આત્મા આદિ જગતના તમામ પદાર્થો દ્રવ્યતયા નિત્ય, પર્યાયતયા અનિત્ય, જાતિ રૂપે એક, વ્યક્તિ રૂપે અનેક, ગુણ વડે અભિન્ન, પર્યાય વડે ભિન્ન, એમ વિસદ્દશ-અવિસદ્દશ ધર્મોવાળા સાક્ષાત્ અનુભવવા છતાં, જેઓ એકાન્ત-વાદનો આગ્રહ સેવે છે, તેઓ જગતને ઉન્માર્ગે દોરનારા છે.

## ભિન્નાભિન્ન

ભેદ અને અભેદ–એ બે વિરૂદ્ધ ધર્મો પણ એક જ વસ્તુનો આશ્રય કરીને રહેલા છે. વૃક્ષ એ શાખાથી ભિન્ન નહિ હોવા છતાં, 'શાખાવાળું વૃક્ષ' એ જાતિનો શાખા અને વૃક્ષનો ભેદવ્યવહાર જગત્માં પ્રસિદ્ધ છે. 'થાંભલાવાળું ઘર'–એમ કહેવાથી, થાંભલો અને ઘર સર્વથા ભિન્ન છે એમ કોઈ પણ રીતે સિદ્ધ થઈ શકતું નથી. 'દંતુશળવાળો હાથી'–એમ કહેવાથી, હાથી અને તેના દાંત હાથીથી જૂદા છે એમ નથી. હાથીના દાંત હાથીના શરીરથી જેમ ભિન્ન નથી તેમ અભિન્ન પણ નથી. જો અભિન્ન જ હોય તો 'હાથીના દાંત' એમ ભેદઅર્થમાં વપરાતી ષષ્ઠી વિભક્તિથી કદી નિર્દેશ થઈ શકે જ નહિ. ત્યારે હાથીના દાંત એ અવયવ રૂપે હાથીના શરીરથી ભિન્ન છે અને એક જ શરીરના અવયવ હોવાથી અવયવી રૂપે અભિન્ન છે. આ રીતે ભેદાભેદનો વ્યવહાર સમસ્ત જગત્માં પ્રસિદ્ધ હોવા છતાં, તેને સ્વીકારવાની જેઓ આના-

કાની કરે છે, તેઓ મિથ્યાત્વમોહથી કારમી રીતે વાસિત છે, એમ કહેવામાં એક લેશભર અતિશયોક્તિ નથી. સર્વત્ર અપ્રતિહત આજ્ઞા રૂપી પ્રસરવાળા અનેકાન્તવાદ ચક્રવર્તી નરેશની એકછત્રી આજ્ઞાને નહિ સ્વીકારવા માત્રથી જ, જગતનાં તમામ દર્શનો દર્શનવિહીન બન્યાં છે : અર્થાત્-તાત્ત્વિક દ્રષ્ટિથી શૂન્ય બન્યાં છે, યાવત્ તત્ત્વમાર્ગથી ભ્રષ્ટ થયાં છે.

## સ્યાદ્વાદનો મહિમા

આપણે જોઈ આવ્યા કે-શ્રી જૈનદર્શન, આરાધના કે આરાધનાનો માર્ગ, એ શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશથી કોઈ ભિન્ન વસ્તુ નથી. શ્રી જિનેશ્વરદેવોનો ઉપદેશ એનું જ નામ શ્રી જૈનદર્શન છે. આરાધના, એ શ્રી જૈનદર્શનનો જ એક પ્રકાર છે અને આરાધનાનો માર્ગ આરાધનાથી કોઇ પણ રીતે સર્વથા ભિન્ન નથી. ઉપદેશ, દર્શન, આરાધના અને માર્ગ-એ ચારેય ભિન્ન નથી અર્થાત્ અભિન્ન છે. એથી કોઈએ એમ માની લેવાનું નથી કે-એ ચારેય સર્વાંશે અભિન્ન છે. ભેદાભેદનો આટલો પણ વિવેક કરી શકવાની તાકાત જે આત્માઓ ધરાવતા નથી, તે આત્માઓ ભાવથી શ્રી જૈન-દર્શન પામવાને લાયક બન્યા નથી. શ્રી જિનેશ્વરદેવોનો ઉપ-દેશ અને શ્રી જૈનદર્શન દ્રવ્યતયા અભિન્ન હોવા છતાં પર્યાયતયા ભિન્ન છે. શ્રી જૈનદર્શન અને એની આરાધના સામાન્યતયા એક હોવા છતાં વિશેષતયા જૂદી છે. આરાધના અને આરાધનાનો માર્ગ જાતિતયા એક હોવા છતાં, વ્યક્તિતયા અનેક છે. આ રીતનો દ્રવ્ય-પર્યાયનો, સામાન્ય-વિશેષનો કે જાતિ-વ્યક્તિનો વિવેક નહિ કરી શકનાર માટે, સત્તર-અઢા-

૨મી સદીના તાર્કિકશિરોમણિ ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણિવરે સાચું જ કહ્યું છે કે–

"ગુરૂ ઉપદેશ વિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે,
પરમ ગુરૂ, જૈન કહો કયોં હોવે.
સ્યાદ્‌વાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા,
ગુનપર્યાય દ્રવ્ય જો બૂઝે, સો હી જૈન હે સાચા.
પરમ ગુરૂ, જૈન કહો કયોં હોવે."

તાત્પર્ય એ છે કે–'જે આત્મા સ્યાદ્‌વાદને જાણતો નથી, જેની વાણી નયવાદથી અર્થાત્ અપેક્ષાવાદથી ગર્ભિત નથી, ગુણ, પર્યાય કે દ્રવ્યનું જેને જ્ઞાન નથી, તે સાચો જૈન નથી. એવા આત્માઓ સ્યાદ્‌વાદના જ્ઞાતા ગુરૂઓની નિશ્રા વિના જ્યાં ત્યાં શ્રી જૈનદર્શનની વગોવણી કરે છે. અર્થાત્–સ્યાદ્‌વાદને નહિ જાણનાર કે જાણનારની નિશ્રા નહિ સ્વીકારનાર આત્મા જૈન બની શકતો નથી, પણ શ્રી જૈન-દર્શનની લઘુતા કરાવનારો થાય છે.'

## પારમેશ્વરી આજ્ઞા

જૈની આરાધનાનો બીજો પર્યાય પારમેશ્વરી આજ્ઞા પણ થઈ શકે છે. પારમેશ્વરી એટલે પરમેશ્વર સંબંધી અને આજ્ઞા એટલે આરાધના. સકલ વિશ્વમાં શ્રી જિનેશ્વરદેવને છોડી બીજો કોઈ પરમેશ્વર છે નહિ. પરમ એટલે સર્વશ્રેષ્ઠ અને ઈશ્વર એટલે ઐશ્વર્યને ધારણ કરનાર. સર્વશ્રેષ્ઠ ઐશ્વર્યના માલીક આ જગત્‌માં ત્રિભુવનઉપકારક શ્રી તીર્થંકરનામકર્મ રૂપી પરમપાવની પુણ્યપ્રકૃતિનો ઉપભોગ કરનાર શ્રી જિનેશ્વરદેવો સિવાય અન્ય કોણ છે? પોતપોતાના માનેલા

કલ્પિત દેવોને પરમૈશ્વર્યનો ઉપભોગ કરાવવા ખાતર જે જાતિની અસત્ કલ્પનાઓ ઇતર લોકોને કરવી પડી છે, તેવી કોઈ પણ કલ્પના શ્રી જૈનશાસનને કરવાની આવશ્યકતા પડી નથી. કર્મક્ષયજનિત સહજ ઐશ્વર્યના ભોક્તા શ્રી જિનેશ્વરદેવોની તુલનામાં પોતાના દેવોને ઉતારવા જતાં, જે હાસ્યાસ્પદ સ્થિતિ ઇતરોને અનુભવવી પડી છે, તેનું વર્ણન કરતાં કવિકુલમાર્તંડ મહાવાદી શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજી ફરમાવે છે કે–

" जगत्संभवस्थेमविध्वंसरूपै–
    रलीकेन्द्रजालैर्न यो जीवलोकम् ।
महामोहकूपे निचिक्षेप नाथ ! ।
    स एकः परमात्मा गतिर्मे जिनेन्द्रः ॥ १ ॥ "

'તે એક પરમાત્મા શ્રી જિનેન્દ્રદેવ મને શરણભૂત હો, કે જેઓએ (પરમાત્મા બનવા માટે ઇતર લોકોના દેવોની જેમ) આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ કે વિનાશ કરવા રૂપ અસત્ય ઇન્દ્રજાલો વડે આ જીવલોકને મહા મોહના ઉંડા ગર્તામાં નાખી દીધો નથી.'

કવિકુલકિરીટ પરમાર્હત પંડિત ધનપાલ કવીશ્વરે પણ ભગવાન શ્રી ઋષભદેવસ્વામિની સ્તુતિ કરતાં એ જ ગાયું છે કે–

" पत्ताणि असामन्नं, समुन्नइं जेहिं देवया अन्ने ।
ते दिंति तुह गुणसंकहासु, हास गुणा मज्झ ॥ २ ॥ "

'તારા ગુણોનું વર્ણન કરતી વખતે, હે ભગવન્! અન્ય દેવોએ (જગતના સર્જનહાર, પાલનહાર અને સંહારણહાર તરીકેની) અસામાન્ય સમુન્નતિ–ખ્યાતિને પ્રાપ્ત કરી છે, તે

(વાતની સ્મૃતિ) (ખરેખર) મને હાસ્ય ઉત્પન્ન કરાવે છે: અર્થાત્-ક્યાં તારા નૈસર્ગિક ગુણો અને ક્યાં અન્ય દેવોની કલ્પિત મોટાઈ? તારા ગુણો જેટલા સત્ય અને નક્કર છે, તેટલા જ અન્ય દેવોના ગુણો અસત્ય અને કલ્પિત છે.'

## નિત્યમુક્ત પરમેશ્વર

'આ જગત્માં એક પરમેશ્વર છે અને તે નિત્યમુક્ત છે. એ પરમેશ્વરની ઇચ્છાથી જ જગત્ ઉત્પન્ન થઈ જાય છે અને ઇચ્છા માત્રથી જ જગત્નો વિનાશ થઇ જાય છે. દુનિયાના જીવોને સુખ-દુ:ખ આપનાર પણ તે એક જ પરમેશ્વર છે.'-પરમેશ્વર સંબંધી આ જાતિની કલ્પિત કલ્પના, કેટલી અસંબદ્ધ અને વિરોધી છે, તે ચર્ચવાનો આ પ્રસંગ નથી: કિન્તુ પારમેશ્વરી આજ્ઞા સમજવા માટે સત્ય પરમેશ્વર કોણ છે?, એ સમજ્યા સિવાય ચાલી શકે તેમ પણ નથી. નિત્યત્વ અને મુક્તત્વ વિશેષણથી વિશિષ્ટ એક પરમાત્મા જગત્નું સંચાલન કરે છે, એમ કહેવું એ **'निरन्तरमहं मौनी'** એ કહેવાની જેમ નિતાન્ત અસત્ય છે. 'બોલું પણ છું અને મૌન પણ છું.'-એમ કહેવું એ જેમ પોતાના જ વચન વડે પોતાની પ્રતિજ્ઞાનું ખંડન છે, તેમ-'પરમેશ્વર નિત્ય પણ છે અને સંચાલક પણ છે તથા મુક્ત પણ છે અને ઇચ્છાયુક્ત પણ છે.'-એમ કહેવું એ પણ સ્વપ્રતિજ્ઞાવિરોધી છે. પ્રથમ તો અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિરૈકસ્વભાવ નિત્યત્વધર્મયુક્ત કોઇ પણ પદાર્થ જગતમાં હસ્તી ધરાવી શકતો નથી. જેટલા સત્ પદાર્થો છે, તે સઘળા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત જ છે. ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનો અવિનાભાવ સંબંધ છે. અર્થાત્-

એકની ગેરહાજરીમાં બીજો રહી શકતો જ નથી. જેમ દીપક અને તેનો પ્રકાશ, રત્ન અને તેની કાંતિ એકબીજાથી છૂટાં પડી શકતાં નથી, તેમ દ્રવ્ય અને પર્યાય એકબીજા વિના હયાતિ ભોગવી શકતા જ નથી. જ્યાં પ્રકાશ નથી ત્યાં દીપક નથી અને જ્યાં દીપક નથી ત્યાં તેનો પ્રકાશ નથી, તેમ જ્યાં દ્રવ્ય નથી ત્યાં પર્યાય નથી અને જ્યાં પર્યાય નથી ત્યાં દ્રવ્ય પણ નથી. એટલા જ માટે 'અપ્રચ્યુત' એટલે વ્યયરહિત અને 'અનુત્પન્ન' એટલે ઉત્પાદરહિત એવો કોઈ પણ એક સ્થિર પરમેશ્વર જગતમાં હયાતિ ધરાવે છે, એમ માનવું એ ઉત્પાદ અને વ્યય ધર્મ-રહિત શશશૃંગ પણ હયાતિ ધરાવે છે એમ માનવા બરોબર છે.

## સંસારમુક્ત પરમેશ્વર

અપ્રચ્યુત, અનુત્પન્ન અને સ્થિરૈકસ્વભાવવાળો પરમેશ્વર શશશૃંગ કે આકાશકુસુમ સમાન છે, એ સાબીત થયા પછી 'પારમેશ્વરી આજ્ઞા' સિદ્ધ કરવા માટે કેવા પરમેશ્વર જગત્‌માં વિદ્યમાન છે, એ સમજવું બાકી રહે છે. નિત્યમુક્ત નહિ પણ સંસારમુક્ત પરમેશ્વર એ જ સાચા પરમેશ્વર છે. એ સમજવા માટે અહીં એટલું જ સમજવું પર્યાપ્ત છે કે– 'મુક્તત્વની સાથે નિત્યત્વ વિશેષણ જેટલું અસંગત છે, તેટલું જ મુક્તત્વની સાથે સંસાર એટલે બદ્ધત્વ વિશેષણ સુસંગત છે.' જે બદ્ધ જ નથી, તે કોઈ કાળે પણ મુક્ત વ્યપદેશને યોગ્ય બની શકતો નથી. અન્યોએ કલ્પેલો પરમેશ્વર કોઈ કાળે બદ્ધ નથી માટે જ તે મુક્ત નથી. મુક્તપદને સાર્થક કરનારા તે જ છે, કે જેઓ બદ્ધ હોઈને મુક્ત બન્યા છે. એટલા જ માટે સંસારમુક્ત પરમેશ્વરો એ સાચા પરમેશ્વરો છે અને નિત્યમુક્ત પરમેશ્વર એ નામ માત્ર પરમેશ્વર છે.

## આજ્ઞા

નિત્યમુક્ત પરમેશ્વરને જગતનું સંચાલન જેટલું અઘટિત છે, તેટલું જ અઘટિત આજ્ઞાનું કરવું છે. આજ્ઞા એટલે આપ્ત-વચન અથવા હિતોપદેશ. ઉપદેશ એ વચનાત્મક છે, વચન એ ક્રિયાત્મક છે અને ક્રિયા અનિત્ય છે. નિત્ય પરમેશ્વર અનિત્ય ક્રિયાનું ઉપાદાન બની શકે, એ સર્વથા ન્યાયવિરૂદ્ધ છે: એટલું જ નહિ, પણ વચન એ શરીરનો ધર્મ છે અને નિત્યમુક્ત આત્માને શરીરનો સંબંધ કોઈ રીતે પણ ઘટિત થઈ શકતો નથી. શરીર વિના પણ ઉપદેશ આપી શકાય છે, એમ કહેવું એ સર્વથા ઉન્મત્તપ્રલાપ તુલ્ય છે. વિષય-કષાય રૂપ સંસારથી મુક્ત પરમેશ્વર જ્યાં સુધી અઘાતિકર્મ-સહિત છે, ત્યાં સુધી પૃથ્વીતલ ઉપર વિચરી હિતોપદેશ આપે છે અને જે ક્ષણે સર્વકર્મરહિત બને છે, તે ક્ષણે અ-શરીરી બની મુક્તિસ્થાને પહોંચી જાય છે. ત્યાર બાદ ઉપદેશકર્મ મુક્તાત્માઓને હોઈ શકતું નથી. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ ખરૂં જ કહ્યું છે કે—

" देहाद्ययोगेन सदाशिवत्वं, शरीरयोगादुपदेशकर्म।
परस्परस्पर्द्धि कथं घटेत, परोपक्लृप्तेष्वधिदैवतेषु ? ॥ १ ॥ "

'સદાશિવપણું શરીરાદિના અયોગથી થનારૂં છે અને ઉપદેશક્રિયા શરીરના યોગથી થનારી છે. એ (બંને) પરસ્પર વિરૂદ્ધ વાત અન્યોએ કલ્પેલા દેવોમાં કેવી રીતે ઘટી શકે તેમ છે? અર્થાત્–કોઈ પણ પ્રકારે ઘટી શકે તેમ નથી.'

લેખાંક ૫ મો :

શ્રી જૈનશાસનનું એ પ્રતિપાદન છે કે–પરમેશ્વર એ જગત્‌ના કર્ત્તા નથી પણ જ્ઞાતા છે. આ જગતનો પરમેશ્વર એક કીરતાર (કર્ત્તા) છે, એ એક ભયંકર જુઠ્ઠાણું છે. પરમેશ્વરને મહાન્ બનાવવા માટે તેને જગત્‌નો કર્ત્તા ઠરાવનારાઓએ પરમેશ્વરની ભારેમાં ભારે અસેવા બજાવી છે. પરમેશ્વર, એ જગતના સર્વ પ્રાણિઓ કરતાં મહાન્ છે, પણ તે તેના કર્તૃત્વગુણથી નહિ પણ જ્ઞાતૃત્વગુણથી છે. તત્ત્વજ્ઞપુરૂષો કહે છે કે–પરમેશ્વરને કર્ત્તા જ માનવા હોય, તો તે અનાદિસંસિદ્ધ જગત્‌ના નહિ પણ મોક્ષમાર્ગના માનો. મોક્ષમાર્ગના આદિ કર્ત્તા તરીકે પરમેશ્વર સિવાય અન્ય કોઈ નથી, એમ માનવામાં પ્રમાણબાધા ઉત્પન્ન થઈ શકતી નથી, જ્યારે સૃષ્ટિના આદિ કર્ત્તા તરીકે પરમેશ્વરને સંબોધવામાં અનેક પ્રકારની પ્રમાણબાધાઓ ઉપસ્થિત થાય છે.

## નિષ્ફળ મનોરથ

પરમેશ્વરને જગત્‌ની આદિ કરનાર માનનારાઓને પણ પરમેશ્વરને તો અનાદિસંસિદ્ધ માન્યા સિવાય ચાલ્યું નથી. અનાદિસંસિદ્ધ જગતને અનાદિ તરીકે નહિ સ્વીકારવાનો આગ્રહ સેવનારાઓ પણ, પોતે માનેલા પરમેશ્વરને અનાદિસંસિદ્ધ માનવામાં અભિમાન લે છે : તેથી કોઈ પણ વસ્તુની અનાદિતાની સાથે જ તેમને વિરોધ છે એમ નથી, કિન્તુ સૃષ્ટિની અનાદિતાની સાથે તેમનો વિરોધ છે. એ વિરોધ

એટલો બધો પાંગળો છે કે-તર્કના એક જ પ્રહારથી, સાધનના અભાવે નપુંસક પતિ ને રાગાંધ સ્ત્રીની ઈચ્છા જેમ સ્વયં શમી જાય, તેમ શમી જાય છે. '**कर्तृजन्यं कार्यत्वात्**' કાર્યત્વ હેતુથી જગત્‌ને કર્તૃજન્ય માનવાનો દાવો ધરાવનાર કર્તૃત્વ-વાદી પરમેશ્વરને વસ્તુ માને છે કે અવસ્તુ ? જો અવસ્તુ માને છે, તો અવસ્તુ કોઈ પદાર્થ નહિ હોવાથી અભાવની જેમ તુચ્છ છે અને પોતે માનેલો પરમેશ્વર તુચ્છાભાવ સ્વરૂપ છે, તો પ્રામાણિક પરિષદ્‌માં તેની કિંમત 'શશવિષાણુ'થી લેશ માત્ર અધિક નથી. એ આપત્તિથી બચવા માટે પોતે માનેલા પરમેશ્વરને જો ભાવસ્વરૂપ માને, તો કાર્યત્વહેતુ ત્યાં પણ લાગુ થાય છે. ભાવનું ભાવત્વ અર્થક્રિયાકારિત્વને છોડીને રહેતું નથી. જેનામાં અર્થક્રિયાકારિપણું નથી, તેનામાં ભાવપણું પણ નથી. અર્થક્રિયાકારિપણું કાર્યત્વની સાથે વ્યાપ્ત છે. જ્યાં જ્યાં કાર્યત્વહેતુ હોય ત્યાં ત્યાં કર્તૃજન્યત્વ પણ હોય જ, તેથી પરમેશ્વર પણ કર્તૃજન્ય ઠરે છે. પરમેશ્વર પણ જો કર્તૃજન્ય છે, તો તેનો જનક અન્ય પરમેશ્વર છે અને તે પણ કોઈ અન્ય વડે જન્ય છે. એમ અનંતા અપ્રમાણિક પરમેશ્વરોની કલ્પનાઓ કરવા છતાં પણ તેનો અંત આવી શકવાનો નથી. આ રીતે ઉભય પાશા રજ્જુથી બદ્ધ કર્તૃત્વ-વાદી પ્રામાણિકમ્મન્યને કોઈ રસ્તો નહિ રહેવાથી, પોતે માનેલો પરમેશ્વર અનાદિસંસિદ્ધ છે એમ માનીને છૂટકારાનો દમ ખેંચવો પડે છે. પરન્તુ તેમ કરવા જતાં કાર્યત્વહેતુની સાથે કર્તૃજન્યત્વની વ્યાપ્તિ અસિદ્ધ બની જાય છે: તેથી કાર્યત્વ-હેતુ દ્વારા પરમેશ્વરને કર્ત્તા બનાવવાના સઘળા મનોરથો વન્ધ્યા દ્વારા પુત્રપ્રસવ કરાવવાના મનોરથો તુલ્ય બની જાય છે.

## અનાદિતાની સિદ્ધિ

આ જગતમાં કોઈ પણ પદાર્થ પૂર્વે નહોતો અને વર્તમાનમાં ઉત્પન્ન થયો એમ છે જ નહિ.

"नाऽसतो विद्यते भावः, नाऽभावो विद्यते सतः"

આ એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે. સત્‌નો વિનાશ અને અસત્‌ની ઉત્પત્તિ કોઈ કાળે શક્ય નથી. સત્‌નો પણ વિનાશ થતો હોય તો જગત્ શૂન્ય બની જવું જોઈએ અને અસત્‌ની પણ ઉત્પત્તિ થતી હોય, તો જગત્ નિત્ય નવી નવી વસ્તુઓથી ઉભરાઈ જવું જોઈએ. આજ સુધી કોઈ કાળે જગત્ શૂન્ય પણ બન્યું નથી તથા ઉત્પન્ન થયેલી વસ્તુઓનો સમાવેશ કરવા માટે અશક્ય પણ બન્યું નથી. એજ સત્‌ના અવિનાશમાં અને અસત્‌ના અનુત્પાદમાં મોટામાં મોટો પૂરાવો છે.

"न हि प्रत्यक्षदृष्टेऽर्थे विरोधो नाम।"

પ્રત્યક્ષ દૃષ્ટઅર્થમાં કદી વિરોધ હોઈ શકતો નથી. પ્રત્યક્ષ સિદ્ધપદાર્થમાં દૃષ્ટાંતની પણ આવશ્યકતા નથી. કહ્યું છે કે—

"क्वेदमन्यत्र दृष्टत्व,—महो! निपुणता तव।
दृष्टान्तं याचसे यत्वं, प्रत्यक्षेऽप्यनुमानवत्॥ १॥"

પ્રત્યક્ષમાં પણ અનુમાનની જેમ દૃષ્ટાંતની માંગણી કરનારનો ઉપર્યુક્ત શ્લોકમાં ઉપહાસ કરતાં જણાવ્યું છે કે—'શાબાશ છે તારી ચતુરાઇને! પ્રત્યક્ષ દૃષ્ટઅર્થમાં પણ અનુમાનની જેમ તું દ્રષ્ટાંતની માંગણી કરે છે કે આ બીજે ક્યાં જોયું છે?' અર્થાત્—પ્રત્યક્ષ દ્રષ્ટઅર્થમાં દ્રષ્ટાંતની માગણી કરવી, એ બુદ્ધિની દુર્બળતા સિવાય અન્ય કશું જ નથી.

સત્નો અવિનાશ અને અસત્નો અનુત્પાદ જો આ જગત્માં સ્વયંસિદ્ધ છે, તો પછી પરમેશ્વરને અનાદિસિદ્ધ માનવો અને જગત્ને આદિસિદ્ધ માનવું, એમાં બુદ્ધિદૌર્બલ્ય યા દુરાગ્રહ સિવાય અન્ય કોઈ હેતુ સંભવી શકતો નથી. જો અનાદિ માનવા છે તો ઉભયને અનાદિ માનો, જો આદિ માનવા છે તો ઉભયને આદિ માનો. એક પદાર્થને અનાદિ માનવો અને અન્ય પદાર્થને આદિ માનવો, એ પદાર્થની વાસ્તવિક અને સુસંબદ્ધ વ્યવસ્થાનો વિનાશ કરવા બરાબર છે.

## સ્યાદ્વાદથી સિદ્ધિ

આ જગતના તમામ પદાર્થો આદિમાન પણ છે અને અનાદિમાન પણ છે. પર્યાયથી પ્રત્યેક પદાર્થ આદિવાળો છે અને દ્રવ્યથી પ્રત્યેક પદાર્થ અનાદિ છે. દ્રવ્ય અને પર્યાય પદાર્થથી અભિન્ન છે. પર્યાયને છોડીને દ્રવ્ય રહી શકતું નથી અને દ્રવ્યને છોડીને પર્યાય રહી શકતો નથી. દ્રવ્ય–પર્યાય ઉભયનો અવિનાભાવ સંબંધ છે. દ્રવ્ય–પર્યાયથી યુકત હોય તે સત્ છે અને સત્ હોય તે જ પદાર્થ છે. પદાર્થ જ્યારે ઉભયધર્મયુક્ત છે, ત્યારે તેની આદિતા કે અનાદિતાનો એકાન્ત આગ્રહ કરવો, એ પદાર્થના પદાર્થત્વનો વિનાશ કરવા બરોબર છે. પદાર્થનું પદાર્થત્વ ઉભય ધર્મની સિદ્ધિમાં રહેલું છે. એ કારણે પર્યાયદૃષ્ટિએ જગત્ની આદિ છે અને દ્રવ્યદૃષ્ટિએ જગત અનાદિ છે, એમ માનવા સિવાય ત્રીજો કોઈ માર્ગ જ નથી. જગત્ જેમ આદિ–અનાદિ ઉભયાત્મક છે, તેમ પરમેશ્વર પણ આદિ–અનાદિ ઉભયસ્વરૂપ છે, એમ માન્યા સિવાય પણ ચાલે તેમ નથી. જાતિતયા પરમેશ્વર અનાદિ

છે, વ્યક્તિતયા પરમેશ્વર આદિ છે. એ પરમેશ્વર મોક્ષમાર્ગના ઉપદેશક હોવાથી મોક્ષમાર્ગના કર્તા પણ છે, પણ જગત્‌ના કર્તા નથી. જગત્ તો અનાદિ સ્વયંસિદ્ધ છે.

## મિથ્યા કલ્પનાઓ

પરમેશ્વરને જગત્‌નો કર્તા માનવો એ જેટલું અઘટિત છે, તેટલું જ તેને એક, નિત્ય અને સર્વવ્યાપી માનવો એ પણ અઘટિત છે. પરમેશ્વર, કે જેનો બીજો પર્યાય પરમાત્મા છે, તે એક નથી પણ અનેક છે, નિત્ય નથી પણ નિત્ય–અનિત્ય ઉભયસ્વરૂપ છે, તેમનું શરીર સર્વવ્યાપી નથી કિન્તુ તેમનું જ્ઞાન સર્વવ્યાપી છે, એજ વાત પ્રમાણથી સિદ્ધ થઇ શકે તેમ છે. પરમેશ્વર એક છે એમ માનવાનું પ્રયોજન એ હતું કે–'અનેક પરમેશ્વર એક જગતને સુવ્યવસ્થિત કેવી રીતે બનાવી શકે ? જગત્ એક છે તો તેનો કરનાર પણ એક જ હોવો જોઈએ.'–કિન્તુ પરમેશ્વર જ્યારે જગતનો કર્તા જ સિદ્ધ થતો નથી, ત્યારે જગત્‌ને બનાવવા માટે તે એક જ હોવો જોઇએ, એ કલ્પનાને સ્થાન જ ક્યાં છે ? એ જ રીતે પરમેશ્વરના નિત્યપણાની કલ્પના પણ નિતાન્ત અસત્ય છે. અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિરૈકસ્વભાવ નિત્યત્વમાં અર્થક્રિયાકારિપણું કોઈ પણ પ્રકારે ઘટી શકતું નથી અને જે અર્થક્રિયાકારી નથી તે વસ્તુ જ નથી. પરમેશ્વરના શરીરને સર્વવ્યાપી માનવાની આવશ્યકતા પણ જગત્‌ને ઉત્પન્ન કરવાના કારણે હતી. પરન્તુ જ્યારે જગતનો ઉત્પાદ, વ્યય કે ધ્રૌવ્ય સ્વયંસિદ્ધ છે, ત્યારે તેની ખાતર પરમેશ્વરને અસંભવિત એવા સર્વવ્યાપી શરીરવાળો માનવો, એ લેશ પણ જરૂરનું નથી.

## સત્ય પરમેશ્વર

સત્ય પરમેશ્વર તે છે, કે જે શ્રી જૈનશાસનમાં 'શ્રી અરિહંત પરમાત્મા'ના નામથી સુવિખ્યાત છે. શ્રી અરિહંત પરમાત્મા એ જ સાચા પરમેશ્વર છે, તેનું કારણ એ છે કે–તે કોઇ કલ્પનાથી ઉભી કરવામાં આવેલ એક વ્યક્તિ નથી. અસમ્બદ્ધપણે સર્વદા મુક્ત કે સર્વવ્યાપી શરીરવાળા પણ તે નથી, કિન્તુ વ્યક્તિશઃ અનેક છે, સર્વદા નહિ કિન્તુ સર્વથા મુક્ત છે અને શરીરથી સર્વગત નહિ કિન્તુ જ્ઞાનથી સર્વવ્યાપી છે. અનાદિસિદ્ધ જગતમાં એક જ વ્યક્તિ પરમેશ્વર બની શકે અને બીજા બધા તેની દયા ઉપર જ જીવે, એવો નિયમ કયી રીતિએ શક્ય છે? એક જ આત્મા સર્વદા મુક્ત રહે અને બીજા બધા સર્વથા બદ્ધ જ રહે, એ કલ્પના જ કેટલી અસંબદ્ધ છે? એક જ આત્મા અનન્તકાળ સુધી સર્વજ્ઞ રહે અને બીજા બધા આત્માઓ અનન્તકાળ સુધી અલ્પજ્ઞ બન્યા રહે, એ જાતિના નિયમને સિદ્ધ કરવા માટે પ્રમાણુ પણ શું છે? વિના પ્રમાણે પણ એક જ આત્માને સર્વજ્ઞ, નિત્યમુક્ત અને સ્વતંત્ર માનવો અને બીજા બધાને સદાકાળ અલ્પજ્ઞ, બદ્ધ અને પરતંત્ર માનવા, એવો જો આગ્રહ રાખવામાં આવે, તો વિના પ્રમાણે જગતને શૂન્ય, ઐન્દ્રજાલિક કે ભૂતમાંથી ઉત્પન્ન થઇને ભૂતમાં વિલય થઇ જનારૂં માનવાનું કહેનાર શૂન્યવાદી, માયાવાદી કે નાસ્તિકવાદિને અપ્રમાણિક કહેવાનો અધિકાર પણ શો છે? શૂન્યવાદ, માયાવાદ કે નાસ્તિકવાદ કોઇ પણ પ્રમાણુથી સિદ્ધ થઈ શકતો નથી, એટલા જ માટે તે અપ્રમાણિક અને અસ્વીકાર્ય છે, તો એક, નિત્ય અને સર્વગત પરમાત્મા પણ પ્રમાણુથી જ સિદ્ધ થવો અશક્ય હોઇને, તે

પણ તેટલો જ અપ્રમાણિક અને અસ્વીકાર્ય છે.

## પ્રમાણુસિદ્ધ પરમાત્મા

પ્રમાણુસિદ્ધ પરમાત્મા તે છે, કે જેનું સ્વરૂપ કોઈ પણ પ્રમાણથી બાધિત નથી. અનાદિસિદ્ધ જગતની અંદર જે કોઈ આત્મા યોગ્ય સામગ્રીઓને પામી પુરૂષાર્થ કરે, તે પરમાત્મા બની શકે. એમાં કોઈ બાધક પ્રમાણ નથી. કર્મથી બદ્ધ આત્મા જે જે વૃત્તિ અને પ્રવૃત્તિઓથી બદ્ધ થયો છે અને થાય છે, તે તે વૃત્તિ અને પ્રવૃત્તિઓને છોડી દે અને તેથી વિપરીત વૃત્તિ અને પ્રવૃત્તિઓને આદરે, તો તેને મુક્ત થવામાં કોણ અટકાવી શકે તેમ છે? અલ્પજ્ઞ આત્મા પણ પ્રયત્ન વડે વિશેષજ્ઞ બનતો જો પ્રત્યક્ષ અનુભવાય છે, તો તે જ પ્રત્યક્ષ હેતુ દ્વારાએ ઉત્કટ પ્રયત્ન વડે સર્વજ્ઞ બની શકે, એમ માનવામાં કયું પ્રમાણ નિરોધ કરી શકે તેમ છે? કંચન-કામિની આદિના પૌદ્ગલિક મોહથી અને પૌદ્ગલિક તૃષ્ણાથી એક વખત અનેકની ગુલામી ભોગવતો આત્મા પણ તે મોહ અને તૃષ્ણાને જો ફગાવી દે છે, તો તેટલા પ્રમાણમાં સ્વતંત્રતા અનુભવતો પ્રત્યક્ષ જોવાય છે, તો પછી જે આત્મા સર્વ પ્રકારના પુદ્ગલનો મોહ તજી, શરીર પ્રત્યેનું મમત્વ પણ છોડી દઈ, આશા અને તૃષ્ણાથી સર્વથા રહિત બની જાય, તો તે આત્માની તમામ પરતંત્રતા નાશ પામે, એમ માનવામાં કયું પ્રમાણ નિષેધ કરે છે? કોઈ પણ પ્રકારનું બાધક પ્રમાણ નહિ મળવા છતાં પણ કોઈ પણ જીવાત્મા મુક્ત, સર્વજ્ઞ કે સ્વતંત્ર ન જ બની શકે, એવી જ માન્યતા રાખવાનો અને રખાવવાનો આગ્રહ સેવવો, એ ઈરાદાપૂર્વક પ્રમાણમાર્ગથી દૂર ખસી જવા જેવું હોઈને, સર્વથા અનુચિત જ છે.

## સાધક પ્રમાણો

અનાદિબદ્ધ આત્મા પણ મુક્ત બની શકે છે, અનાદિનો અલ્પજ્ઞ આત્મા પણ આવરણો હઠાવીને સર્વજ્ઞ બની શકે છે અને અનાદિથી પરતંત્ર આત્મા પણ પરતંત્રતાના હેતુઓને તજી સ્વતંત્ર બની શકે છે, એ માટે સાધક પ્રમાણો એક નહિ પણ અનેક છે. માટી સાથે અનાદિ સંબંધવાળું અને માટીસ્વરૂપ બની ગયેલું સુવર્ણ પણ પ્રયોગ વડે માટીના સંગથી રહિત બની શુદ્ધ સુવર્ણ બની શકે છે. બાલ્યાવસ્થામાં બુદ્ધિહીન એવા પ્રત્યેક આત્માઓ, તેવા પ્રકારના પ્રયત્નના યોગે યુવાવસ્થામાં વિશેષ બુદ્ધિમાન બન્યાનો અનુભવ સૌને સ્વ-સંવેદન સિદ્ધ છે. અનેક પ્રકારની આશા અને તૃષ્ણાઓના યોગે અનેક આત્માઓની ગુલામીમાં જીવન પૂરૂં કરી નાંખનારાઓની અપેક્ષાએ, જીવનનિર્વાહ પૂરતું સાધન મળી ગયા પછી, સંતોષી બનીને બેસી ગયેલાઓ પોતાનું જીવન સ્વતંત્ર રીતે પસાર કરી રહેલા પ્રત્યક્ષ દેખાય છે. અહીં એ શંકા ઉપસ્થિત થાય તેમ છે કે–'આંશિક આત્મશુદ્ધિ, આંશિક જ્ઞાનવૃદ્ધિ અને આંશિક સ્વાતંત્ર્યસિદ્ધિ તો પ્રયત્ન વડે સિદ્ધ કરાતી અમે જગતમાં અનુભવી શકીએ છીએ, પરન્તુ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં પણ સંપૂર્ણ આત્મશુદ્ધિ, સંપૂર્ણ જ્ઞાનવૃદ્ધિ કે સંપૂર્ણ સ્વાતંત્ર્યસિદ્ધિ કોઈ પણ પામી શકતું હોય તેવું જગતમાં જણાતું નથી : માટે કોઈ પણ આત્મા શુદ્ધ, બદ્ધ કે મુક્ત બની પરમાત્મા થઇ શકે, એ અમે કેવી રીતે માની શકીએ ?' આ શંકાનું સમાધાન પણ તત્ત્વવેદિઓએ ઘણી જ સુન્દર રીતિએ કરેલું છે અને આપણે તેનો પણ અહીં વિચાર કરી લઈએ.

## પરમાત્મસિદ્ધિ

કોઈ પણ વસ્તુની હયાતિ સિદ્ધ કરવા માટે બે પ્રકારનાં પ્રમાણો છે. એક પ્રત્યક્ષ અને બીજાં પરોક્ષ. સામાન્ય રીતે ઈન્દ્રિયો વડે સાક્ષાત્ અનુભવાતા પદાર્થોનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણમાં અંતર્ગત થાય છે અને ઈન્દ્રિયોના વ્યાપારથી દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન પરોક્ષ પ્રમાણમાં અંતર્ભૂત ગણાય છે. રસોડામાં આંખથી અગ્નિ જોનારનું અગ્નિ સંબંધી જ્ઞાન જેટલું સાચું છે, તેટલું જ સાચું રસોડા બહાર ઉભા રહીને ધુમાડો જોઈને અગ્નિનો નિર્ણય કરનારનું જ્ઞાન સાચું છે. તફાવત માત્ર એટલો જ છે કે—રસોડાની અંદરના ભાગમાં રહેલ માણસ એ અગ્નિની જવાળાનું પ્રમાણ, એ અગ્નિની ઉષ્ણતાનું પ્રમાણ એ વિગેરે કેટલાક વિશેષ ધર્મો સહિત એ અગ્નિને જાણી શકે છે, જ્યારે બહારના ભાગમાં રહેલ માણસ તેટલા વિશેષ ધર્મો સહિત નહિ જાણતાં, માત્ર થોડા સામાન્ય ધર્મો સહિત જ તે અગ્નિને જાણી શકે છે. એ જ વિશદતા અને અવિશદતાના કારણે અંદર રહેલાનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે અને બહાર રહેલાનું જ્ઞાન પરોક્ષ કહેવાય છે, કિન્તુ સામાન્ય અગ્નિજ્ઞાનની અપેક્ષાએ ઉભયનું જ્ઞાન યથાર્થ છે. એ જ ન્યાયે ઈન્દ્રિયોના વ્યાપારથી દૂર રહેલા પદાર્થોને જાણવાનું સાધન છદ્મસ્થ મનુષ્યો માટે અનુમાન યાને પરોક્ષ પ્રમાણ છે. પરમાણુઓ જગત્માં સર્વત્ર વિદ્યમાન હોવા છતાં, છદ્મસ્થ મનુષ્યો તેને ઈન્દ્રિયગોચર કરી શકતા નથી, કિન્તુ પરમાણુથી બનેલા સ્કંધોના અનુમાન દ્વારાએ જાણી શકે છે. પોતાની પીઠ પાછળનો ભાગ વિદ્યમાન હોવા છતાં, છદ્મસ્થ આત્મા તેને ચક્ષુગોચર કરી શકતો નથી, કિન્તુ પૂર્વનો ભાગ છે એ વિગેરે હેતુ દ્વારાએ

એનું અનુમાન માત્ર કરી શકે છે. યુરોપ-અમેરિકા આદિ ખંડો વિદ્યમાન હોવા છતાં, હિન્દમાં રહેલો માણસ તે ખંડોનું જ્ઞાન કેવળ પુસ્તક, છાપાં યા કોઈના કહેવા આદિ દ્વારાએ જ મેળવી શકે છે. તે સિવાય તેને ઈન્દ્રિયગોચર કરવાનું સાધન તેની પાસે કોઈ નથી.

## અનુમાનની સત્યતા

એ જ રીતિએ સિદ્ધિસ્થાનમાં રહેલા સંપૂર્ણ શુદ્ધ આત્માઓનું જ્ઞાન અને મહાવિદેહાદિ ક્ષેત્રોમાં વિચરી રહેલા સંપૂર્ણ જ્ઞાન ધરાવનારા આત્માઓનું જ્ઞાન કરવા માટે પરોક્ષ યાને અનુમાન અથવા આગમપ્રમાણ એજ સાધન છે. એ જ્ઞાન આ સિવાય કોઈ પણ રીતે શક્ય નથી. કાર્ય દ્વારાએ પરમાણુઓના અસ્તિત્વનું અનુમાન સ્વીકારવું, શરીરના પૂર્વભાગ દ્વારાએ પાછળના ભાગનું નિશ્ચિત અનુમાન કરવું અને યુરોપ-અમેરિકા આદિ ખંડોમાં જઈ આવેલા માણસોના કહેવાથી અગર ત્યાંથી આવતા તાર-ટપાલ આદિના સમાચારથી તે ખંડોનું અસ્તિત્વ સ્વીકારવું-એ જેટલું સત્ય છે, તેટલું જ સત્ય એ પણ છે કે-વિશુદ્ધિ, જ્ઞાન અને સ્વાતંત્ર્યની આંશિક તરતમતાના હેતુ દ્વારાએ સંપૂર્ણ કોટિની વિશુદ્ધિ, સંપૂર્ણ કોટિનું જ્ઞાન અને સંપૂર્ણ કોટિનું સ્વાતંત્ર્ય પણ યોગ્ય પ્રયત્નો દ્વારા પ્રત્યેક ભવ્ય આત્માઓ મેળવી શકે છે, એમ માનવું.

## અનુમાન-પ્રમાણ

જે જે વસ્તુની આંશિક હાનિ-વૃદ્ધિ કે શુદ્ધિ-અશુદ્ધિ દેખાય છે, તે તે વસ્તુ કોઈ પણ કાળે સંપૂર્ણ વૃદ્ધિ કે સંપૂર્ણ શુદ્ધિને પામનાર હોય છે. વાસણ ઉપરનો કાટ, સૂર્ય

ઉપરનું વાદળ કે વસ્ત્ર ઉપરનો મેલ ઓછા-વધતા અંશે દૂર થઈ શકે છે, તો સંપૂર્ણ પ્રકારની સામગ્રીના સંયોગમાં સંપૂર્ણ કાટ, સંપૂર્ણ વાદળ કે સંપૂર્ણ મેલ પણ દૂર થઇ શકે છે. એ જ રીતિએ આત્મા ઉપર લાગેલો કર્મ રૂપી મેલ પ્રતિપક્ષ સાધનો દ્વારા ઓછા-વધતા અંશમાં દૂર કરી શકાય છે, તો સંપૂર્ણ સાધનોના સદ્‌ભાવે સંપૂર્ણ અંશમાં તે દૂર થઈ શકે, એમાં કોઈ પણ જાતનો સંદેહ નથી. સંપૂર્ણ સાધન અને સામગ્રી આ ક્ષેત્ર અને આ કાળમાં હયાતિ ધરાવતાં નથી, તેથી સંપૂર્ણ મલ હઠી શકતો નથી. જેટલા પ્રમાણમાં સાધન અને સામગ્રી આ ક્ષેત્રમાં અને આ કાળમાં હયાત છે, તેટલા પ્રમાણમાં તેનો ઉપયોગ કરનારનો કર્મમલ આ ક્ષેત્ર અને આ કાળમાં પણ દૂર થઈ શકે છે, એ સર્વ કોઈ નિરાગ્રહી આત્માને અનુભવસિદ્ધ છે. અહીં એક શંકા ઉપસ્થિત થવાનો સંભવ છે કે-'જો તરતમ ભાવને પામનારી વસ્તુઓ સંપૂર્ણ વૃદ્ધિ અને શુદ્ધિને પામી શકે છે, તો તેવી જ રીતિએ સંપૂર્ણ હાનિ અને મલિનતાને પણ પામતાં તેને કોણ અટકાવી શકે તેમ છે ?' આ શંકા તો જ વ્યાજબી ઠરી શકે કે-જો કોઈ પણ સદ્‌વસ્તુનો સર્વથા અભાવ કે વિનાશ થઈ શકતો હોય. પરન્તુ તેમ તો છે જ નહિ. સદ્‌વસ્તુનો સર્વથા વિનાશ કે અભાવ માનવાથી જે અનેક પ્રકારની આપત્તિઓ ઉભી થઈ જાય છે, તેનું વિસ્તારથી વિવેચન આપણે ઉપર જોઈ ગયા છીએ.

* * *

લેખાંક ૬ ઠ્ઠો :

## બુદ્ધિમાનોનું કર્ત્તવ્ય

આપણે જોઈ ગયા કે-પરમેશ્વર એક નથી, પણ અનેક છે: સર્વદા મુક્ત નથી, પણ બદ્ધમુક્ત છે: શરીર વડે સર્વગત નથી, કિન્તુ જ્ઞાન વડે સર્વગત-સર્વ વસ્તુના જ્ઞાતા છે. એટલા જ માટે તેવા અનન્તજ્ઞાની પરમેશ્વર શ્રદ્ધેય છે, કિન્તુ તેથી વિપરીત સ્વરૂપવાળા પરમેશ્વર કેવળ કલ્પનાનો જ વિષય હોવાથી અશ્રદ્ધેય છે. તેવા કલ્પિત સ્વરૂપવાળા પરમેશ્વરને માનવાથી, માનનારનો કોઈ અર્થ સરતો નથી, એટલું જ નહિ કિન્તુ બુદ્ધિયુક્ત મળેલ માનવભવ કલ્પિત વસ્તુની સેવા પાછળ ગુમાવી દેવાથી સાધવા લાયક વસ્તુની સાધનાથી સર્વથા વંચિત રહી જવાય છે. એટલા જ માટે બુદ્ધિમાન આત્માએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને સત્ય પરમેશ્વરને ઓળખી લેવા જોઈએ અને એ ઓળખી લીધા પછી એની સેવા પાછળ પોતાનું માનવજીવન સમર્પિત કરી દેવું જોઈએ.

## અનન્તજ્ઞાની

સત્ય પરમેશ્વરની પરીક્ષા માટે પહેલી શરત એ છે કે-તે અનન્તજ્ઞાની હોવા જોઈએ. અનન્તજ્ઞાની એટલે જગતના કોઈ પણ પદાર્થનું જ્ઞાન તેમને ન હોય તેમ નહિ. સર્વ પદાર્થો અને તેનાં ત્રિકાલવર્તી સર્વ પરિવર્તનો જેમના જ્ઞાનની બહાર નથી, એવા અનન્તજ્ઞાની આત્માઓ જ પરમેશ્વરપદને પરિપૂર્ણ યોગ્ય છે. આ જાતિના સંપૂર્ણ જ્ઞાની તે જ બની શકે છે, કે

જેઓ સર્વ પ્રકારની અશુદ્ધિઓ અને દોષોથી પર બને છે. સર્વ પ્રકારની અશુદ્ધિઓ અને દોષોથી પર બનવા માટે, અશુદ્ધિઓ અને દોષોના મૂળભૂત રાગ, દ્વેષ અને મોહ–એ ત્રણ મહા-દોષોથી સર્વથા અલિપ્ત બનવું જરૂરી છે. જે કોઈ આત્મા સ્વપુરૂષાર્થ વડે, અનાદિકાલીન અને પરમ શત્રુભૂત એવા રાગ, દ્વેષ અને મોહ–એ ત્રણ મહાદોષો ઉપર સંપૂર્ણ વિજય મેળવે છે, તે જ આત્મા અનન્તજ્ઞાની બની શકે છે. જેઓનાં જીવન થોડા પણ રાગ, દ્વેષ કે મોહથી ગ્રસ્ત છે, તેઓ તે દશામાં પરમેશ્વર બનવાને લાયક ત્રિકાલમાં પણ બની શકતા નથી.

## મહાશત્રુઓ

રાગ, દ્વેષ અને મોહ–એ ત્રણ આત્માના મહાશત્રુઓ છે. એ ત્રણ દોષોથી આત્માને જે જાતિનો અપકાર થાય છે, તે અપકાર કોઇ દુશ્મનથી પણ થવો શકય નથી. એટલા જ માટે શ્રી અરિહંતદેવનું શાસન રાગ, દ્વેષ અને મોહને જ અરિ માનવાનો ઉપદેશ આપે છે. એ ત્રણ દોષોને છોડી અન્ય કોઈ વાસ્તવિક અરિ આત્માનો આ દુનિયામાં છે જ નહિ. પ્રત્યેક આત્માના પરમાર્થ–શત્રુઓ હોય તો તે આ ત્રણ જ છે. એ ત્રણ પરમાર્થ–શત્રુઓનો વિજય કરવા માટે જ શ્રી જિનેશ્વરદેવના શાસનની જગતમાં સ્થાપના થયેલી છે. જિન એટલે રાગ, દ્વેષ અને મોહને જીતનારા ચતુર્થ ગુણ-સ્થાનકથી માંડી યાવત્ બારમા ગુણસ્થાનક સુધીના આત્માઓ. તેના ઈશ એટલે સ્વામી તે જ શ્રી સર્વજ્ઞદેવ કહેવાય છે. જેઓએ રાગ, દ્વેષ અને મોહને સર્વાંશે જીત્યા નથી, તેઓ સર્વજ્ઞદેવ પણ નથી અને અલ્પાંશે પણ જીત્યા નથી તેઓ જિન પણ

નથી. સર્વાંશે જીતનાર ત્રયોદશ અને ચતુર્દશ ગુણસ્થાનકે રહેલા શ્રી સર્વજ્ઞદેવો છે અને અલ્પ–અધિકાંશે જીતનાર ચતુર્થથી માંડી યાવત્ દ્વાદશ ગુણસ્થાનકવર્તી આત્માઓ છે અને તેઓ પણ જિનવ્યપદેશને લાયક છે. જો કે–ક્ષીણમોહ નામના દ્વાદશ ગુણસ્થાનકે પહોંચેલા મહાત્માઓએ રાગ, દ્વેષ અને મોહનો સર્વથા ક્ષય કરી નાખેલો હોય છે, તો પણ તેઓને હજુ અનન્તજ્ઞાની બનવા માટે થોડા કાળનું અંતર છે, તેથી તેઓને માટે પણ આપણે સર્વજ્ઞદેવનો વ્યપદેશ નહિ કરતાં જિનનો જ વ્યપદેશ કરીએ છીએ. અહીં એટલું સમજી લેવું જોઈએ કે–ત્રયોદશ અને ચતુર્દશ ગુણસ્થાનકે રહેલા આત્માઓ બે પ્રકારના છે. એક સામાન્ય કેવળજ્ઞાની મહર્ષિઓ અને બીજા શ્રી તીર્થંકરનામકર્મ નામની સર્વોત્કૃષ્ટ પુણ્યપ્રકૃતિનો ઉપભોગ કરનારા શ્રી તીર્થંકરદેવના આત્માઓ. ત્રયોદશ અને ચતુર્દશ ગુણસ્થાનકે રહેલ સામાન્ય કેવળજ્ઞાની મહર્ષિઓ પણ રાગ અને દ્વેષને સર્વાંશે જીતેલા હોવાથી ચતુર્થ આદિ અન્ય ગુણસ્થાનકોએ રહેલ અવધિ આદિ જિનોના ઈશ એટલે સ્વામી બનવાને લાયક છે, તો પણ તેઓ શ્રી તીર્થંકરનામકર્મ નામની પુણ્યપ્રકૃતિના માલિક નહિ હોવાથી, શ્રી તીર્થંકરદેવોના આત્માની અપેક્ષાએ સામાન્ય જિન જ કહેવાય છે અને શ્રી તીર્થંકરદેવોને તેમના પણ ઈશ કહેવાય છે. અર્થાત્–શ્રી જિનેશ કે શ્રી જિનેશ્વર પદ શ્રી તીર્થંકરદેવોના આત્માઓ માટે જ રૂઢ છે, પરન્તુ અવધિ આદિ જિનોની અપેક્ષાએ સામાન્ય કેવળજ્ઞાની મહર્ષિઓને પણ શ્રી જિનેશ કહી શકાય છે અને એ અપેક્ષાએ જ આપણે અહીં ત્રયોદશ–ચતુર્દશ ગુણસ્થાનકવર્તી મહર્ષિઓ માટે સામાન્યતયા શ્રી સર્વજ્ઞદેવ શબ્દ વાપર્યો છે.

શાસનના માલીક અને સ્થાપક શ્રી તીર્થંકરદેવો હોય છે, તેથી શ્રી જિનેશ્વરદેવ તરીકે શ્રી તીર્થંકરદેવોને સમજવાના છે અને શ્રી સર્વજ્ઞદેવ તરીકે સામાન્ય કેવળી અને તીર્થંકર કેવળી એ ઉભયને સમજવાના છે.

## મોહની મૂર્ચ્છા

અલ્પાંશે પણ રાગ, દ્વેષ અને મોહને જીતનાર જો જિન-વ્યપદેશને લાયક છે, તો પ્રથમનાં ત્રણ ગુણસ્થાનકોએ રહેલા આત્માઓ પણ ઓછા–વધતા પ્રમાણમાં રાગ, દ્વેષ અને મોહની મંદતાવાળા દેખવામાં આવે છે, તો તેમને પણ જિન કેમ ન કહેવા ? આ શંકાનું સમાધાન એ છે કે–પ્રથમ ત્રણ ગુણ-સ્થાનકોમાં રાગ, દ્વેષ અને મોહની મંદતા હોવા છતાં પણ, તે ત્રણ ગુણસ્થાનકવર્તી આત્માઓ મિથ્યાત્વમોહ નામની મોહનીય કર્મની પ્રકૃતિથી સહિત છે. અહીં જિન અને અજિન-વ્યપદેશનું કોઈ પણ મૂખ્ય કારણ હોય, તો તે મિથ્યાત્વનો અભાવ અને સદ્ભાવ માત્ર છે. મિથ્યાત્વના સદ્ભાવમાં રાગ, દ્વેષ અને મોહની ગમે તેટલી મંદતા પણ આત્માને ચતુર્થ ગુણસ્થાનકની પ્રાપ્તિ કરાવી આપી શકતી નથી અને ચતુર્થ ગુણસ્થાનકની પ્રાપ્તિ થયા સિવાય આત્મા જિનવ્યપદેશને લાયક બની શકતો નથી. 'રાગ, દ્વેષ અને મોહનો અભાવ જ જો અનન્તજ્ઞાન પ્રત્યે કારણ છે, તો પછી પ્રથમનાં ત્રણ ગુણ-સ્થાનકોમાં થનારી તેની મંદતા જિનપદની પ્રાપ્તિમાં સહાયક શા માટે ન માનવી ?'–એ શંકા પણ અહીં ઉત્પન્ન થાય તેમ છે, પરન્તુ મિથ્યાત્વની હયાતિમાં થનારી રાગ, દ્વેષ કે મોહની મંદતા એ ક્ષણિક મંદતા છે. મિથ્યાદષ્ટિ આત્માનો રાગા-

ભાવ દ્વેષમાંથી જન્મેલો હોય છે અને દ્વેષાભાવ રાગમાંથી જન્મેલો હોય છે. એ રીતિએ મિથ્યાદૃષ્ટિ આત્મા મોહરહિત જણાતો હોય, તો પણ તે વખતે રાગ યા દ્વેષને વશવર્તી નથી એમ સમજવાનું નથી. કોઈ વખતે તે આત્મા ત્રણેથી રહિત જેવો જણાતો હોય, તો પણ તેની તે દશા એક પ્રકારની મોહની જ પ્રબળ મૂર્ચ્છાસ્વરૂપ હોય છે.

## મિથ્યાત્વનો નાચ

એમ થવાનું કારણ એ છે કે–સઘળાયે દોષો કે કષાયોનું મૂળ કોઈ હોય, તો તે મિથ્યાત્વ છે. એની હયાતિમાં કોઈ પણ ગુણની સાચી રીતિએ પ્રાપ્તિ થઈ શકતી નથી કે કોઈ પણ દોષનો વાસ્તવિક અભાવ થઈ શકતો નથી. ગુણની પ્રાપ્તિમાં અને દોષના ત્યાગમાં મિથ્યાત્વ એ પ્રતિબંધક છે. એ પ્રતિબંધક મિથ્યાત્વનો ત્યાગ થયા સિવાય સમ્યગ્દર્શનનું દર્શન થવું પણ અશક્ય છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના ચતુર્થ-ગુણસ્થાનક કે ત્યાર પછીનાં પંચમાદિ ગુણસ્થાનકો શાસ્ત્રકારોએ માન્યાં જ નથી. મિથ્યાત્વનું આટલું બધું પ્રાબલ્ય શાસ્ત્રકારો શાથી દર્શાવે છે, એ ખરેખર જ વિચારણીય છે. મિથ્યાત્વ, એ એક પ્રકારનો બુદ્ધિનો વિપર્યાસ છે. અસંજ્ઞી જીવોને તે અવ્યક્ત હોય છે અને સંજ્ઞી જીવોને તે વ્યક્ત હોય છે. પર પદાર્થને વિષે સ્વપણાની બુદ્ધિ, એ મિથ્યાત્વની વ્યાપક વ્યાખ્યા છે. પુદ્ગલાદિ પર પદાર્થો અને દેહાદિ જડ પદાર્થોમાં હું અને મારાપણાનો ન છૂટી શકે તેવો તીવ્ર અધ્યવસાય, એ આત્મા ઉપરનું એક પ્રકારનું ગાઢ બંધન છે અને એનું જ નામ મિથ્યાત્વ છે. એ બંધનથી બંધાયેલો આત્મા રાગ, દ્વેષ

અને મોહની અનેક પ્રકારની વિકૃતિઓનો અનુભવ કરે છે. જે જે પદાર્થો ઉપર એની અહંત્વ અને મમત્વની વૃત્તિ હોય છે, તે તે પદાર્થોમાં થનારાં સઘળાં પરિવર્તનો તેના આત્મામાં પણ પરિવર્તન કર્યા કરે છે. આ પ્રકારનો નાચ મિથ્યાત્વના ફંદામાં ફસેલ પ્રત્યેક પ્રાણી આ જગત રૂપી રંગભૂમિ ઉપર પ્રતક્ષિણે નાચી રહ્યો છે.

## અપૂર્વકરણ

'પર પદાર્થોમાં હું અને મારાપણાની વૃત્તિ એ જ જો મિથ્યાત્વ છે, તો પછી ચતુર્થ આદિ ગુણસ્થાનકોએ રહેલા આત્માઓ પણ ઓછા-વધતા અંશમાં તો તેવી વૃત્તિ ધારણ કરનારા હોય છે, માટે તેમને પણ પ્રથમાદિ ગુણસ્થાનકોએ રહેલા શા માટે ન માનવા ?'-એવી શંકા અહીં અવશ્ય થવા યોગ્ય છે, પરન્તુ એ ધ્યાન રાખવું જોઇએ કે-પ્રથમાદિ ગુણસ્થાનકોએ રહેલ આત્માઓ જે જાતિની પર પદાર્થોની આસક્તિથી રીબાય છે, તેમાંના શતાંશ ભાગ જેટલી પણ આસક્તિ ચતુર્થ આદિ ગુણસ્થાનકોને પામેલા આત્માઓમાં હોતી નથી. આસક્તિ વચ્ચે આટલું મોટું અંતર પડી જવાનું કોઈ પણ કારણ હોય, તો તે અપૂર્વકરણ છે. અપૂર્વકરણ, એ એક એવી જાતિનો આત્માનો શુભ અધ્યવસાય છે, કે જે જાતિનો શુભ અધ્યવસાય આત્માએ અનાદિ ભવપરિવર્તમાં પૂર્વે કદી પણ અનુભવ્યો હોતો નથી. એ અપૂર્વકરણ અધ્યવસાયના બળે રાગ-દ્વેષ-મોહની તીવ્રતમ ગ્રંથિનો પણ ભેદ થઈ જાય છે, જેથી ફરી વાર તે આત્માને પૂર્વ જેવી આસક્તિ પર પદાર્થોની રહેતી નથી. ગ્રંથિભેદ થયા પછીના અધ્યવસાયો અને તે

પૂર્વના અધ્યવસાયો વચ્ચે, આકાશ અને પાતાળ જેટલું અંતર પડી જાય છે. પૂર્વના અધ્યવસાયો યાવત્ ૭૦ કોડાકોડી સાગરોપમ કર્મસ્થિતિને એકઠી કરનારા હતા, જ્યારે ગ્રંથિભેદ પછીના અધ્યવસાયો એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ કર્મસ્થિતિનું પણ કદી જ ઉલ્લંઘન કરી શકતા નથી. પૂર્વના અધ્યવસાયો યાવત્ અનન્ત પુદ્ગલપરાવર્ત સંસારપરિભ્રમણ કરાવવા માટે સામર્થ્ય ધરાવતા હતા, જ્યારે ત્યાર પછીના અધ્યાવસાયો અધિકમાં અધિક અર્ધ પુદ્ગલપરાવર્ત કાળમાં તો અવશ્ય મુક્તિપદ અપાવનારા થાય છે.

## તીર્થનો પ્રભાવ

આથી સિદ્ધ થાય છે કે-મિથ્યાત્વ સહિતની આસક્તિ અને મિથ્યાત્વ રહિતની આસક્તિ વચ્ચે મહદંતર છે. છતાં ચતુર્થાદિ ગુણસ્થાનકોએ રહેલા આત્માઓને જેટલા પ્રમાણમાં પર પદાર્થોને વિષે અહંત્વ અને મમત્વની બુદ્ધિ વર્તે છે, તેટલા પ્રમાણમાં તે આત્માઓ પણ જ્ઞાનાવરણીયાદિ અને મોહનીયાદિ કર્મોથી ઘેરાયેલા રહે છે. એટલા જ માટે તેઓ પણ શ્રી સર્વજ્ઞદેવ પદને અલંકૃત કરવાની લાયકાત ધરાવી શકતા નથી. શ્રી સર્વજ્ઞદેવ પદને અલંકૃત કરવાની લાયકાત તો તે જ આત્માઓ ધરાવે છે, કે જેઓ રાગ, દ્વેષ અને મોહનો આત્યંતિક ક્ષય કરી, જ્ઞાનાવરણીયાદિ કર્મોથી સર્વથા રહિત બની, અનન્તજ્ઞાન અને અનન્તદર્શનને પ્રાપ્ત કરે છે. શ્રી સર્વજ્ઞપદની લાયકાત મેળવવા માટે આ રીતે અનન્તજ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા એ સાથી પ્રથમ જરૂરી છે. આપણે જે પરમેશ્વરની આજ્ઞા સમજવા ઈચ્છીએ છીએ, તે પરમેશ્વરમાં તો અનન્ત-

જ્ઞાન ઉપરાંત બીજા પણ અન્ય આત્માઓને અસુલભ એવા નિરતિશય અતિશયોની હયાતિની આવશ્યકતા છે. અનન્તજ્ઞાની અને અનન્તદર્શની પરમાત્માઓ પણ પરમાત્મા તરીકે પૂજ્ય હોવા છતાં, 'પારમેશ્વરી આજ્ઞાની આરાધના' સમજવા ઇચ્છનાર આત્માઓએ, જગદુપકારી તીર્થના સ્થાપક શ્રી અરિહંતદેવના આત્માઓને ઓળખવાની પરમ આવશ્યકતા છે. અભવ્યને છોડીને સૌ કોઈ એ શ્રી અરિહંતદેવોએ સ્થાપન કરેલા તીર્થના અવલંબનથી આ અપાર એવા સંસારસાગરનો પણ એક હેલા માત્રમાં પાર પામી શકે છે. જેટલા સિદ્ધ ભગવંતો આજ સુધીમાં સિદ્ધ થયા, વર્તમાનમાં સિદ્ધ થાય છે અને ભવિષ્યમાં સિદ્ધ થશે, તે સર્વે પણ એ શ્રી અરિહંતદેવોએ સ્થાપન કરેલા તીર્થના પ્રભાવે પોતાની સિદ્ધિ સાધી શકયા છે, સાધી શકે છે અને સાધી શકશે, એમ સમુચ્ચયે કહેવામાં લેશ પણ અત્યુકિત થતી નથી. તીર્થનો આ પ્રભાવ, તીર્થના સ્થાપક શ્રી તીર્થંકરોદેવોને પણ '**नमो तीत्थस्स**' એ શબ્દોથી માન્ય છે.

## શ્રી અરિહંતદેવ

અરિ એટલે રાગ–દ્વેષાદિક આંતરિક દુશ્મનો; તેને હંત એટલે હણનારા દેવ તે શ્રી અરિહંતદેવ છે. આથી એમ નથી માની લેવાનું કે–રાગદ્વેષાદિ અંતરંગ દુશ્મનોને હણનારા એકલા શ્રી અરિહંતદેવો જ હોય છે, કિન્તુ અન્ય કોઇ હોતા નથી. સર્વે કેવળજ્ઞાની મહર્ષિઓ અને સિદ્ધ પરમાત્માઓ આંતરિક શત્રુઓનો સર્વથા વિજય કરીને જ કેવળજ્ઞાન કે શ્રી સિદ્ધિપદને પ્રાપ્ત કરે છે. પરન્તુ અન્તરારિનો નાશ કરવા

ઉપરાંત શ્રી અરિહંતદેવના આત્માઓમાં વિશિષ્ટ પ્રકારની અન્ય પણ અલૌકિક વિભૂતિઓ રહેલી હોય છે. તે વિભૂતિઓમાં પ્રધાન વિભૂતિઓ ત્રિભુવનવર્તી વિશિષ્ટ નરામરપૂજ્યતા અને વચનાતિશાયી વચનાતિશયતા એ બે છે. આ બે વિભૂતિઓ શ્રી અરિહંતદેવોની મૂખ્ય છે, કે જે અન્ય કેવળજ્ઞાની મહર્ષિઓમાં પણ કદી હોતી નથી. રાગ, દ્વેષ અને મોહથી સર્વથા રહિતપણું તથા જગતના તમામ પદાર્થોનું તમામ પ્રકારે જ્ઞાયકપણું, એ સર્વ કેવળજ્ઞાનિઓમાં સમાન હોવા છતાં, જે જાતિનું ત્રિભુવનભૂષકપણું અને ધર્મોપદેશકપણું શ્રી અરિહંતદેવના આત્માઓને પ્રાપ્ત થાય છે, તે તેમના સિવાય અન્ય કોઈને પણ પ્રાપ્ત થતું નથી. એ રીતે અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય અને વચનાતિશય–એ ચાર લોકોત્તર સદ્ભૂત અતિશયોના ધારક શ્રી અરિહંતદેવો એ જ જગતમાં સાચા પરમેશ્વર છે : અને તેમની જે આજ્ઞા હોય તેની આરાધના, એનું નામ જ શ્રી પારમેશ્વરી આજ્ઞાની આરાધના છે.

  

## લેખાંક ૭ મો :

### ધર્મનું આદ્ય પ્રકાશન કોનાથી ?

અત્યાર સુધી આપણે એ જોઇ આવ્યા કે–સાચા પરમેશ્વર તરીકે પૂજાવા લાયક આ જગતમાં કોઇ પણ હોય, તો તે માત્ર શ્રી અરિહંત પરમાત્માઓ જ છે. ધર્મના આદ્ય

પ્રકાશક પણ તેઓ જ છે: કારણ કે-જે ધર્મનું પ્રકાશન કરવું છે તે ધર્મ અતીન્દ્રિય છે, તેથી અતીન્દ્રિય જ્ઞાનને ધારણ કરનાર મહાપુરૂષો જ તેને તેના સત્ય સ્વરૂપમાં જાણી શકે છે. જેઓ ધર્મને સાક્ષાત્ જોઈ કે જાણી શકતા નથી, તેઓ ધર્મની બાબતમાં જેટલાં અનુમાન કરે, તે ભાગ્યે જ સાચાં હોય: તેમાં પણ કોઈ સાચું અનુમાન પ્રાપ્ત થઈ જતું હોય, તો તેનું કારણ પણ અતીન્દ્રિય જ્ઞાનિઓ દ્વારા પ્રકાશિત કરાયેલા પદાર્થોનો અભ્યાસ છે: કારણ કે-ધર્મનું વાસ્તવિક અને આદ્ય પ્રકાશન તો તે ધર્મના સ્વરૂપને સાક્ષાત્ જોનાર અને જાણનાર જ કરી શકે, એમાં કોઇના પણ બે મત હોઇ શકે નહિ.

## આદ્ય પ્રકાશક શ્રી અરિહંતદેવો જ

શ્રી જૈનશાસનના કથન મુજબ એવા અતીન્દ્રિય જ્ઞાનિઓ ઘણા હોય છે, કે જેઓ ધર્મના સ્વરૂપને સાક્ષાત્ જાણી અને જોઇ પણ શકે છે: છતાં તેને વ્યવસ્થિત રીતે અને વંશપરંપરાઓ સુધી સચવાઈ રહે-એ રીતે પ્રકાશન કરવાનું સામર્થ્ય માત્ર તીર્થંકરદેવોના આત્માઓને જ પ્રાપ્ત થઇ શકે છે. તે સિવાયના કેવળજ્ઞાની મહર્ષિઓ ધર્મતીર્થનું સ્થાપન તથા શિષ્ય-પ્રશિષ્યાદિની પરંપરાએ તેનું અવિચ્છિન્ન પાલન અને પ્રકાશન કરવા તથા કરાવવા શકિતમાન બની શકતા નથી. ધર્મતીર્થ તથા ચતુર્વિધ સંઘનું સ્થાપન તથા બુદ્ધિનિધાન ગણધરાદિ શિષ્યો દ્વારાએ દ્વાદશાંગીનું ગ્રથન, શ્રી તીર્થંકરનામકર્મની શ્રેષ્ઠ પુણ્ય પ્રકૃતિનો ઉપભોગ કરનાર મહર્ષિઓ જ કરી શકે છે. એ કારણે ધર્મના આદ્ય પ્રકાશક શ્રી અરિહંત પરમાત્મા અથવા શ્રી તીર્થંકરદેવને જ માનવા, એ વાસ્તવિક છે.

## ઈતરસૂચિત સેવા શબ્દનો અર્થ

એમણે જે શાસનનું સ્થાપન કર્યું, તેની સેવા કરવી એ પ્રત્યેક આત્માની મોટામાં મોટી તથા અગત્યની ફરજ છે. એ શાસનની સેવા, એ શાસને બતાવેલા માર્ગની આરાધના દ્વારાએ જ શક્ય છે: તેથી એ શાસને આરાધના માટે કયો માર્ગ દર્શાવ્યો છે, તે સ્પષ્ટ સ્વરૂપમાં જાણી લેવું પરમ આવશ્યક છે. તે પહેલાં એક વાત સમજી લેવી જોઈએ કે–"શાસ્ત્રકાર મહર્ષિઓ તરફથી 'શાસનની સેવા કરવી.'–એવું જ્યારે પણ ફરમાન કરવામાં આવે છે, ત્યારે તે સેવા શબ્દ કેવા ઉદાત્ત અર્થમાં વપરાયેલો છે ? "

'સેવા' શબ્દનો જ્યાં જ્યાં પ્રયોગ કરવામાં આવે છે, ત્યાં સર્વત્ર જેની સેવા કરવાની છે, તેને પ્રસન્ન કરવા માટેની ક્રિયાના અર્થમાં તે શબ્દ વપરાય છે. જેમકે–લૌકિક ધર્મોમાં ઈશ્વર-સેવા, દેવ–દેવીની સેવા, ગુરૂ–ગુરૂણીની સેવા વિગેરે સઘળા પ્રયોગોમાં સેવ્યની પ્રસન્નતા સંપાદન કરવાનો અર્થ છૂપાયેલો છે. લોકવ્યવહારમાં પણ એ જ નિયમ છે : જેમકે–રાજસેવા, માબાપની સેવા, ગુરૂ–શિક્ષકની સેવા, સ્ત્રીપુત્રાદિની સેવા, સ્વજન પરિવારની સેવા, લોકની કે દેશની સેવા, એ સઘળા પ્રયોગોમાં તે તે વ્યક્તિઓની પ્રસન્નતા સંપાદન કરવાનો હેતુ વ્યક્ત કે અવ્યક્ત રીતિએ રહેલો જ છે. અથવા એ સઘળી સેવા વ્યક્ત કે અવ્યક્ત રીતિએ તે તે સેવ્યને પ્રસન્ન કરવાનું સામર્થ્ય ધરાવે છે.

## શાસનસેવા એ આત્મસેવા

શ્રી જૈનશાસનની સેવામાં ઉપર્યુક્ત અર્થથી તદ્દન ભિન્ન અર્થ જ રહેલો છે. એ કહેવાય છે શાસનની સેવા, પણ

એથી થાય છે પોતાની જ સેવા. એ ઓળખાય છે કોઈ શાસનના નાયકને રીઝવવાનું કાર્ય, પણ એની ભારેમાં ભારે સેવાથી એ શાસનનો એક પણ નાયક કદી રીઝાતો નથી કે કદી પ્રસન્ન થતો નથી. એ દેખાય છે કોઈ બીજાને પ્રસન્ન કરવાનું કાર્ય, પણ એથી થાય છે–પોતાનો આત્મા પ્રસન્ન. શ્રી જૈન-શાસનની સેવા એ કોઈ ચમત્કારિક વસ્તુ છે. એને શાસનની સેવાનું કાર્ય કહેવું, એના કરતાં પોતાના આત્માની સેવાનું કાર્ય કહેવું, એ જ વધુ વ્યાજબી છે. છતાં તે 'શાસનસેવા' શબ્દથી ઓળખાય છે, તેથી કોઈને પણ ખોટો ભ્રમ પેદા થવા ન પામે, એ ખાતર આટલો ખૂલાસો કરી લેવો વ્યાજબી છે.

## શ્રી જૈનશાસને દર્શાવેલા આચાર–વિચારો

શ્રી જૈનશાસનની સેવા, એણે બતાવેલા આરાધનાના માર્ગથી જ થઈ શકે છે: તેથી તે માર્ગની વિગતમાં ઉતરવું પરમ આવશ્યક છે. 'શ્રી જૈનશાસન, આરાધના માટે જે માર્ગ બતાવે છે, તે માત્ર ગ્રન્થોની શોભા રૂપ છે.'–એમ આજના કેટલા-કોનું માનવું છે. તેઓ કહે છે કે–'વર્તમાન જમાનામાં તેના આચાર અને વિચારોનું પાલન લગભગ અશક્ય છે અને એ જ કારણે તે જે આચારો અને વિચારો દર્શાવે છે, તે બીજાઓના મુકા-બલે 'સર્વશ્રેષ્ઠ' હોવા છતાં, માત્ર પોથીઓમાં જ રહી ગયા છે. વર્તમાન જમાના ઉપર તેની કાંઈ પણ અસર છે નહિ. અથવા રહી છે તો તે તેવા પ્રકારના કેટલાક–'માત્ર જૂનું તેજ સોનું'–એવી જાતિના બદ્ધાગ્રહને પકડી રાખનારા તથા તેને કોઇ પણ ભોગે નહિ છોડનારા (orthodox) લોકો ઉપર જ રહી છે.'

શ્રી જૈનશાસન અને તેના વર્તમાન ચુસ્ત અનુયાયિઓ

ઉપરનો આ જાતિનો આક્ષેપ, એ ગંભીર વિચારણા માગે છે. શ્રી જૈનશાસને દર્શાવેલા આચારો અને વિચારો, એનું પાલન અને આચરણ વર્તમાન જમાનામાં અશક્ય છે, એ કારણે વર્તમાન દુનિયા તેને અપનાવતી નથી કે શક્ય હોવા છતાં બીજાં જ કોઈ કારણોએ તેને અપનાવવા માગતી નથી, એ તપાસવું બહુ જરૂરી છે. એ જ રીતે એના વર્તમાન અલ્પ-સંખ્યક અનુયાયિઓ બદ્ધાગ્રહના કારણે તેને પકડી રાખે છે અને છોડતા નથી કે તેમને તેમ કરવાનું બીજું પણ કોઈ પ્રબળ અને વિચારણીય નિમિત્ત હયાતિ ધરાવે છે? આ પ્રશ્નોની ઝીણવટ પૂર્વક છણાવટ કરવામાં ન આવે, તો સંભવ છે કે-એક સુશક્ય અને ઉપકારક શાસનની આરાધનાથી જગતને વિના કારણ વંચિત રાખવાનું થાય અને એક સર્વ-શ્રેષ્ઠ શાસનને સુવિચારપૂર્વક આદરનાર સુવિવેકી વર્ગને ઘોર અન્યાય આપવા જેવું થાય.

શ્રી જૈનશાસને દર્શાવેલા આચારો અને વિચારો એ માનવીને પોતાના નિત્ય જીવનમાં કેટલા ઉપકારક છે, તેના પાલનથી તે કેટલી જાતિના બાહ્ય અનર્થોથી પણ વિના પ્રયત્ને બચી જવા પામે છે, એનો એ દૃષ્ટિથી જ્યારે જ્યારે વિચાર કરવામાં આવે છે, ત્યારે ત્યારે એ શાસનના દર્શક મહાપુરૂષો ઉપર કોઈ અપૂર્વ ભક્તિભાવ જાગૃત થયા સિવાય રહે તેમ નથી.

## આજની બરબાદી

મનુષ્યજાતિને આપત્તિમાંથી ઉગારી લેવા માટે આજે અનેક જાતિની નવી નવી શોધખોળો થઈ રહી છે અને તેની પાછળ પ્રતિવર્ષ લાખ્ખો, ક્રોડો અને અબ્જો રૂપિઆ

ખર્ચાઈ રહ્યા છે : છતાં આપણે સાંભળીએ છીએ કે–મનુષ્યજાતિ ઉપર આપત્તિઓ રોજ ને રોજ વધતી જ જાય છે. નિત્ય નવાં નવાં ઔષધો શોધાય છે, તેમ નિત્ય નવા નવા રોગો પણ વધતા જાય છે. નિત્ય નવાં નવાં કારખાનાંઓ બંધાતાં જાય છે, તેમ નિત્ય નવા નવા બેકારો પણ વધતા જાય છે. નિત્ય નવા નવા હુન્નર–ઉદ્યોગો શોધાય છે, તેમ બજારોમાં નિત્ય નવી નવી મંદી પણ આવતી જાય છે. થોડા હુન્નરો હતા ત્યારે ઝાઝી ઘરાકી હતી. હુન્નરો વધુ થયા તો ઘરાકી માટે બજારો ખૂટી પડ્યાં. નિત્ય નવો ઉત્પન્ન થતો થોકબંધ માલ ખપાવવા માટે એક રાજ્યની પર રાજ્ય ઉપર દૃષ્ટિ દોડી અને એક રાષ્ટ્રની બીજા રાષ્ટ્ર ઉપર હકુમત મેળવવાની વૃત્તિ થઈ. ભૂમિ, લક્ષ્મી કે સ્ત્રીઓની ખાતર યુદ્ધ થતાં સાંભળ્યાં છે, પણ માલ ખપાવવાનાં બજારો હાથ કરવા યુદ્ધ થતાં કદી સાંભળ્યાં નથી. આજના હુન્નર–ઉદ્યોગ અને શોધખોળના જમાનામાં માલ ખપાવવા માટેનાં બજારો હાથ કરવા માટે લાખો મનુષ્યોનો ઘાતકી સંહાર જેની પાછળ રહેલો છે, એવા ઘોર રણસંગ્રામો લડાય છે અને એનો અંત ક્યારે આવશે તેની કોઈને ખબર નથી. ખેતીવાડી અને ઓજારોનાં સાધન વધ્યાં, તો તેનાથી નિપજતો કાચો માલ ખપાવવાનાં સાધનો ઘટ્યાં. મનુષ્યજાતિના સુખ અને સંરક્ષણ ખાતર આમ જેટલાં જેટલાં સાધનો વધતાં જાય છે, તેટલાં તેટલાં તેના દુઃખ અને આપત્તિમાં ઓર વધારો કરનાર જ થતાં જાય છે. શ્રી જૈન-શાસનના આદેશ અને ઉપદેશનો શક્તિ મુજબ અમલ કરનાર આ સઘળી જાતિની આપત્તિ અને દુઃખમાંથી કેવો આબાદી પૂર્વક મુક્ત થઈ જાય છે, એ બહુ સમજવા જેવું છે.

## ભોજનનો પ્રભાવ

શ્રી જૈનશાસનના આદેશ અને ઉપદેશનો શક્તિ મુજબ અમલ કરનાર આત્મા રોગથી ઘેરાતો નથી એમ નહિ, પરન્તુ માત્ર કર્મોદયજન્ય રોગની પીડા જ એને સહવી પડે છે. શક્તિ અને સૌંદર્ય માટે નવી નવી દવાઓનો ઉપભોગ કરવાથી ઉત્પન્ન થતા નવા નવા રોગોનો ભોગ તે કદી પણ થતો નથી. દવાઓનો ઉપભોગ નહિ કરવાની સાથે, તેણે માન્ય રાખેલા શાસનના આદેશ મુજબ તે અભક્ષ્ય કે અનન્તકાયનું પણ કદી ભોજન કરી શકતો નથી. શ્રી જૈનશાસને માનેલા અભક્ષ્ય કે અનંતકાય, એ એવી જાતિના પદાર્થો છે કે–તેનું ભોજન કરનાર આત્મા પૂર્વનો તીવ્ર પુણ્યોદય ન હોય તો ભાગ્યે જ આગંતુક રોગોનો ભોગ થતો બચી શકે. વાસી કે વિદળ, તુચ્છ ફળ કે અજાણ્યાં ફળ, ચલિત રસ કે બોળ અથાણાં, માંસ કે મદિરા, મધ કે માંખણ, બરફ કે કરા, બહુબીજ કે અનન્તકાય, રાત્રિભોજન કે ભૂમિકંદ એ વિગેરેનું ભક્ષણ, એ બધા રોગોનું ઘર છે, એની આજના વૈજ્ઞાનિક યુગમાં કોઈનાથી ના પાડી શકાય તેમ છે નહિ.

તાજેતરમાં જ એક પ્રસિદ્ધ પત્રકાર પોતાના છાપામાં એક લેખ પ્રગટ કરીને જણાવે છે કે—

"દુનિયાના મોટામાં મોટા રસાયણશાસ્ત્રીઓ હાલમાં આપણા અદ્ભુત શરીર રૂપી મોટરમાં નંખાતા પેટ્રોલ રૂપી ખોરાક માટે જાત જાતના પ્રયોગો કરી અમૂક ખાદ્યથી શરીરનો અમૂક અવયવ અથવા અંગ ઉપર અમૂક અસર થાય છે અથવા અમૂક ખોરાકની શરીર ઉપર અમૂક પ્રકારની સારી–માઠી અસર થાય છે, વિગેરે બાબતો વિજ્ઞાનની મદદથી સાબીત કરી રહ્યા છે. જેમાંની છેલ્લી કેટલીક શોધો તો ઘણી જ અચંબો પમાડનારી છે.

"તમને કદાચ આ વાત વાહીયાત લાગતી હશે, પરન્તુ ઉપર્યુક્ત મન્તવ્યને સબળ ટેકો આપે એવા અનેક પુરાવા દરેક સમાજમાંથી મળી શકે છે. આપણે જે ખોરાક ખાઈએ છીએ તે લડાઈ જગાડે છે, રાષ્ટ્રના ભાવિ ઉપર ભારે અસર નિપજાવે છે અને આપણા શરીર, મન અને ધાર્મિક માન્યતા ઉપર સીધી અસર કરે છે. માનો યા ન માનો, પરન્તુ દુનિયાની મહત્ત્વની બાબતો મોટે ભાગે ખોરાકના સત્ત્વ, રજ અને તમોગુણ ઉપર અવલંબે છે.

"ફ્રેંચ સામ્રાજ્યની પ્રગતિમાં પલટો થવાનું કારણ એ હતું કે—જ્યારે મગજને સમતોલ રાખી યોગ્ય દોરવણી કરવાની જરૂર હતી, ત્યારે નેપોલીયને ડુંગળી ખાધી હતી. ડુંગળીની અસરને લીધે તેણે સૈન્યની દોરવણી કરવામાં ભારે ભૂલ કરી હતી અને પરિણામે લીપ્ઝીગની મહત્ત્વની લડાઈમાં તેને હાર ખમવી પડી હતી.

"આહારશાસ્ત્રના અધ્યયનથી સમજાય છે કે—મનુષ્યોને થતા વ્યાધિઓમાંથી સેંકડે નવાણું વ્યાધિઓ અયોગ્ય ખાન-પાન અથવા હદ ઉપરાંત ખાવાથી થાય છે. બત્રીસ જાતનાં પકવાન અને તેત્રીસ જાતનાં શાકથી પીરસેલી શ્રીમન્ત લોકોની દબદબાવાળી પત્રાવલિમાં અજીરણ, સંધીવા, જલોદર, જ્વર અને બીજા રોગો ગુપ્ત રીતે છૂપાએલા હોય છે.

"સ્પેનનો પાંચમો ચાર્લ્સ પથારીમાંથી ઉઠતાંની સાથે જ પાંચ વસ્તુઓનો નાસ્તો કરતો. બપોરે બાર વાગે ભારે ભોજન લેતો: સાંજે વીસ વસ્તુઓ સાથે જાતજાતનો દારૂ ચઢાવતો અને મધ્ય રાત્રે પાછો જમતો. આ પ્રકારના ખાનપાનથી પીસ્તાળીશ વર્ષની વયે તે તદ્દન અશક્ત થઈ ગયો હતો.

'જગતનો મહાન્ પાપાત્મા નીરો બપોરથી અર્ધી રાત્રી સુધી જમ્યા જ કરતો, કેલીગ્યુલા એક જ વખતના વાળુમાં સવા લાખ રૂપિઆ ખર્ચતો અને સીઝરોનો અમલ તો અત્યાચારથી પૂર્ણ હતો.

"અકરાંતીયાપણું, મદ્યપાનાદિ વ્યસનો અને નિર્દયતા હંમેશાં સાથે જ વસે છે.

"આરોગ્યની દ્રષ્ટિએ પણ માત્ર જીભને રાજી રાખવાને બદલે શરીરને પોષણ આપે એવા આહારના પદાર્થો જો વિચારપૂર્વક પસંદ કરવામાં આવે, તો મંદવાડનો નાશ થાય : એટલું જ નહિ, પરંતુ દ્રવ્યનો, મહેનતનો અને ડૉક્ટરોની ફીનો બચાવ થાય." વિગેરે વિગેરે ઘણી બાતો આહારથી શરીર ઉપર નિપજતી અસર વિષે લખી છે. આપણે ત્યાં કહેવત છે કે-'આહાર તેવો ઓડકાર' તેમ જર્મન આદિ દેશોમાં પણ તેવા જ પ્રકારની કહેવતો છે કે-'માણસ જેવું ખાય તેવું થાય'-વિગેરે. અર્થાત્-એ અનુભવનો કોઇ પણ ઇનકાર કરી શકયું નથી. મનુષ્યને નિરોગી રાખવો હોય, તો પણ જેમ અભક્ષ્ય-ભક્ષણના ત્યાગની જરૂર છે, તેમ મનુષ્યને દયાળુ રાખવો હોય તો પણ તેની જ જરૂર છે-છતાં તેનો અમલ જેટલો જૈન કુળોમાં થઇ રહ્યો છે, તેનો એક લક્ષાંશ પણ બીજાઓથી થવો શક્ય નથી. એ અભક્ષ્ય-ભક્ષણનો ત્યાગ આજે એક બાળકથી માંડી વૃદ્ધ પર્યંતના (શ્રી જૈનશાસનનો આદેશ ઉઠાવનાર) તમામ આત્માઓ, અતિશય કડકતાથી કોઈ પણ જાતિના દબાણ, અભિમાન કે આડંબર વિના નૈસર્ગિક રીતિએ પાળી રહ્યા છે, એ સત્યનો કોઇથી પણ ઇન્કાર થઇ શકે તેમ નથી

## ઉદ્ધારનો માર્ગ કે અધઃપાતનો માર્ગ ?

આરોગ્યાદિ કોઇ પણ જાતિની અભિલાષા વિના ઉપર્યુક્ત પદાર્થોનો જીવનપર્યંત સર્વથા ત્યાગ, કોઇ પણ પ્રકારનો આડંબરાદિ ધારણ કર્યા સિવાય, ભોગને જ એક તત્ત્વ માનનાર આજના કાળમાં, અનેક આત્માઓ અખંડિતપણે આચરી શકે, એ પ્રભાવ કાંઈ નાનોસૂનો નથી. અને એ પ્રભાવ શ્રી જૈન-શાસને દર્શાવેલ આરાધનાના માર્ગનો જ છે, એની કોઈથી પણ ના પાડી શકાશે નહિ. અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ એ આરોગ્યને પણ બાધક છે, એમ આજે તેવા પ્રકારના અનેક સત્યશોધક ડૉક્ટરો કે આરોગ્યશાસ્ત્રના અભ્યાસિઓને કબૂલ કરવું પડયું છે : તે છતાં પણ તેનો જીવનપર્યંત ત્યાગ કરાવવો, એ શ્રી જૈનશાસને દર્શાવેલી આરાધનાના માર્ગને નહિ પામેલા આત્માઓ માટે શક્ય નથી : એટલું જ નહિ, પણ તેઓ પાસે તેમાંના એકાદ પદાર્થનો પણ અખંડિત રીતિએ ત્યાગ કરાવવો કેટલો મુશ્કેલ છે, એ તો જરા ઉઘાડી આંખે જગત્ સન્મુખ નજર ફેરવાય, તો તુરત સમજી શકાય એમ છે. જ્યારે સ્વશરીરના આરોગ્યસંરક્ષણાર્થે પણ તે જાતિના અભક્ષ્ય પદાર્થોના ભક્ષણનો ત્યાગ જનતાને અશક્ય થઇ પડયો છે, ત્યારે તે જ જમાનામાં જીવરક્ષાની ખાતર, પરલોકના પાર-માર્થિક હિતની ખાતર કે કેવળ ધર્મશાસ્ત્રકારોની આજ્ઞાની ખાતર હજારો બાલક અને બાલિકાઓ, યુવક અને યુવતીઓ, પ્રૌઢ અને પ્રૌઢાઓ, વૃદ્ધ અને વૃદ્ધાઓ તેનો સર્વથા ત્યાગ આચરી રહ્યા હોય, એ વાત શું જૈનબાહ્ય જગત્‌ને ઓછી ધડો લેવા લાયક છે ? એ અભક્ષ્ય પદાર્થોના ભક્ષણના ત્યાગથી, આનુષંગિક રીતિએ જ એના ત્યાગને આચરનારાઓ, તે પદા-

થોના ભક્ષણથી ઉત્પન્ન થનારા હજારો રોગોથી આપોઆપ બચી જવા પામે છે: એટલું જ નહિ, પરન્તુ જીવરક્ષાદિ આત્માના ઉચ્ચ અધ્યવસાયો કાયમ માટે ટકાવી શકે છે. તેવા આત્માઓ પોતાની સાત્ત્વિક, દયાળુ અને કોમળ અહિંસક લાગણીઓને ઘોર હિંસક જમાનામાં પણ જીવનના અન્ત સુધી જાળવી શકે છે. જગત્‌ને શારીરિક રોગ અને માનસિક નિર્દયતાના વ્યાધિમાંથી મુક્ત કરવા માટે આટઆટલાં ઔષધો અને અખતરાઓ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન પ્રચાર પામ્યા છતાં, જે રોગો અને વ્યાધિઓ તથા જેનાથી ઉત્પન્ન થતા ઉપદ્રવોનું નિવારણ નથી થઈ શક્યું બલ્કે વધતું જ ચાલ્યું છે, તે શ્રી જૈનશાસને દર્શાવેલા આરાધનાના માર્ગ તરીકે એક પ્રાથમિક, સ્વલ્પ અને સહેલાઈથી આચરી શકાય તેવા અંગને અપનાવી લેવાથી બની શકે તેમ છે. શ્રી જૈનશાસને નિષેધેલા એક અભક્ષ્યભક્ષણનો ત્યાગ સમસ્ત દુનિયા જો રાજીખૂશીથી સ્વીકારી લે, તો કેટલા ઉપદ્રવોમાંથી વિના આડંબરે, વિના લક્ષ્મીના વ્યયે કે વિના બીજાઓને તકલીફ આપ્યે બચી જાય? મનુષ્યજાતિ અભક્ષ્યનું ભક્ષણ કરે, રોગથી પીડાય અને પછી તેના સંરક્ષણાર્થે નિરપરાધી પશુજગત્‌નો સંહાર કરીને દવાઓ ઉત્પન્ન કરાય અને એ દવાઓ ઉત્પન્ન કરનારા દયાળુ મનાય, એના કરતાં મનુષ્યજાતિને અભક્ષ્યભક્ષણથી જ બચાવી લેવાનો પ્રયાસ કરનારા પરમ દયાળુ છે, એમ કહેવામાં આવે તો શું ખોટું છે? નિરપરાધી પ્રાણિઓના સંહારથી મનુષ્યજાતિ ઉપર વધતો જતો પાપનો ભાર, શું મનુષ્યદયાની આડ નીચે ઢંકાઈ જશે? પાપ તો પાપ જ છે અને તેમાં પણ નિરપરાધી ત્રસ જન્તુઓની

હિંસા, એ તો ઘોર પાપ છે. એના વિપાકો અતિશય કડવા છે તથા એક વખત પાપ કર્યા પછી તેના પરિણામમાંથી કોઈથી પણ છૂટી શકાતું નથી. એ વિગેરે પ્રમાણુસિદ્ધ વાતોની સામે આંખમીંચામણાં કર્યે, મનુષ્યજાતિનું શું ભલું થવાનું છે? એથી એનો ઉદ્ધાર થશે કે અધઃપાત થશે, એ ઉદ્ધારની વૃત્તિવાળા બુદ્ધિમાનોએ વિચારવા યોગ્ય વાત છે. શ્રી જૈન-શાસને ફરમાવેલી અભક્ષ્યભક્ષણાદિના ત્યાગની વાતો વર્તમાન જમાનામાં કોઈને ઉપયોગી થઈ પડે એવી નથી, એ જાતિના ઉટપુટાંગ અને ઉટાઉ જવાબો દ્વારાએ એમાંથી છૂટી જવા પ્રયત્ન કરવો, એ પોતાની જાતના હિતથી જ ઠગાવા બરા-બર છે. મનુષ્યજાતિને તેના સાચા હિતથી ઠગવા માટે એના જેવું બીજું કોઈ અધમાચરણ નથી.

  

## લેખાંક ૮ મો :

### મહારંભોને પણ તજવા જોઈએ

અભક્ષ્યભક્ષણનો જીવનપર્યંત ત્યાગ, એ જેમ શ્રી જૈન-શાસનનો આદેશ છે, તેમ આજીવિકા યા જીવનનિર્વાહનાં સાધનો મેળવવા માટે તેમજ વ્યાપારાદિકની વૃદ્ધિ માટે પણ જેમાં મહારંભ અર્થાત્ યાવત્ પંચેંદ્રિય પ્રાણિઓનો ભયંકર વિનાશ રહેલો છે, એવા ધંધાઓ નહિ કરવા માટે ફરમાન કરેલું છે. આ ફરમાનથી તે તે ધંધામાં નાશ પામતા પ્રાણિ-

ઓને અભયદાન છે: એટલું જ નહિ, પણ એવા મહાઆરંભ-જનિત વ્યાપારોથી કૃત્રિમ રીતે ઉત્પન્ન થતા અને મનુષ્યોનાં સુખ અને સગવડોમાં વધારો કરી આપવાનું કલ્પિત બિરૂદ ધરાવતા સંખ્યાબંધ પદાર્થો, મનુષ્યજાતિ ઉપર અનેક પ્રકારની નવી તકલીફોને ઉભી કરે છે, તે અટકી જાય છે, જે આપણે ઉપર જોઈ આવ્યા છીએ. એ રીતે ઉત્પન્ન થતો વધારાનો માલ ખપાવવાને સામસામા દેશોમાં હરિફાઇ જાગે છે અને યુદ્ધનાં ભયંકર વાતાવરણોમાં મનુષ્યજાત એવી ઘસડાઈ જાય છે, કે જેમાંથી ઉગરવું તેને માટે અશકય થઈ પડે છે.

આથી એ સમજાશે કે–જીવરક્ષાના વિશુદ્ધ પરિણામોથી આજીવિકાદિ માટે પણ થતા મહારંભોનો ત્યાગ વિગેરે મનુષ્યજાતિના સુખ અને શાન્તિમાં વધારો કરનારા છે, જ્યારે એ સિવાયના ઉપાયો, એ નિરર્થક આપત્તિઓને ઘસડી લાવી મનુષ્યજાતિને નાશના છેલ્લે પાટલે લઈ જનારા છે. આજે આપણે જોઈ શકીએ છીએ કે–અભક્ષ્યભક્ષણના ત્યાગની જેમ, શ્રી જૈનશાસનના આ આદેશને પણ ઝીલનારા ઘણા મનુષ્યો છે અને તેઓ એક યા બીજી રીતે જેમ પોતાના માટે સુખ અને શાન્તિ મેળવી શકે છે, તેમ જગત્‌ના અન્ય મનુષ્યો તથા પ્રાણિઓને પણ સુખ અને શાન્તિની પ્રાપ્તિમાં સહાયક થઈ શકે છે.

## ત્યાગમાં નિર્બલતા નથી

અભક્ષ્યભક્ષણ અને મહારંભ ( પ્રાણિઓનો ઘોર વિનાશ જેમાં છે તેવા ) ધંધાઓનો ત્યાગ આ રીતે મનુષ્યજાતિને પોતાના ઉપર આવી પડતી નિરર્થક આપત્તિઓથી બચાવી લઈ,

સુખ અને શાન્તિના વાસ્તવિક માર્ગે લઇ જનાર છે: ત્યારે જૈનસમાજમાંના જ કેટલાક અવળમતિઆઓ કોઈ પણ જાતિનો ભય કે સંકોચ રાખ્યા સિવાય એ બે ઉત્તમ નિયમના ઉપર જ શ્રાપ વરસાવે છે. તેઓ કહે છે કે–'અભક્ષ્યના ત્યાગના ઉપદેશે જ જૈનસમાજ નિર્માલ્ય બનતો જાય છે અને મહા-રંભોથી બંધાતાં પાપની ભડકે જ જૈનસમાજ ધંધાવિહોણો થતો જાય છે.' આ કથનની પાછળ વિચાર નથી, વિવેક નથી કે સભ્યતા નથી. સમાજને ઉન્નત બનાવવાની થોડી પણ આંતરિક લાગણી અને થોડો પણ વિચારવિવેક, જો અંતઃકરણમાં હોય, તો ઉપર્યુક્ત ઉદ્ગારો કદી પણ નિકલી શકે તેમ નથી. 'જૈનસમાજ નિર્માલ્ય છે, તેનું કારણ અભક્ષ્યભક્ષણનો ત્યાગ યા તેનો ઉપદેશ છે અથવા જૈનસમાજ પૈસે–ટકે નિર્ધન થતો જાય છે, તેનું કારણ મહારંભાદિકનો ત્યાગ યા તેના ત્યાગનો ઉપદેશ છે.'–એમ કહેવું, એ ન્યાયની રીતિએ સર્વથા અઘટિત છે. અભક્ષ્યભક્ષણનો ત્યાગ તો, આપણે ઉપર જોઈ આવ્યા તેમ, નવા ઉત્પન્ન થતા રોગોને અટકાવનાર છે તથા સત્ત્વ-ગુણને વધારનાર છે અને મહારંભાદિકનો ત્યાગ પણ મનુષ્ય-જાતિનો વિનાશ અટકાવી, તેની દયાની લાગણીને વિકસાવનાર છે. એની સાથે જ જૈનસમાજના અધઃપતનને જોડી દેવું, એ તો ઇરાદાપૂર્વક ઉપકારક વસ્તુઓનો જ દ્રોહ છે. જૈન-સમાજની નિર્માલ્યતા યા નિર્ધનતાના કારણ તરીકે તેના ઉત્તમ કોટિના આચારો કે ઉપદેશોને કલ્પવા, તે કેવળ બુદ્ધિહીન-તાનું જ કાર્ય છે: એટલું જ નહિ કિન્તુ એ કલ્પનાની પાછળ ત્યાગ યાને ત્યાગના ઉપદેશક ધર્મ પ્રત્યે ભારોભાર અરૂચિ ઉભરાઈ રહેલી છે. ધર્મની ખાતર થોડો પણ ત્યાગ આજે

માનવીને અકારો થઇ પડયો છે. અભક્ષ્યભક્ષણુ આદિ મહા-દોષોનો ધર્મની ખાતર ત્યાગ કરવાનો ઉપદેશ, આજે તેવા પ્રકારના આત્માઓને કાનમાં ખીલાની માફક ખટકે છે. એ જ પદાર્થોનો યા તેમાંના કોઈ પણ એક પદાર્થનો ત્યાગ આજે કોઇ વૈજ્ઞાનિક શોધક કે અમેરીકન ડૉક્ટર ફરમાવે અને તેમ નહિ કરવાથી અનેક પ્રકારની શારીરિક અને માનસિક હાનિઓ દર્શાવે, તો સઘળા સાંભળવા તત્પર થઇ જાય છે અને તે મુજબ અમલ કરવો જોઇએ, એમ કહેવા લાગી જાય છે. અમારૂં એમ માનવું છે કે-મધ્યસ્થ દૃષ્ટિના શોધકો જેમ જેમ તેમને સામગ્રી મળતી જશે, તેમ તેમ માંસાદિકના ખોરાકથી થતી આરોગ્યની હાનિને જેમ જોઇ શકયા છે તેમ બહુબીજ, અભક્ષ્ય અને અનન્તકાયાદિકના ભોજનથી થતી શારીરિક અને માનસિક હાનિઓને પણ જોઇ શકશે. રાત્રિભોજનથી થતી હાનિઓ તો સ્પષ્ટ છે અને તેઓ જયારે તેની સામે પોકાર ઉઠાવશે, ત્યારે જ્ઞાનિઓની આજ્ઞા સામે યથેચ્છ પ્રલાપ કરનારાઓ પણ તેમના વચનને તો જરૂર વધાવી લેશે : પરન્તુ તે વખતે તેમની તે વધામણી કેવળ આરોગ્યાદિક ઐહિક હેતુઓ માટે હશે, તેથી અભક્ષ્યભક્ષણાદિનો ત્યાગ કરવા દ્વારાએ જે વિશિષ્ટ પ્રકારનો આત્મિક લાભ ઉઠાવવાનો હતો, તે તેમના ભાગ્યમાં રહેશે નહિ : અને તેમ થવાથી મનુષ્યની દયાની લાગણીને નવપલ્લવિત રાખીને, તેને ઉત્તરોત્તર ઉચ્ચ કોટિમાં મૂકવાનું જે જ્ઞાનિઓનું ધ્યેય હતું, તે પાર પડશે નહિ. અર્થાત્ તે મનુષ્ય પણ છેવટ તો સ્વાર્થના જ પુતળા રૂપ રહેવાનો : સાથે સાથે એ વાત પણ ધ્યાનમાં રાખી લેવી જોઈએ કે-જ્યાં સુધી મનુષ્યની એ કટ્ટર સ્વાર્થવૃત્તિ ઉપર થોડો પણ અંકુશ નહિ

આવે, ત્યાં સુધી તેનાથી બીજા પ્રાણિઓ કરતાં, અનર્થો જગતમાં અધિક જ થવાના.

## રૂચિભેદ

આથી એ વાત પણ સિદ્ધ થઈ જાય છે કે-'વૈજ્ઞાનિકોની શોધકદ્રષ્ટિ લોકો ઉપર વધારે છાપ પાડે છે અને જ્ઞાનિઓની જ્ઞાન-દૃષ્ટિ માત્ર શ્રદ્ધા ઉપર જ ભાર મૂકતી હોવાથી માણુસને આકર્ષી શકતી નથી.'—એ વાત સર્વથા અસત્ય છે. વૈજ્ઞાનિકોની શોધક-દ્રષ્ટિ કરતાં પણ જ્ઞાનિઓની શુદ્ધ દૃષ્ટિ અધિક ઉપકારક છે, છતાં એના પ્રત્યે લોકનું આકર્ષણ નથી, એમાં હેતુ લોકની ધર્મ-રૂચિનો અભાવ છે. ધર્મની ખાતર થોડો પણ ત્યાગ લોકને અરૂચિકર છે, જ્યારે શરીરાદિ ઐહલૌકિક પદાર્થોની ખાતર ફના થઈ જવાની વાતથી પણ લોકને ગભરાટ નથી. આ જાતિનો રૂચિભેદ, એ જ વૈજ્ઞાનિકો પ્રત્યેના આદર અને જ્ઞાનિઓ પ્રત્યેના અનાદર પ્રત્યે કારણ છે.

## ઐહલૌકિક અને પારલૌકિક હિત

અને એ રૂચિભેદ આજનો નથી, પણ અનાદિનો છે. અર્થ અને કામની ખાતર માણસ સર્વ પ્રકારના ત્યાગને આચરે છે. દેશને છોડે છે, ગામને છોડે છે અને ઘરને પણ છોડે છે. કુટુંબને છોડે છે, પરિવારને છોડે છે અને ધર્મને પણ છોડે છે. ધર્મની ખાતર એ સઘળાનો ભોગ આપનાર કોઈ વિરલ નિકળે છે. ધર્મની પાછળ પારલૌકિક હિત સંકળાયેલું છે, જે પરોક્ષ છે: અને અર્થ અને કામની પાછળ ઇહલૌકિક હિત સંકળાયેલું છે, જે પ્રત્યક્ષ છે. પ્રત્યક્ષની ખાતર પરોક્ષનો ભોગ આપવો એ સુકર છે, જ્યારે પરોક્ષની ખાતર પ્રત્યક્ષનો ભોગ

આપવો એ સ્વાભાવિક રીતિએ જ દુષ્કર છે. મનુષ્યની સામાન્ય દૃષ્ટિ અથવા સામાન્ય મનુષ્યની દૃષ્ટિ પરલોકના હિત સુધી પહોંચી શકતી નથી અને પહોંચે તો પણ પરલોકના વિષયમાં અનેક પ્રકારના વાદવિવાદ હોવાથી, કોઈ એક વાદ ઉપર સ્થિર થઇ શકતી નથી. પરન્તુ પરલોક સંબંધી શ્રી જૈનશાસને દર્શાવેલો માર્ગ, એ એટલો બધો સુનિશ્ચિત છે કે-તે જેને પ્રાપ્ત થઈ જાય છે, તેને પરલોક સંબંધીનો સઘળો વિવાદ મટી જાય છે. પરલોક એ તેને આ લોક કરતાં પણ અધિક સત્ય સમજાય છે અને તે કેવો છે, વિગેરેનું સુનિશ્ચિત જ્ઞાન જ્ઞાનિઓના વચનના બળે તેના અંતરમાં સ્પષ્ટ રૂપે અંકિત થઈ જાય છે. એ જ એક કારણ છે કે-શ્રી જિનકથિત માર્ગને પામેલા આત્માઓ બીજાઓની અપેક્ષાએ પરલોકની ખાતર અધિક ભોગો આપી શકે છે.

## જ્ઞાનિની દૃષ્ટિ અને વૈજ્ઞાનિકની દૃષ્ટિ

આજે પણ કોઈ પણ જાતિની ઐહલૌકિક વાસનાઓ વિના, કેવળ પરલોકની ખાતર જ, ઉત્તમ કોટિના ત્યાગને આચરી રહેલ પ્રજાઓમાં તેનો નંબર મોખરે આવે તેમ છે. તેનું કારણ તેને પ્રાપ્ત થયેલ પરલોક વિષયક સંગીન અને શ્રદ્ધેય જ્ઞાન છે. આ વાત આપણે આ જ લેખમાં આગળ ઉપર વિસ્તારથી જોવાના છીએ. અત્યારે તો માત્ર એટલું જ સમજવું પર્યાપ્ત છે કે-આજે વૈજ્ઞાનિકો તરફ ઢળેલી દૃષ્ટિ અને જ્ઞાનિઓ પ્રત્યે આવેલી ઉપેક્ષા, એ ધર્મરૂચિના અભાવમાંથી જન્મેલી છે, નહિ કે-જ્ઞાન પ્રત્યેના પ્રેમમાંથી. જ્ઞાન પ્રત્યેનો પ્રેમ માણસને આજે પણ જેટલું આકર્ષણ જ્ઞાનિઓનાં પ્રમાણમાં અલ્પ પણ

સુનિશ્ચિત વિદ્યમાન વચનો પ્રત્યે કરી શકે તેમ છે, તેનો એક અંશ પણ વૈજ્ઞાનિકોનાં વિશાળ પણ અનિશ્ચિત અને સંદિગ્ધ વચનો પ્રત્યે કરી શકે તેમ નથી. વૈજ્ઞાનિકોનાં કથનો, એ સંદિગ્ધ અને અસમ્બદ્ધ છે. તેઓની દૃષ્ટિ બીજા મનુષ્યોની અપેક્ષાએ દૂર પણ પહોંચેલી હોય, છતાં અનંત જગતની દૃષ્ટિએ તો તેઓનું જ્ઞાન એક બિંદુ જેટલું પણ નથી હોતું, એ વાત તેઓનાં જ વચનોથી સુસિદ્ધ છે.

વર્તમાન વૈજ્ઞાનિકોમાં સર આઈઝેક ન્યુટનનું નામ સૌના મોખરે છે. ગુરૂત્વાકર્ષણ ( Law of Gravitation )ના આદ્ય શોધક તરીકે તે પ્રખ્યાત છે. વર્ડ્ઝવર્થ જેવા કવિઓએ તેની પ્રશંસાનાં ગીતો ગાયાં છે. તેવા એક વિજ્ઞાનવેત્તાએ પણ પોતાના પ્રશંસકોને મૃત્યુશય્યા ઉપરથી જે વચનો સંભળાવ્યાં છે, તે દરેકે યાદ રાખી લેવા લાયક છે. તે કહે છે કે—

"જગતની દૃષ્ટિમાં હું કેવો હોઈશ, તેનું મને જ્ઞાન નથી : પણ મને તો મારા વિષે એમ જ લાગ્યું છે કે—એ અનંત મહાસાગરને કાંઠે એક ન્હાના બાળકની માફક હું રમત જ રમી રહ્યો હતો. બીજાઓને મળી શકે તેના કરતાં વધુ ઘાટીલા, ગોળ અને લીસા પત્થરો અથવા તો વધુ સુંદર છીપો વીણવાનો મેં પ્રયાસ કર્યો હશે, પરન્તુ સત્યના અનન્ત મહાસાગરને તો હું સ્પર્શી શક્યો પણ નથી."

એમ કહેવાય છે કે—સર આઇઝેક ન્યુટન જ્યારે કુદરતનાં રહસ્યોની શોધમાં રોકાતા, ત્યારે જે નવાં નવાં ભયંકર સત્યો તેમની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થતાં, વિશ્વની વિરાટ રચનાની ભયંકર અનંતતા જેમ જેમ તેમના મગજને વમળે ચઢાવતી, તેમ તેમ તેઓ એ વિરાટતાથી, એ અકલ્પ્ય રહસ્યોથી ત્રાસી જતા અને પોતાના અદ્ભુત પ્રયાસોને છોડી

દેતા. બીજા શબ્દોમાં–કુદરતનાં રહસ્યોની અમર્યાદિત શકયતાઓ અપનાવી લેવા જેટલું તેમનુ મન બળવાન નહોતું. એ જ વાતને સાદા શબ્દોમાં એમ કહી શકાય કે–તેમનુ જ્ઞાન કુદરતનાં રહસ્યો સમજવા માટે છેક જ અસમર્થ હતું. આ તો થઈ મોટામાં મોટા વૈજ્ઞાનિકની વાત. બીજા વૈજ્ઞાનિકો જે કોઈ શોધો કરી શકયા છે, તે સર આઈઝેક ન્યુટનનો ગુરૂત્વાકર્ષણનો સિદ્ધાન્ત શોધાયા પછી જ. તે શોધો સામાન્ય માનવીઓની અપેક્ષાએ ગમે તેટલી મોટી મનાતી હોય, તો પણ અનંત જગત્‌ની દૃષ્ટિએ અને એ અનંત જગત્‌ને જાણનાર અનન્તજ્ઞાનિઓના જ્ઞાનની દૃષ્ટિએ એક બિન્દુ માત્ર પણ નથી, એ વાતની કોનાથી ના પાડી શકાય એમ છે ?

વૈજ્ઞાનિકો અને તેમની શોધો આ રીતે જ્યારે સત્યના એક અંશને પણ પૂર્ણતયા શોધી શકેલ નથી, ત્યારે તેના ઉપર જ મદાર બાંધીને જીવનની સઘળી પ્રવૃત્તિઓને અપનાવવા તૈયાર થવું, એ શું મૂર્ખતા નથી ? અને એવી મૂર્ખતાનું આચરણ કરનારા પણ જ્ઞાન ઉપરના પ્રેમથી તેમ કરે છે, એમ કહેવું એ તેથી પણ અધિક મૂર્ખતા નથી ? સાચી વાત એ છે કે–લોક ઐહલૌકિક પદાર્થોને ઓળખે છે, તેનાથી થતાં અને થનારાં સુખોને પીછાને છે અને તે કોઈ પણ ઉપાયે મળતાં હોય, તો તેના શોધકોને હૃદયનાં અભિનન્દન આપે છે. આ જાતિની ઐહલૌકિક સુખભોગની લાલસા, એ જ જ્ઞાનિઓનાં સત્ય, સુસંગત અને ન્યાયયુક્ત વચનો પ્રત્યે પણ અનાદરતાનું કારણ છે. એ ભોગલાલસા જેની નાશ પામે છે, તેને વૈજ્ઞાનિકોનાં વચનો અપૂર્ણતાથી અને અસંબદ્ધતાથી ભારોભાર ભરેલાં લાગે છે : એટલું જ નહિ, પણ તેની પાછળ આંધળીયાં

કરીને દોરાવામાં સ્વપરનો એકાન્ત વિનાશ સમજાય છે. એજ રીતિએ એવા આત્માઓને અનન્તજ્ઞાનિઓનાં વચનો પરિપૂર્ણ અને સુવિશુદ્ધ સત્ય જ્ઞાનને પેદા કરનારાં લાગે છે તથા તેનું વારંવાર મનન અને પરિશીલન તેમને મન જીવનના એક અપૂર્વ આહ્‌લાદનું સાધન થઈ પડે છે. જે આનન્દ અને જે સુખ તેમને જ્ઞાનિઓનાં વચનોનું પરિશીલન કરતી વખતે અનુભવાય છે, એ આનન્દ અને એ સુખ દુનિયાની કોઇ શહેનશાહતનાં સુખોમાં પણ તેમને દેખાતાં નથી. જ્ઞાનિઓનાં વચનોની આ વિશિષ્ટતા તેઓને જ સમજાય, કે જેઓની ભોગરૂચિ નષ્ટ થઇ હોય અને તત્ત્વરૂચિ જાગૃત થઈ હોય. બીજાઓની દૃષ્ટિએ તો આ વાત અતિશયોક્તિ રૂપ પણ બની જાય.

## શોધકદૃષ્ટિ અને સિદ્ધદૃષ્ટિ

વૈજ્ઞાનિકો અને જ્ઞાનિઓ વચ્ચેનું આ અંતર સમજાયા પછી, હવે એ શંકા ઉભી પણ નહિ રહે કે–જ્ઞાનિઓની જ્ઞાનદૃષ્ટિ માત્ર શ્રદ્ધા ઉપર જ નિર્ભર હોવાથી, તે મનુષ્ય માત્રને આકર્ષી શકતી નથી. આ લોકના માર્ગમાં કે પરલોકના માર્ગમાં શોધક દ્રષ્ટિ કરતાં પણ શુદ્ધ દ્રષ્ટિ વધુ ઉપકારક છે. શોધક દૃષ્ટિ એ અસિદ્ધ છે અને શુદ્ધ દૃષ્ટિ એ સિદ્ધ છે. સિદ્ધ કરતાં અસિદ્ધનું મહત્ત્વ અધિક હોઈ શકે, એ ત્રણે કાળમાં બનવા યોગ્ય નથી. આજે તેને અધિક મહત્ત્વ આપવાનો પ્રયાસ કરવામાં આવે છે–તેની પાછળ શો હેતુ છે, તેનું વિવેચન આપણે ઉપર કરી આવ્યા છીએ. સિદ્ધ દૃષ્ટિ, એ અધિક ઉપકારક હોવા છતાં, તે શ્રદ્ધા અવશ્ય માગે છે અને એ જાતિની શ્રદ્ધા એ દુર્ગુણ નથી પણ સદ્‌ગુણ છે. અપૂર્ણ આત્માને પૂર્ણ ઉપરની શ્રદ્ધા જ એક

એવું અવલંબન છે, કે જે તેને પૂર્ણતા સુધી પહોંચાડે. પૂર્ણ પ્રત્યેની શ્રદ્ધા વિના અપૂર્ણ આત્મા કદી પણ આગળ વધી શકે, એ માનવા યોગ્ય નથી. એ કારણે એ જાતિની શ્રદ્ધા કેળવવા માટે ઉત્તમ આત્માઓ કદી પણ નાખૂશ હોતા નથી. જગત્‌ના વ્યવહારમાં જ્યારે અપૂર્ણ જ્ઞાની અને અશુદ્ધ અંતરવાળાઓ ઉપર જ શ્રદ્ધા રાખીને ચાલવું પડે છે, તો કયો એવો મૂર્ખ આત્મા હોય, કે જે સંપૂર્ણ જ્ઞાની અને પરિશુદ્ધ અંતઃ-કરણવાળા મહાપુરૂષોનાં વચનો ઉપર શ્રદ્ધા રાખવાની આના-કાની કરે? સંપૂર્ણ અને શુદ્ધના નામે, અસંપૂર્ણ અને અશુદ્ધ આત્માઓ પોતાની જાતને શુદ્ધ અને સંપૂર્ણ તરીકે પ્રચારનારા હોય છે: અને એટલા જ માટે જો તેઓ અનાદરણીય હોય, તો એ નિયમનો આ જગત્‌માં કોઈ પણ જગ્યાએ અપવાદ નથી: અર્થાત્–દરેક ક્ષેત્રમાં, દરેક કાળમાં અને દરેક વિષયમાં તે જાતિનો ભય ઉભો જ છે: આમ હોવા છતાં પણ, તેટલા ખાતર પોતપોતાના ક્ષેત્રમાં પોતાની બુદ્ધિ રૂપી કસોટી ઉપર શુદ્ધ થયેલા સારાઓનો પરિત્યાગ કોઈએ પણ કર્યો નથી અને કોઈ કરી શકે તેમ પણ નથી. જ્યાં શાહુ-કારો વસે છે, ત્યાં શાહુકારોના વેષમાં જ ચોરો પણ વસે છે: જ્યાં સજ્જનો વસે છે, ત્યાં સજ્જનોના લેબાશમાં જ દુર્જનો પણ હોય છે: જ્યાં સદાચારી પુરૂષો વસે છે, ત્યાં સદાચારી પુરૂષોના દેખાવમાં જ દુરાચારી પુરૂષો પણ હોય છે: એટલા ખાતર ચોર, દુર્જન અને દુરાચારિની સાથે શાહુકાર, સજ્જન અને સદાચારિનો પણ શું ત્યાગ કરી દેવો જોઈએ? શાહુકાર અને ચોરનાં, સજ્જન અને દુર્જનનાં તથા સદાચારી અને દુરાચારિનાં લક્ષણો છૂપાં રહી શકતાં નથી. એ લક્ષણો દ્વારા

તેઓને ઓળખી કાઢવા અને બૂરાઓને છોડી સારાઓને સ્વીકારવા, એ તો ન્યાય્ય છે: પરન્તુ બૂરા છે માટે સારાનો પણ ત્યાગ કરવો, એ તો ન્યાયનું દેવાળું છે. તેમ ધર્મના વિષયમાં સરાગી અને વીતરાગ, અપૂર્ણ અને સંપૂર્ણ, અશુદ્ધ અને શુદ્ધ હોઈ શકે છે: પણ તેની લક્ષણો દ્વારા તુરત જ પરીક્ષા થઇ શકે છે અને એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા વીતરાગ, સંપૂર્ણ અને શુદ્ધનો સ્વીકાર અને બીજાઓનો અસ્વીકાર પણ થઈ શકે છે. જેઓને શુદ્ધનો જ ખપ છે, તેઓ માટે તેને મેળવવા માટેના માર્ગ આ દુનિયામાં બંધ થઈ ગયેલા નથી, પરન્તુ સર્વદા ખૂલ્લા છે: પરન્તુ જેમને વાતો જ કરવી છે અને પોતાની અયોગ્ય રૂચિઓના કારણો શુદ્ધ પ્રત્યે પ્રેમવાળા જ બનવું નથી, તેઓના માટે તો ઉદ્ધારનો રસ્તો સર્વથા અશક્ય છે.

❧ ❧ ❧

લેખાંક ૯ મો :

## કાર્ય–કારણનો અબાધિત નિયમ

જીવનની બે જરૂરીયાતની વસ્તુ–ભોજન અને વ્યાપાર–તેના ઉપર શ્રી જૈનશાસને દર્શાવેલો અંકુશ એ કેટલો ઉપકારક છે, અને એનું આચરણ આજે પણ કોઈ પણ જાતિની ઐહિક આકાંક્ષા વિના શુદ્ધ રીતિએ થઈ શકે છે અને થઈ

રહ્યું છે, એ વાત લક્ષ્યમાં આવ્યા પછી, 'શ્રી જૈનશાસને દર્શાવેલો માર્ગ એ અશક્ય આચારવાળો છે, એટલા માટે એને કોઈ આચરતું નથી.'–એમ કહેવાની હામ કોઈ પણ ભીડી શકશે નહિ. શ્રી જૈનશાસને દર્શાવેલો માર્ગ અશક્ય આચારવાળો પણ નથી અને બીનજરૂરી પણ નથી. પ્રત્યુત, એનું આચરણ મનુષ્યજાતિને અનેક પ્રકારના પારમાર્થિક લાભો આપવા ઉપરાંત, ઐહલૌકિક અનર્થોથી પણ બચાવી લેનાર છે. તેવા ઉત્તમ આચારો પ્રત્યે પણ અરૂચિનું કારણ, કાં તો અજ્ઞાનતા છે અને કાં તો ધર્મરૂચિનો અભાવ છે. એ ધર્મરૂચિના અભાવના કારણે જ, આજે જૈનકુળમાં ઉત્પન્ન થવાજોગું પુણ્ય લઇને આવેલા પુણ્યવાન આત્માઓ પણ, પોતાના સર્વશ્રેષ્ઠ આચારોથી ચ્યુત થતા જાય છે. ધર્મરૂચિ જાગૃત કરવા માટે ઐહલૌકિક પદાર્થો પ્રત્યે વધતી જતી તીવ્ર આસક્તિ ઘટાડવાની જરૂર છે અને એ ઘટાડવા માટે શ્રી જૈનશાસને દર્શાવેલા અનુપમ વિચારોને અપનાવી લેવાની જરૂર છે. તે પહેલાં એક ખૂલાસો કરી લઇએ કે–' અભક્ષ્યભક્ષણનો ત્યાગ આચરનારા તથા ઘોર પ્રાણિવધ જેમાં છે તેવા વ્યાપારો નહિ કરવાની જીવનપર્યંત પ્રતિજ્ઞાઓને ધારણ કરનારા પણ અનેક પ્રકારના રોગોથી ગ્રસ્ત રહે છે તથા દયાના પરિણામ વિનાના દેખાય છે અને એથી વિપરીતપણે વર્તનારા સારા પણ દેખાય છે, તો એવો નિયમ કયાં રહ્યો કે–અભક્ષ્યભક્ષણ એ જ રોગનું કારણ છે અને પ્રાણિવધવાળા ધંધા એ જ દયાના નાશનાં નિમિત્ત છે ? હિન્દ સિવાયના દેશોમાં અભક્ષ્યભક્ષણ કરવાવાળા પણ રોગરહિત કાયાવાળા હોય છે તથા પ્રાણિવધવાળા ધંધા આચરનારા પણ દયાના પરિણામવાળા હોય છે

અને હિન્દમાં પણ તેવું ઘણીવાર અનુભવાય છે.' કોઈ પણ પ્રકારના ઉત્તમ જાતિના વ્રત-નિયમના અંગીકારની વાત આવે ત્યારે આ જાતિની શંકા ઉઠે જ છે, તેથી એ શંકાનું મૂળ શું છે, તેને આપણે અહીં બરાબર સમજી લેવું જોઈએ. કેવળ આ લોકનાં જ કાર્યો અને પરિણામો ઉપરથી ધર્મક્રિયા કે અધર્મક્રિયાઓનાં ફળોનું માપ કાઢવાની તદ્દન સંકુચિત અને અજ્ઞાન દૃષ્ટિ, એ જ આ જાતિની શંકા અને કુતર્કોને ઉત્પન્ન થવાનું મૂળ છે. એક વાત સૌથી પહેલી નક્કી કરી લેવી પડશે કે-'આ લોક, એ તો ભૂત અને ભાવિ અનંત પરલોકનો અંશ છે. એ અંશ એટલો નાનો છે કે-અનંત મહાસાગરના એક બિન્દુની ઉપમા પણ તેને આપી શકાય એમ નથી.' જ્ઞાનિઓ આ ભવના આયુષ્યને વિજળીના ઝબકારાની કે ડાભના અગ્રભાગ ઉપર રહેલ ઝાકળના બિન્દુની ઉપમા આપે છે. તેત્રીસ સાગરોપમ પર્યંતના અતિ દીર્ઘ એવા અનુત્તર સુરના આયુષ્યને પણ જ્ઞાનિઓ ક્ષણિક કહે છે. એનાથી દીર્ઘ આયુષ્યવાળો કોઈ ભવ નથી, છતાં તે પણ અનન્તકાળની આગળ તો એક બિન્દુ તુલ્ય પણ નથી. એવા ક્ષણિક અને થોડો જ કાળ રહેવાવાળા એક જ ભવ ઉપરથી, મનુષ્યોનાં સઘળાં કૃત્યોનાં ફળોનું અનુમાન કાઢવું કે કાઢવાનો આગ્રહ રાખવો, એ ઈરાદાપૂર્વક તત્ત્વથી વંચિત રહેવા જેવું છે. અયોગ્ય ક્રિયાઓ કરનારા પણ આ ભવમાં પૂર્વભવે કરેલી યોગ્ય ક્રિયાઓના બળે સુખી રહી શકે છે અને યોગ્ય ક્રિયાઓ કરનારા પણ આ ભવમાં પૂર્વભવે સેવેલી અયોગ્ય ક્રિયાઓના બળે દુ:ખી થઈ શકે છે. એથી અધર્મથી સુખ અને ધર્મથી દુ:ખ, એવો નિયમ કદાપિ ફલિત થઈ શકતો નથી. 'ધર્મથી સુખ જ થાય અને અધર્મથી દુ:ખ

જ થાય.'–એ નિયમને બાધિત કરવા માટે કેવળ આ લોકનાં જ ફળો પર્યાપ્ત નથી. એ નિયમ તો કાર્ય–કારણના અબાધિત નિયમ ઉપર અવલંબેલો છે. માટીના પિંડથી પટ કે સુતરના તંતુઓથી ઘટ થતો કદી કોઈએ જોયો નથી, તેમ બીજાઓને દુઃખી કરવાથી સુખ કે બીજાઓને સુખી કરવાથી દુઃખ કદી સંભવી શકતું નથી. એક વખત અન્યની પીડામાં નિમિત્ત થવાયું, કે તેનું અશુભ ફળ લલાટમાં લખાયું જ છે. એ જ રીતે એક વખત બીજાના સુખમાં નિમિત્ત બનાયું, કે તેનું શુભ ફળ તે જ વખતે નિશ્ચિત થઈ જાય છે. ધર્માધર્મની રચના **કાર્ય-કારણના** અબાધિત નિયમ ઉપર રચાયેલી છે. એ નિયમને કોઇ નાસ્તિક પણ અન્યથા કરવા શક્તિમાન નથી. ફળનો અનુભવ થવામાં વિલંબ થવો કે અવિલંબ થવો, એ સાધન-સામગ્રીની પ્રાપ્તિ ઉપર આધાર રાખે છે. તેવા પ્રકારનાં સાધનોના અભાવે અતિ ઉત્કટ પુણ્ય કે અતિ ઉત્કટ પાપનું ફળ આ ભવમાં ન પણ ભોગવી શકાય અને જન્માન્તરમાં અનુભવાય, એથી કાર્ય–કારણના નિયમને લેશ માત્ર બાધ પહોંચતો નથી.

'अत्युग्रपुण्यपापाना,-मिहैव लभ्यते फलम् ।'

'અતિ ઉગ્ર પુણ્ય અને પાપોનું ફળ આ લોકમાં જ પ્રાપ્ત થાય છે.'–એ વાક્ય પણ એકદેશીય છે. એક જન્મમાં બંધાયેલાં કર્મોનું એક જ જન્મમાં સઘળું ફળ મળે, એવો નિયમ બાંધી શકાય તેમ નથી : કારણ કે–એક જ જન્મમાં બંધાતાં શુભ અગર અશુભ કર્મો અનંત છે અને ફળ ભોગવવા માટેનો સમય અને સાધનો પરિમિત છે. તેથી એમ માનવું જ રહ્યું કે–કોઇ પણ જન્મમાં ઉપાર્જન કરેલાં કર્મોનાં **ફળોનો**

**વાસ્તવિક અને સંપૂર્ણ અનુભવ તે ભવમાં થઇ શકતો નથી, કિન્તુ જન્માન્તરોમાં જ થાય છે.** શ્રી જિનમતની માન્યતા મુજબ કર્મનો વિપાક (ફળાનુભવ) દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવની અપેક્ષા રાખે છે: તેથી આત્માને જે જાતિનો ભવ પ્રાપ્ત થાય છે, તે જાતિના ભવમાં જેવાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ રહેલાં હોય છે, તેને અનુસાર જ તે પૂર્વબદ્ધ કર્મનો ભોગવટો કરી શકે છે.

## પુણ્યક્રિયા અને પાપક્રિયા

'પરની પીડા એ પાપ અને પરનો ઉપકાર એ પુણ્ય.'—એ જેમ સર્વ શાસ્ત્રો વડે નિશ્ચિત થયેલો સિદ્ધાન્ત છે, તેમ 'પાપથી દુઃખ અને ધર્મથી સુખ.'—એ પણ સર્વ વાદિઓ વડે તેટલો જ સુનિશ્ચિત થયેલો સિદ્ધાન્ત છે. 'પરની પીડા એ પાપ છે, તો તેના ફળ રૂપે સુખની પ્રાપ્તિ કદાપિ ન થાય અને પરનો ઉપકાર એ પુણ્ય છે, તો તેના ફળ રૂપે દુઃખની પ્રાપ્તિ કદાપિ ન થાય.'—આ જાતિના અબાધિત નિયમમાં એક લેશ માત્ર સંદેહ રાખવાની આવશ્યકતા નથી. જો કે—અધ્યવસાયના ભેદે એક જ જાતિની ક્રિયાથી પુણ્યબંધ પણ થાય છે તથા પાપબંધ પણ થાય છે, તો પણ એક જ જાતિના અધ્યવસાયથી કર્મબંધમાં ભેદ માનેલો નથી. શુભ અગર અશુભ અધ્યવસાયની પ્રાપ્તિ, એ મોટે ભાગે બાહ્ય ક્રિયા ઉપર આધાર રાખે છે. એ કારણે બાહ્ય શુભ અગર અશુભ ક્રિયાને પણ પુણ્ય અગર પાપબંધનું કારણ માનેલ છે. ક્વચિત્ એ નિયમને અપવાદ પણ હોય છે, પરન્તુ એ અપવાદ સમજવા માટે હોય છે; આચરવા માટે નહિ. તેથી સમુચ્ચયે એમ કહી શકીએ કે—

'શુભ આચાર, શુભ વિચાર અને શુભ ઉચ્ચાર એ પુણ્યબંધનાં કારણો છે અને અશુભ આચાર, અશુભ વિચાર અને અશુભ ઉચ્ચાર, એ પાપબંધનાં કારણો છે.' પુણ્યથી સુખ પ્રાપ્ત થાય છે અને પાપથી દુઃખ પ્રાપ્ત થાય છે. આચાર, વિચાર અને ઉચ્ચારની શુભાશુભતા મોટે ભાગે પરની પીડા અને અપીડા ઉપર આધાર રાખે છે. હિંસા એ પાપ છે, કારણ કે-તે પરને પીડોત્પાદક છે : અહિંસા એ પુણ્ય છે, કારણ કે-તે પરની પીડાથી નિર્વૃત્તિ રૂપ છે. અસત્ય એ પાપ છે, કારણ કે-તે સાક્ષાત્ યા પરંપરાએ પરની પીડામાં નિમિત્ત છે : સત્ય એ પુણ્ય છે, કારણ કે-તેનાથી પરની પીડાનો અસંભવ છે : એ જ રીતે ચૌર્ય, પરદારાગમન આદિ પાપ છે અને એથી વિપરીત ક્રિયાઓ પુણ્ય છે. એનો હેતુ માત્ર પરની પીડાથી નિવૃત્તિ યા પરની પીડામાં પ્રવૃત્તિ છે. અભક્ષ્યભક્ષણ અને હિંસક વ્યાપારાદિ પણ પરની પીડામાં પ્રબલ નિમિત્ત છે, તેથી તેનું ફળ શુભ કદી પણ હોઈ શકે નહિ. અને તેથી જ એ જાતિની અશુભ પ્રવૃત્તિઓથી વિરામ પામવું, એ પોતાને સ્વાધીન હતું, છતાં વિરામ ન કર્યો તો તેનું તીવ્ર અશુભ ફળ પણ તેને આચરનારાઓના લલાટે લખાયેલું જ છે. શુભ અગર અશુભ કર્મના બન્ધને યોગ્ય ક્રિયા કર્યા પછી, તેના ફળમાંથી છટકી જવું, એ દેવેન્દ્રો માટે પણ શક્ય નથી.

## ધર્મક્રિયાનું મહત્ત્વ

એક ધર્મક્રિયામાં જ એ સામર્થ્ય છે કે-તે બંધાયેલાં કર્મોનો વિપાકોદય નહિ થવા દેતાં, પ્રદેશોદયથી ખેરવી નાખે છે. અર્થાત્-કર્મફળનો અનુભવ સુખ-દુઃખ કે રાગ-દ્વેષાદિ

રૂપે નહિ થવા દેતાં, ( પ્રદેશોદયથી તેનો ભોગવટો કરાવી ) આત્મપ્રદેશ ઉપરની તેની સત્તા નાબૂદ કરી શકે છે. ધર્મક્રિયાનું આ મહત્ત્વ જાણ્યા પછી, કયો એવો મૂર્ખ આત્મા હોય, કે જે અશુભ કર્મબન્ધને હઠાવનાર અને શુભ કર્મબન્ધને અપાવનાર અથવા શુભ–અશુભ ઉભય પ્રકારનાં કર્મોની સત્તામાંથી આત્માને મુક્ત કરાવનાર એ ધર્મક્રિયા અને તેને દર્શાવનાર મહાન શાસનની આરાધના પ્રત્યે આદરવાળો ન બને ? શ્રી જૈનશાસને દર્શાવેલા આરાધનાના માર્ગની આ જ એક વાસ્તવિક મહત્તા છે. તેણે બતાવેલાં પ્રત્યેક અનુષ્ઠાનો અને ફરમાવેલી પ્રત્યેક આજ્ઞાઓ આત્માને નવા(અશુભ) કર્મબન્ધથી રોકે છે અને પૂર્વબદ્ધ કર્મથી છોડાવે છે. શ્રી જૈનશાસને દર્શાવેલા આ તત્ત્વની મહત્તા સમજનારા મહાપુરૂષો ફરમાવે કે:—

"आकालमियमाज्ञा ते, हेयोपादेयगोचरा ।
आश्रवः सर्वथा हेय, उपादेयश्च संवरः ॥ १ ॥

"आश्रवो भवहेतुः स्यात्, संवरो मोक्षकारणम् ।
इतीयमार्हती मुष्टि,—रन्यदस्याः प्रपञ्चनम् ॥ २ ॥"

હે પ્રભો ! સદાકાળ તારી આજ્ઞા હેય અને ઉપાદેયને વિષય કરનારી છે અને તે એ છે કે—આશ્રવ એ સર્વથા હેય છે અને સંવર એ સર્વથા ઉપાદેય છે ! આશ્રવ એ સંસારનો હેતુ છે અને સંવર એ મોક્ષનું કારણ છે, એ શ્રી અરિહંતોની મુષ્ટિ યા શ્રી જિનાજ્ઞાનું રહસ્ય છે. બીજું સઘળું, એ એ (રહસ્ય)નો જ વિસ્તાર છે.

આત્મામાં અન્યોન્ય રૂપે પરિણમતો કર્મનો પ્રવાહ અટકાવવો, એ શ્રી જિનાજ્ઞાનો સાર છે : અને એ જ કારણે

કર્મનો આશ્રવ કરાવનારી ક્રિયાઓ એ ત્યાજ્ય છે અને આવતાં કર્મોને રોકનારી ક્રિયાઓ એ ઉપાદેય છે. શ્રી જૈન-શાસને આરાધનાના અંગ તરીકે દર્શાવેલા પ્રત્યેક અનુષ્ઠાનનું આ તત્ત્વ છે. એણે દર્શાવેલ એક પણ અનુષ્ઠાન એથી વિપરીત ફળને આપનારૂં નથી. એટલા જ માટે શ્રી જૈનશાસનનું વચન એ અવિસંવાદી ગણાય છે. એણે પ્રરૂપેલા સિદ્ધાન્તો કે આચરવા માટે ઉપદેશેલા આચારો પરસ્પર અવિરૂદ્ધ છે, તેથી કોઈથી પણ ખંડિત થઇ શકે એવા નથી.

## કર્મોદય અને કારવાઈઓ

અભક્ષ્યભક્ષણનો ત્યાગ કરનારા પણ રોગથી ગ્રસ્ત રહેતા હોય, તો તેનું કારણ તેમણે કરેલો અભક્ષ્યભક્ષણનો ત્યાગ નથી, કિન્તુ પૂર્વકર્મોદયજન્ય અશાતાનો ઉદય જ છે અથવા આ ભવમાં આચરેલી બીજી અનિષ્ટ બદીઓનું ફળ છે. મહારંભાદિનો જીવનપર્યંત ત્યાગ કરનારા વ્રતધારી આત્માઓ પણ દયાની લાગણીથી વિહીન દેખાતા હોય, તો તેનું કારણ તેમનો આરંભાદિકનો ત્યાગ નથી, કિન્તુ તેમનામાં રહેલી અન્ય અયોગ્યતાઓ છે. આરંભાદિકનો ત્યાગ તો તેમના જીવ-નમાં તે ત્યાગ પુરતી કોમળતા લાવે જ છે. શરત એટલી જ કે–એ ત્યાગ દંભ રૂપ હોવો જોઈએ નહિ. અહીં કર્મોદયવશ થતી અયોગ્ય કારવાઈઓને દંભ રૂપ માની લેવાની પણ આવશ્યક્તા નથી. દંભરહિત મહાપુરૂષો પણ અશુભ કર્મોના ઉદયને આધીન થઈ જઈ ન કરવા યોગ્ય કર્મો કરી નાખે છે, પરન્તુ તેમાં તેઓની (તેવી) ચિત્તવૃત્તિ નહિ હોવાથી, અયોગ્ય કારવાઈઓ થઈ જવા છતાં પણ, તે જ જન્મમાં તે

મહાપુરૂષોનો ઉદ્ધાર પણ થઈ શકે છે: અને એ ઉદ્ધાર થવામાં કારણ કોઈ પણ હોય, તો મોટે ભાગે તેમનું પૂર્વે ગાળેલું નિયમબદ્ધ જીવન જ હોય છે. એ નિયમબદ્ધ જીવનમાં પડેલા શુભ સંસ્કારો ફેર નિમિત્ત મળતાં જાગૃત થાય છે અને એ જાગૃતિ એમને તુરત જ પૂર્વે કરતાં બમણા ઉત્સાહથી અશુભના ત્યાગ અને શુભના સ્વીકારમાં પરિણમે છે.

## માર્ગની ઉપકારકતા

શ્રી જૈનશાસને દર્શાવેલો આરાધનાનો માર્ગ આ રીતે આત્માની ઉન્નતિમાં ઉત્તરોત્તર સાધક બનતો જાય છે અને એ માટેનાં શ્રી જિનાગમમાં સેંકડો દૃષ્ટાંતો સુપ્રસિદ્ધ છે. આસન્નોપકારી, ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવનું પૂર્વ (ભવોનું) જીવન, આત્માની ચઢતી–પડતીનાં આબાદ દૃષ્ટાંતો પૂરૂં પાડે છે. શ્રી તીર્થંકરદેવોના આત્માઓને પણ તેવા ચઢતી–પડતીના વખતમાં શાસનનિર્દિષ્ટ આરાધનાનો માર્ગ એ જ એક ઉપકારક નિવડે છે, તો પછી અન્ય આત્માઓ માટે તે માર્ગના ઉપકારોનું વર્ણન કરવું અનાવશ્યક છે, અર્થાત્ અવર્ણનીય છે. શ્રી જિનેશ્વરદેવના આત્માઓ, ચરમ ભવમાં પંચમ જ્ઞાન પામ્યા પછી પણ, પોતાના ઉપર થયેલા શાસનના એ ઉપકારનું સ્મરણ કરવા (કરાવવા) '**नमो तीत्थस्स** ।' એ શબ્દોના ઉચ્ચારપૂર્વક તીર્થ અર્થાત્ શાસનનું બહુમાન કરે છે. એવા પવિત્ર અને પૂજનીય શાસને બતાવેલા આરાધનાના માર્ગ પ્રત્યે લેશ પણ અંદેશો આણવો, એ પોતાની હયાતિમાં જ અંદેશો આણવા બરાબર છે. જો કદાચ કર્મવશ તેવો અંદેશો આવી જાય, તો તેને પણ તે જ વખતે ટાળી દેવા માટે પ્રબળ પુરૂષાર્થ કરવો જોઈએ.

## સાધુપણું અને શ્રાવકપણું

શ્રી જૈનશાસને દર્શાવેલો આરાધનાનો માર્ગ બે વિભાગમાં વહેંચાઈ જાય છે. એક સાધુમાર્ગ અને બીજો ગૃહસ્થમાર્ગ. એ બંને પ્રકારના માર્ગ એક બીજાથી સંકળાયેલા છે. બંને માર્ગની પાછળ એક જ તત્ત્વજ્ઞાન છે, એક જ આદર્શ છે અને બંનેયનું એક જ ધ્યેય છે. પાલન કરવાની શક્તિના ભેદે બનેનો ભેદ કરવામાં આવ્યો છે, પરન્તુ જાણવાની, માનવાની કે શ્રદ્ધા ધારણ કરવાની દૃષ્ટિએ બંને માર્ગમાં કશો જ તફાવત નથી. સાધુ પણ મુક્તિ માટે સાધુપણું પાળે છે અને શ્રાવક પણ મુક્તિ માટે જ શ્રાવકપણું પાળે છે. ફેર એટલો છે કે–સાધુપણું એ મુક્તિ માટેનું સાક્ષાત્ સાધન છે, જ્યારે શ્રાવકપણું એ મુક્તિનું પરંપરાએ સાધન છે, એટલે મુક્તિના સાધન રૂપ સાધુપણાનું સાધન છે : અર્થાત્-કારણનું કારણ છે. એથી એ પણ ફલિત થાય છે કે–શ્રાવકપણાનો સઘળો આચાર પાળવા છતાં જો ધ્યેય સાધુપણાનું નથી, અર્થાત્ આ ક્રિયાઓથી મને શીઘ્ર સાધુપણું પ્રાપ્ત થાઓ એવી ભાવનાવિહોણું છે, તો તે શ્રાવકપણું શ્રી જૈનશાસને દર્શાવેલા આરાધનાના માર્ગમાં સમાવેશ પામતું નથી.

સાધુમાર્ગ કે શ્રાવકમાર્ગ જ્યારે આ રીતે આદર્શમાં સમાન છે, ત્યારે એ સમાન આદર્શની સિદ્ધિ કરી આપે તેવા કેટલાક આચારવિચારો પણ તેમના સમાન હોવા જોઇએ. એ સમાન આચારવિચારોમાંથી માત્ર બે–ત્રણનો જ અહીં નામનિર્દેશ કરવો છે. તે પહેલાં સાધુ અને શ્રાવકનાં સામાન્ય લક્ષણો, એ લક્ષણોના અંગભૂત આચારો તથા એ આચારોના અંગભૂત વિચારોનું દિગ્દર્શન ટુંકામાં કરી લઇએ.

  

લેખાંક ૧૦ મો :

## સાધુના ગુણો

જીવનપર્યંત મુક્તિની સાધના કરે, તે સાધુ. એ સાધનાને બાધક એવો સંસાર, ઘર, બાર, કુટુંબ, કબીલો, ધન, માલ, મીલ્કત આદિકનો ત્યાગ કરે, ગુરૂકુલવાસમાં વસે તથા પવિત્ર રત્નત્રયીનું નિરતિચારપણે આરાધન કરવામાં તત્પર રહે, તે સાધુ. સાધુના ગુણોનું વર્ણન કરતાં એક જગ્યાએ ફરમાવ્યું છે કે—

"छव्वय—छकाय—रक्खा, पंचिंदिय-—लोह—निग्गहो खंती ।
भावविसुद्धि पडिलेहणा, य करणे विसुद्धी य ॥ १ ॥

"संजमजोए जुत्तो, अकुसल—मण—वयण—काय—संरोहो ।
सीयाइ—पीड—सहणं, मरणं, उवसग्गसहणं च ॥ २ ॥

"ससरीरेवि निरीहा, बज्झब्भिंतरपरिग्गहविमुक्का ।
धम्मोवगरणमित्तं, धरंति चारित्तरक्खट्ठा ॥ ३ ॥

"पंचिंदियदमणपरा, जिणुत्तसिद्धंतगहियपरमत्था ।"
पंचसमिया तिगुत्ता, सरणं मह एरिसा गुरूणो ॥४॥"

છ વ્રત અને છ કાયના પાલક : પાંચ ઇન્દ્રિયો અને લોભના નિરોધક : ક્ષમા, ભાવવિશુદ્ધિ, પ્રતિલેખનાદિક ક્રિયા અને સંયમવ્યાપારોમાં ઉદ્યમી : અકુશલ મન—વચન—કાયાનો નિરોધ કરનાર : શીતાદિ બાવીસ પરિષહો અને દેવાદિકૃત પ્રાણાંત પરિષહોને સહનાર : સ્વશરીરને વિષે પણ નિઃસ્પૃહ : બાહ્ય-

અભ્યંતર પરિગ્રહના ત્યાગી: ચારિત્રની રક્ષા માટે માત્ર ધર્મો-પકરણોને ધારણ કરનારા: પાંચ ઇન્દ્રિયોનું દમન કરવામાં તત્પર: શ્રી જિનોક્ત સિદ્ધાન્તના પરમાર્થના જ્ઞાતા: પાંચ સમિતિએ સમિત અને ત્રણ ગુપ્તિ વડે ગુપ્ત: એવા પ્રકારના ગુરૂઓનું મને શરણ થાઓ.

## સાધુઓની વિદ્યમાનતા

સાધુજીવન, એ કેટલું ઉચ્ચ કોટિનું જીવન છે, એ ઉપર્યુક્ત વર્ણનથી સહજ ખ્યાલમાં આવશે. અહીં કોઇએ એમ માની લેવાની જરૂર નથી કે-'ઉપર્યુક્ત ગુણોને ધારણ કરનારા ગુરૂઓ આજે મળવા જ દુર્લભ છે.' ઉપર્યુક્ત સઘળા ગુણોને ધારણ કરનાર અનેક સાધુઓ આજે પૃથ્વીતલને પાવન કરી રહ્યા છે અને પોતાના ઉત્તમ આચારવિચારથી ભૂમંડળને શોભાવી રહ્યા છે. ગુણોને વિષે અસૂયાને ધારણ કરનારા આત્માઓને છોડી દઇએ, તો સર્વ કોઈને કબૂલ કરવું પડશે કે-પ્રાણાતિપાત-વિરમણ, મૃષાવાદ-વિરમણ, અદત્તાદાન-વિરમણ, મૈથુન-વિરમણ, પરિગ્રહ-વિરમણ અને રાત્રિભોજન-વિરમણ, એ છએ વ્રતોનું ચીવટાઈથી પાલન કરનારા: પૃથ્વીકાયના જીવોનું, અપ્કાયના જીવોનું, તેઉકાયના જીવોનું, વાયુકાયના જીવોનું, વનસ્પતિકાયના જીવોનું અને ત્રસકાયના જીવોનું પોતાના પ્રાણ બરાબર રક્ષણ કરનારા: સ્પર્શનેન્દ્રિયના અપ્રશસ્ત ભોગો, રસનેન્દ્રિયના અપ્રશસ્ત ભોગો, ઘ્રાણેન્દ્રિયના અપ્રશસ્ત ભોગો, ચક્ષુરિન્દ્રિયના અપ્રશસ્ત ભોગો અને શ્રવણેન્દ્રિયના અપ્રશસ્ત ભોગોનો જીવનપર્યંત ત્યાગ કરનારા: દુન્યવી લોભથી સર્વથા રહિત, ક્ષમાગુણના નિધાન તથા વિશુદ્ધ ભાવને ધરનારા:

પ્રતિલેખન અને પ્રતિક્રમણાદિ ક્રિયાઓને વિષે સદા અપ્રમત્ત : મન, વચન અને કાયાની અપ્રશસ્ત પ્રવૃત્તિઓને સતત્ રૂંધનારા : શક્તિ મુજબ શીતાદિ પરિષહો અને અનુકૂલ-પ્રતિકૂલ ઉપસર્ગોને સહન કરનારા અનેક મહાપુરૂષો આજે પણ વિચરી રહ્યા છે. એમના ગુણોની કદર બહુલકર્મી આત્માઓ ન કરી શકે. દોષનો લેશ જોવા માત્રથી જેઓ સ્વગુરૂઓને ધિક્કારે છે, તેઓ શ્રી જૈનશાસનમાં મહાપાપી મનાયા છે. દુનિયાના ઈતર ગુરૂઓથી પાલન થવાં સર્વથા અશક્ય એવાં પણ મહાવ્રતોને ધારણ કરનારા સ્વગુરૂઓની, જેઓ અયોગ્ય રીતિએ નિન્દાઓ કરે છે, તેઓ નરકાદિક દુર્ગતિઓમાં જવા લાયક ઘોર કર્મનું ઉપાર્જન કરે છે. અનેક દોષો વચ્ચે રહેલો એક ગુણ પણ જ્યાં ઉપાદેય છે, ત્યાં અનેક ગુણો વચ્ચે રહેલા એકાદ કાલ્પનિક દોષને આગળ કરી નિન્દવા મંડી જવું, એ સજ્જનોનું નહિ પણ અતિશય દુર્જનોનું કાર્ય છે. જ્યાં સુધી પ્રાણાતિપાત વિરમણાદિ મૂલ ગુણો અને પિંડવિશુદ્ધ્યાદિ ઉત્તર ગુણોનું પાલન વિદ્યમાન રહેવાનું છે, ત્યાં સુધી તેનું પાલન કરનારા ગુરૂઓની ગુરૂતાને લેશ માત્ર આંચ આવવાની નથી.

## સુગુરૂ અને કુગુરૂ

ગુરૂઓના નામે કુગુરૂઓ ન પૂજાઈ જાય, એની ખબરદારી આજના સ્વાર્થી-પેટભરા મનુષ્યો શું રાખવાના હતા ? એની ખબરદારી તો પરમોપકારી અને જગત્કલ્યાણ માટે જ જીવનારા મહાપુરૂષોએ પૂરેપૂરી રાખી છે. કુગુરૂઓની જમાત સુગુરૂઓના નામે ન પૂજાઇ જાય, એ માટે પાસત્થાદિક કુગુરૂઓનાં લક્ષણોને બતાવીને, એ મહાપુરૂષોએ ફરમાવ્યું છે

કે–એવા કુગુરૂઓ અવન્દનીય છે : એમને વન્દન કરવાથી કીર્તિ પણ નથી અને નિર્જરા પણ નથી : અવન્દનીયને વન્દન કરવાથી કેવળ કાયક્લેશ, કર્મબંધ અને શ્રી જિનાજ્ઞાનો ભંગ, એ ત્રણ સિવાય બીજું કોઇ વિશિષ્ટ ફળ નથી. એવા પાસત્થા (વિના કારણ એક જ સ્થાને રહેનારા), ઓસન્ના (ચારિત્રની ક્રિયાઓમાં શિથિલ બનેલા), કુશીલીઆ (ચારિત્રથી વિરૂદ્ધ વર્તાવ કરનારા), સંસક્તા (સ્ત્રી આદિનો અતિશય પરિચય રાખનારા) અને યથાચ્છંદા (સમ્યક્ત્વભ્રષ્ટ બનીને મરજી મુજબ વર્તનારા) જો પોતાને ગુરૂ તરીકે વંદન કરાવે, તો તેઓ પણ દુર્લભબોધિ બનીને ભવાંતરમાં ઘોર દુર્ગતિને પામે છે. પાસત્થાદિક કુસાધુઓને ઓળખવાનાં સ્પષ્ટ લક્ષણો શાસ્ત્રોમાં દર્શાવ્યાં છે. અહીં તો નામ માત્ર તેને જણાવાય છે. એવાઓને માનનારા રહેવાના છે, ત્યાં સુધી એવાઓની વિદ્યમાનતા પણ રહેવાની છે : કિન્તુ એવાઓના પાપે જેઓ ઉત્તમ ગુણોને ધરનારા સુગુરૂઓને પણ તજી દે છે અગર નિન્દે છે, તેવા-ઓના શા હાલ થાય, તે અત્રે વિચારવાનો વિષય છે. કુગુરૂઓ લોઢાની નાવા સમાન છે, તો સુગુરૂઓ કાષ્ઠની નાવા સમાન છે. લોઢાની નાવા એ સ્વપરને ડૂબાવનારી છે, તેથી તેનો આશ્રય લેવો એ અયુક્ત છે : પરન્તુ ડૂબતો માણસ સ્વપરને તારનારી કાષ્ઠની નાવાનો પણ તિરસ્કાર કરે, તો તેના જેવું અઘટિત કરનારો બીજો કોણ હોઈ શકે ? કુગુરૂઓના દોષે સુગુરૂઓને નિન્દવા, એ પખાલીના દોષે પાડાને ડામ દેવા જેવી ચેષ્ટા છે અથવા ચોરના દોષે શાહુકારને દંડવા જેવો ન્યાય છે. એના કરતાં પણ વધુ અઘટિત કાર્ય તો તે છે કે–સુગુરૂઓને નિન્દવા માટે કુગુરૂઓને પોષવા.

## કુગુરૂઓને પોષનારા

'આજે ગુરૂગુણને ધારણ કરનારા સુગુરૂઓ ક્યાં છે?'– એમ કહીને, સુગુરૂઓનો અપલાપ કરનારા અને કોઈ પણ પ્રસંગે સુગુરૂઓને નહિ નમવાની તકેદારી રાખનારા, કુગુરૂઓને હાથ જોડતાં શરમાતા નથી. ભરસભાઓમાં કુગુરૂઓનાં વખાણ કરનારા એવાઓ જ છે કે બીજા? કુગુરૂઓને આમંત્રણો આપીને તેઓનાં સામૈયાં કરનારાઓ કોણ છે? જ્યાં સુધી સુગુરૂઓને નિન્દવાના જ એક હેતુએ, જેનામાં ગુરૂ તરીકેનો કોઈ પણ ગુણ નથી–એમ નજરે જોવા, જાણવા અને માનવા છતાં પણ તેવાઓને પોષનારા હયાત રહેવાના છે, ત્યાં સુધી ઉત્તમ એવા પણ ગુરૂપદની, છતા સુગુરૂઓએ હલકાઈ થાય, તો તે કોઇનાથી પણ રોકી શકાય તેમ નથી.

પાસત્થા, ઓસન્ના, કુશીલીયા, સંસક્તા અને યથાચ્છંદાઓને શાસ્ત્રનિર્દિષ્ટ લક્ષણો વડે ઓળખી કાઢી, જો દરેકે દરેક વ્યક્તિ તેવાઓને નહિ નમવાની પ્રતિજ્ઞા કરે, તો કુગુરૂઓનો ભાર નથી કે–તેઓ સુગુરૂઓ તરીકે પૂજાઇ શકે: પરન્તુ એમ કરવા પહેલાં એ પણ પ્રતિજ્ઞા કરવી જોઇએ કે–શાસ્ત્રની મર્યાદા મુજબ જ્યાં જ્યાં સુગુરૂનું લક્ષણ ઘટતું હોય, ત્યાં ત્યાં સર્વત્ર તેમનો ગુરૂ **ગૌતમ** સમાન આદર કરવો. ગુરૂ **ગૌતમ** શબ્દ અહીં વધારે પડતો લાગશે, પરન્તુ જેઓ શ્રી જિનમતને સમજે છે, તેઓ—

' तित्थयरसमो सूरी, सम्मं जो जिणमयं पयासेई । '

' સમ્યક્ પ્રકારે શ્રી જિનમતને જે પ્રકાશે છે, તે આચાર્ય શ્રી તીર્થંકર સમાન છે. '

– અને –

‘ आणाई अइक्कंतो, सो कापुरिसो न सप्पुरिसो । ’

‘ જે આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તે કાપુરૂષ છે, પણ સત્પુરૂષ નથી. ’

–એ વાતને બરાબર સમજી શકે છે. આજ્ઞાનો આરાધક સત્પુરૂષ છે અને તે શ્રી તીર્થંકર અને શ્રી ગણધર સમાન પૂજ્ય છે. આજ્ઞાનો વિરાધક એ કાપુરૂષ છે અને તેનું દર્શન પણ વર્જ્ય છે: તો પછી તેનો સંસર્ગ, તેની સાથે આલાપ–સંલાપ, તેની સ્તુતિ કે તેનો સહવાસ, એ તો સુતરાં વર્જ્ય હોય, એમાં આશ્ચર્ય નથી. જેઓ આજ્ઞાના વિરાધકને પણ વન્દના કરે છે અને તેની પ્રશંસા કરે છે, તથા ભ્રષ્ટાચારિઓની પણ સેવા અને ઉપાસના કરે છે, તેઓ જાણી–બૂઝીને વિરાધકોની વિરાધના અને ભ્રષ્ટાચારિઓના પ્રમાદોનું અનુમોદન કરી, તેવા ‘અદીર્ઘકલ્લાણકરા’ જેવા કુસાધુઓની સંખ્યામાં વૃદ્ધિ કરનારા છે.

## સુગુરૂની અવહીલના ત્યાજ્ય છે

એ જ રીતે જેઓ શ્રી જિનાજ્ઞાના પ્રતિપાલક છે: દેશ, કાળ, ધૃતિ, સંહનન, વીર્ય અને બળ મુજબ સંયમને આચરનારા છે: શકયનું પાલન અને અશકયમાં શ્રદ્ધા ધરાવનારા છે:–તેઓની સાથે જેઓ ઈરાદાપૂર્વક દુશ્મનાવટ ધરાવનારા છે, કોઈ પણ પ્રકારના ઐહિક સ્વાર્થની પૂર્તિ તેઓ તરફથી થતી નથી એ જ કારણે તેઓને ધિક્કારનારા છે અગર તેઓના ઉત્તમ પ્રકારના આચાર–વિચારોથી પોતાની યા પોતે માનેલા કુગુરૂઓની હલકાઈ થાય છે એ માટે જ તેઓનો સંસર્ગ તજી દેનારા છે અને તેઓની સાથે વાર્તાલાપ કે સહવાસ કરવામાં

પણ પોતાની માનહાનિ જૂએ છે, તેઓ મિથ્યા અભિમાનમાં આવી જઈ સર્વશ્રેષ્ઠ ગુરૂતત્ત્વનો નાશ કરનારા છે અથવા નાશ કરવા જેટલા પાપનું ઉપાર્જન કરનારા છે. કુગુરૂઓ જેટલા ત્યાજ્ય છે, તેટલા જ સુગુરૂઓ ઉપાસ્ય છે. એક પણ કુગુરૂના કુગુરૂત્વની અનુમોદના સમ્યક્ત્વનો નાશ કરનારી છે, તેમ એક પણ સુગુરૂના સુગુરૂત્વની અવહીલના પણ સમ્યક્ત્વનો નાશ કરનારી છે. એકની આરાધના એ સર્વની આરાધના અને એકની વિરાધના એ સર્વની વિરાધના, એ શ્રી જૈન-શાસનનો અટલ સિદ્ધાન્ત છે. એ કારણે શાસ્ત્રમર્યાદા મુજબ ગુરૂગુણને ધારણ કરનારા એક પણ સુગુરૂની અવગણના ન થઈ જાય, એની પોતાના સમ્યક્ત્વગુણનું સંરક્ષણ કરવાની ઇચ્છાવાળો હિતાર્થી મનુષ્ય ભારેમાં ભારે કાળજી ધરાવે છે.

## ઉગરો અને ઉગારો

કુગુરૂને ઓળખવાનાં સાધનોના અભાવે કુગુરૂ સુગુરૂ તરીકે પૂજાઈ જાય તેનો એટલો દોષ નથી, કે જેટલો દોષ એક પણ સુગુરૂ પૂજાયા સિવાય રહી જાય તેનો છે. એ કારણે કુગુરૂ કુગુરૂ તરીકે ન ઓળખાય ત્યાં સુધી તેને સુગુરૂ સમાન આદર આપવાનું શાસ્ત્રમાં વિધાન છે. જ્યારે સુગુરૂમાં અનેક દોષોનો સંભવ જણાય, તો પણ જો તે સુધરી શકે તેવો હોય, તો તેને સુધરે ત્યાં સુધી સુગુરૂ સમાન આદર આપ-વામાં લેશ માત્ર દોષ નથી. શાસનની આ મર્યાદાને નહિ સમજી શકનારા આત્માઓ આજે સર્વશ્રેષ્ઠ એવા પોતાના શાસનના ગુરૂપદને પણ અયોગ્ય રીતિએ જગત્‌ના ચોકમાં નિન્દી રહ્યા છે અને એ નિન્દવા માટે કુગુરૂઓને ખોટી રીતે

ચઢાવી રહ્યા છે. પરિણામે અસંયમની અનુમોદના અને સંયમનો વિરોધ કરી, પોતાને માટે તથા બીજાઓને માટે દુર્ગતિના ખાડા ખોદાવી રહ્યા છે. ઉત્તમ આત્માઓએ એ જાતિના અનિષ્ટમાંથી સ્વયં ઉગરી જવું જોઈએ અને બીજાઓને પણ ઉગારી લેવા બનતું કરવું જોઈએ.

## છઠ્ઠા ગુણસ્થાનકે

સ્વશરીરને વિષે પણ નિઃસ્પૃહ, બાહ્યાભ્યંતર પરિગ્રહથી વિમુક્ત, ચારિત્રની રક્ષા નિમિત્તે ધર્મોપકરણ માત્રને ધારણ કરનારા, પંચેન્દ્રિયોનું દમન કરનારા, શ્રી જિનોક્ત સિદ્ધાન્તના પરમાર્થને સમજનારા, પાંચ સમિતિથી સમિત અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત, એ વિગેરે મુનિનાં વિશેષણો વાંચી,–'આજના મુનિઓમાં તે ક્યાં છે ?'–એમ બોલવાની ઉતાવળ કરવા જેઓ લાગી જાય છે, તેઓએ જરા થોભવાની જરૂર છે. ઉત્તર ગુણોની તરતમતા કે હાનિ–વૃદ્ધિથી મુનિઓનું મુનિપણું ચાલી જતું નથી. અનાદિકાળનો અસદભ્યાસ સંયમ લેવા માત્રથી નાશ પામી જતો નથી. દર્શનમોહનીય અને અનન્તાનુબન્ધી આદિ બાર કષાયોનો ક્ષયોપશમ થવા છતાં પણ, સંજ્વલનની ચોકડી અને નવ નોકષાયોનો ઉદય યાવત્ નવમ અને દશમ ગુણસ્થાનક સુધી માનેલો છે. તેના ઉદયની સત્તા નીચે રહેલો મુનિ પણ ઈષત્ ક્રોધ, ઈષદ્ માન, ઈષદ્ માયા, ઈષદ્ લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, તથા સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદને આધીન ન જ બને, એમ માનવું એ મૂર્ખતા છે. એની આધીનતા હોવા છતાં પણ, સંજ્વલનાદિ કષાયો અને નોકષાયોને આધીન થવા

છતાં, મિથ્યાત્વમોહનીય અને અનંતાનુબંધી આદિ કષાયોનો નિરોધ (ક્ષય કે ક્ષયોપશમ) કરેલો હોવાથી તેનું મુનિપણું, અર્થાત્-છઠ્ઠું ગુણસ્થાનક અખંડિત રહે છે. સ્વશરીરાદિને વિષે પણ નિઃસ્પૃહ અને ઈન્દ્રિયાદિના દમનમાં તત્પર, એનો અર્થ એટલો જ છે કે-મિથ્યાત્વ અને અનંતાનુબંધી આદિ કષાયોના યોગે થનારી જે આસક્તિ, તેનાથી મુનિ રહિત હોય છે : નહિ કે-સર્વ પ્રકારના મોહથી અને કષાયોથી રહિત હોય છે. સર્વ પ્રકારના મોહ અને કષાયોથી રહિત મુનિ તો તેરમા ગુણસ્થાનકે રહેલા શ્રીસર્વજ્ઞ ભગવાનો હોય છે અથવા ઉપશાંત-મોહ અને ક્ષીણમોહ નામના અગીયારમા યા બારમા ગુણ-સ્થાનકે રહેલા વીતરાગ પુરૂષો હોય છે. જે ગુણસ્થાનકોની પ્રાપ્તિ આ કાળમાં આ ક્ષેત્રે માનેલી નથી, તે ગુણસ્થાનકોએ પ્રાપ્ત થનારા ગુણોને આગળ કરી જેઓ વર્તમાન સાધુઓને નિન્દે છે, તેઓ શ્રી જૈનમાર્ગથી કાં તો સર્વથા અજાણ છે અથવા જો જાણ છે તો મુનિગુણ પ્રત્યેના દ્વેષથી હાડોહાડ ભરેલા છે. અન્યથા, ઈતરોના ગુરૂઓથી અનેક પ્રકારે ઉત્તમ અને સમસ્ત ભૂમંડ-ળના અલંકાર તુલ્ય મુનિઆચાર અને મુનિવિચારમાં રક્ત એવા વિશિષ્ટ કોટિના જૈન મુનિઓની નિન્દા કરવાની હામ કોઈથી પણ થઈ શકે તેમ નથી.

## ગુરૂનિન્દાથી બચો

તેઓની સંસાર પ્રત્યેની ઉદાસીનતા, દેહ અને ઇન્દ્રિયોના અપ્રશસ્ત ભોગોથી નિવૃત્તિ, પાપભીરૂતા, દયા-દાનાદિકના ઉપદેશોનું સક્રિય પાલન, સમસ્ત પ્રાણિગણની દ્રવ્ય-ભાવથી રક્ષા અને ઉદ્ધાર કરવાની ઉદાત્ત મનોવૃત્તિ, નિયમબદ્ધ જીવન,

પ્રતિલેખન અને પ્રતિક્રમણાદિ ક્રિયાઓને વિષે અપ્રમત્તતા, જીવનપર્યંત સચિત્ત પૃથ્વી, સચિત્ત જલ, સચિત્ત અગ્નિ, સચિત્ત વાયુ અને સચિત્ત વનસ્પતિના સમસ્ત આરંભનો ત્યાગ, સમ્યગ્‌જ્ઞાનનું અધ્યયન-અધ્યાપયન, શ્રી જિનમત અને ઈતર મતોનું સતત્ મનન, પરિશીલન અને સારાસારના વિવેકપૂર્વક સારનું ગ્રહણ, ભૂમિશયન, બ્રહ્મચર્ય, પાદવિહાર, કેશલુંચન, સ્નાન-વિભૂષાદિકનો ત્યાગ, વિગેરે એક એક ગુણ પણ એવો છે, કે જેનું થોડા દિવસો માટે આંશિક પાલન પણ ઈતરોના ગુરૂઓથી થવું અશક્ય છે. આ જાતિના ઉત્તમ આચારોને જોવા અને જાણવા છતાં પણ, પાસત્થાદિક સુખશીલીઆ અને ભ્રષ્ટાચારિઓની શિથિલતાઓને આગળ કરી, ઉત્તમ મુનિવરોને નિન્દવા, એ ઈતર કુળમાં ઉત્પન્ન થએલાઓ માટે પણ ન છાજે, તો પછી શ્રાવકકુળમાં ઉત્પન્ન થયેલા પુણ્યાત્માઓને તો કેમ જ શોભે ? પોતાની ગુરૂસંસ્થાની ઉત્તમતાનો આ દૃષ્ટિએ વિચાર કરવામાં આવશે, તો અમારૂં એમ માનવું છે કે-અનંત પુણ્યરાશિ એકત્ર થવાથી પ્રાપ્ત થવા યોગ્ય શ્રાવકકુળમાં ઉત્પન્ન થયેલા શ્રાવકોનાં સન્તાનો, ગુરૂગુણને ધારણ કરનારા સ્વગુરૂઓની હીલના, સામુખે તો કદી જ નહિ કરે અને અજ્ઞાનતાદિના કારણે બીજાઓ કરતા હશે, તો તેમને પણ તે જાતિના ઘોર પાપથી બચાવવા સામર્થ્ય મુજબ પ્રયાસ કરશે.

## કુગુરૂત્યાગની આજ્ઞા

અને એ રીતે ગુણોનો આદર વધવાથી કર્મોદયે શિથિલ બનેલા આત્માઓ પણ દોષ ટાળવા અને ગુણ પામવા પ્રયત્નશીલ બનશે અને તીવ્ર અશુભોદયે જેઓ મુનિલિંગ ગ્રહણ

કરવા છતાં પણ, તેથી વિપરીત વૃત્તિ અને પ્રવૃત્તિને આગ્રહ-પૂર્વક ધારણ કરી રાખશે, તેઓની અનુમોદના અને પ્રશંસા આદિ અટકી જવાના કારણે, તેઓની સંખ્યામાં દિન-પ્રતિદિન ઘટાડો થતો જશે પણ વધારો બીલકુલ નહિ થાય. એમ થવાથી જ્ઞાનિઓની આજ્ઞાનું પણ પાલન થયું ગણાશે. આજ્ઞા-નિઓની એ આજ્ઞા છે કે–

"किइकम्मं च पसंसा, सुहसीलजणंमि कम्मबंधाय ।
जे जे पमायठाणा, ते ते उववूहिया हुंति ॥१॥
"एवं नाऊण संसग्गिं, दंसणालावसंथवं ।
संवासं च हियाकंखी, सव्वोवाएहिं वज्जए ॥२॥"

સુખશીલ આત્માઓનું કૃતિકર્મ (વન્દનક્રિયા) તથા તેઓની પ્રશંસા કર્મબંધ માટે થાય છે તથા તેવા આત્માઓનાં જે જે પ્રમાદ-સ્થાનકો છે તેનું ઉપબૃંહણ ( પ્રશંસાદિ ) થાય છે. એમ જાણીને હિતનો આકાંક્ષી આત્મા તેવાઓના સંસર્ગ, દર્શન, આલાપ, પરિચય અને સહવાસનો સર્વ ઉપાયો વડે ત્યાગ કરે.

ઉપર્યુક્ત રીતિએ વર્તવાથી, ( અર્થાત્ ગુરુગુણને ધારણ કરનારા એકેએક ગુરૂઓનું બહુમાન કરવાથી તથા એથી વિપરીત જીવન ગાળનારાઓની પ્રશંસાદિકથી દૂર રહેવાથી ), શાસન-આશાતનાદિ પાપોના ભાગી થયા વિના ઘણી જ સહેલાઇથી, જ્ઞાનિઓની આ આજ્ઞાનું પાલન થઈ શકશે.

❦ ❦ ❦

લેખાંક ૧૧ મો :

## ગચ્છનું પહેલું લક્ષણ

શ્રી જૈનશાસને દર્શાવેલા આરાધનાના માર્ગના બે પ્રકારોમાં પહેલો પ્રકાર સાધુમાર્ગ છે અને બીજો પ્રકાર શ્રાવકમાર્ગ છે. સાધુમાર્ગને અનુસરનારા સાધુઓ કેવા હોય છે, તેનું આછું દિગ્દર્શન આપણે ઉપર કરી આવ્યા છીએ. એવા સાધુઓનું સર્વ ઉપાયો વડે બહુમાન કરવું, પ્રશંસા કરવી, સહવાસ કરવો, સહાય કરવી અને ઉપાસના કરવી, એ શ્રાવકમાર્ગમાં રહેલા આત્માર્થી આત્માઓનું પરમ કર્તવ્ય છે. શ્રાવકોનું પ્રથમ કર્તવ્ય શ્રી અરિહંતની સેવા, ભક્તિ અને ઉપાસના છે, જ્યારે દ્વિતીય કર્તવ્ય શ્રી અરિહંતની આજ્ઞાને પાલનાર શુદ્ધ પ્રરૂપક નિર્ગ્રંથ ગુરૂઓની ઉપાસનાદિ છે. એ ગુરૂઓને ઓળખવાનાં લક્ષણો કહ્યાં, તેમ એ ગુરૂઓ કેવા પ્રકારના ગચ્છોમાં હોઈ શકે, એને ઓળખવાનાં લક્ષણો પણ શાસ્ત્રોમાં કહ્યાં છે. તે જોઈ જવાં એ પણ જરૂરી છે. તે લક્ષણોમાં સૌથી પહેલું લક્ષણ જ એ છે કે–

" जत्थ य उसहादीणं, तित्थयराणं सुरिंदमहियाणं ।
कम्मट्ठविमुक्काणं, आणं न खलिज्जइ सो गच्छो ॥१॥ "

જ્યાં અષ્ટકર્મવિમુક્ત અને દેવેન્દ્રપૂજિત શ્રી ઋષભાદિક તીર્થંકરોની આજ્ઞા સ્ખલના પામતી નથી, તે ગચ્છને ગચ્છ જાણવો.

## શ્રી જિનાજ્ઞાની મહત્તા

આથી સમજી શકાશે કે—શ્રી જિનની આજ્ઞાનું અસ્ખલિત પાલન, એ મુનિસમુદાયના ગચ્છનું મૂખ્ય લક્ષણ છે. જે ગચ્છમાં સુવિહિત મુનિઓનો વાસ હોય, તે ગચ્છમાં ગચ્છનાયક તરીકે આચાર્ય, ગચ્છરક્ષક તરીકે ઉપાધ્યાય અને પરસ્પર સહાયક તરીકે મુનિસમુદાય, એ સર્વે પણ શ્રી જિનની આજ્ઞાના અખંડ ઉપાસક હોવા જોઇએ : કારણકે—

" आणाइ तवो आणाइ, संजमो तह य दाणमाणाए ।
आणारहिओ धम्मो, पलालपुल्लव्व पडिहाइ ॥१॥ "

શ્રી જિનની આજ્ઞા એ જ તપ છે, શ્રી જિનની આજ્ઞા એ જ સંયમ છે તથા શ્રી જિનની આજ્ઞા એ જ દાનાદિક ધર્મ છે. આજ્ઞારહિતપણે કરેલો ધર્મ, એ તણખલાના પુંજની પેઠે શોભારહિત ભાસે છે.

આજ્ઞારહિતપણે આચરેલાં અનુષ્ઠાનો નિષ્ફળ છે, એ વાતને દર્શાવતાં જ્ઞાનિઓ એટલે સુધી ફરમાવે છે કે—

" जह तुसखंडणमयमंडणाइ रुण्णाइ सुन्नरन्नंमि ।
विहलाइ तह जाणसु, आणारहियं अणुट्ठाणं ॥१॥ "

ફોતરાને ખાંડવું, મડદાને શણગારવું તથા શૂન્યારણ્યમાં રડવું, એ જેમ ફોકટ છે, તેમ આજ્ઞારહિત અનુષ્ઠાન પણ વિફળ છે.

આજ્ઞારહિતપણે મોટા આડંબરપૂર્વકની ત્રિકાલ શ્રી જિનપૂજા પણ નિરર્થક છે. કહ્યું છે કે—

' आणाखंडणकारी, जइ वि तिकालं महाविभूईए ।
पूएइ वीयरायं, सव्वंपि निरत्थयं तस्स ॥१॥ "

શ્રી વીતરાગની આજ્ઞાનું ખંડન કરનારો ત્રણે કાળ મોટી વિભૂતિપૂર્વક શ્રી વીતરાગની પૂજા કરે, તો પણ તેની તે સર્વ ક્રિયા નિરર્થક છે.

રાજાની આજ્ઞાનું ખંડન કરવાથી એક જ વાર નિગ્રહ, દંડ યાને શિક્ષા થાય છે: જ્યારે શ્રી સર્વજ્ઞ પરમાત્માની આજ્ઞાનો ભંગ કરવાથી અનેક જન્મોને વિષે અનંતો વાર નિગ્રહ થાય છે: અર્થાત્–છેદન, ભેદન, તાડન, તર્જન, રોગ, શોક, જરા, વ્યાધિ, મૃત્યુ આદિ શિક્ષાઓના ભોગ થવું પડે છે.

તે જ ગચ્છ (મુનિઓનો સમુદાય) શ્રી જિનપ્રવચનમાં પૂજનીય છે, કે જે ગચ્છ શ્રી જિનાજ્ઞાનું આ મહત્ત્વ સમજતો હોય અને પ્રાણાન્તે પણ તેનું અતિક્રમણ ન કરતો હોય. શ્રી જિનાજ્ઞા, એ શ્રી જિનાગમનો પર્યાય છે, અર્થાત્–શ્રી જિનાગમના એક પણ વચનનું ઉલ્લંઘન કરનાર ન હોય તે ગચ્છ જ ગચ્છ છે, બાકી બધો હાડકાનો સમૂહ છે. એ સંબંધમાં કહ્યું છે કે–

" एगो साहू एगा य साहुणी सावओ वि सड्ढी वा ।
आणाजुत्तो संघो, सेसो पुण अट्ठिसंघाओ ॥१॥ "

આજ્ઞાયુક્ત એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા પણ સંઘ છે, જ્યારે આજ્ઞારહિત શેષ ઘણા પણ અસ્થિસંઘાત અર્થાત્ હાડકાંનો સમૂહ છે.

શ્રી તીર્થંકરોને પૂજ્ય પણ જે સંઘ છે, તે આજ્ઞાસહિત જ સમજવો અને જે આજ્ઞાસહિત હોય તે સંઘ સમ્યગ્જ્ઞાનને પ્રધાન માનનારો તથા સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રથી અલંકૃત જ હોય.

એ રીતે રત્નત્રયીનો પરમ ઉપાસક હોય તે સંઘ જ સંઘ છે. તે સિવાયનો સમુદાય મોટો પણ હોય, તો પણ સંઘ નથી. આગમમાં પણ કહ્યું છે કે–

" सुहसीलाओ सच्छंदचारिणो, वेरिणो सिवपहस्स ।
आणाभट्ठाओ बहुजणाओ, मा भणइ संघुत्ति ॥१॥ "

સુખશીલ, સ્વચ્છંદચારી અને મોક્ષમાર્ગનો વૈરી તથા શ્રી જિનાજ્ઞાથી ભ્રષ્ટ **બહુ જનનો સમુદાય હોય** તો પણ તે સંઘ છે, એમ કહેવું નહિ.

શ્રી જિનાજ્ઞાનું મહત્ત્વ ઘણું મોટું છે. ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી આદિ સૂરિપુરંદરોને પણ કહેવું પડ્યું છે કે–

" कत्थ अम्हारिसा पाणी, दूसमादोसदूसिआ ।
हा ! अणाहा ! कहं हुंता, न हुंतो जइ जिणागमो ॥१॥ "

દૂષમ કાળના દોષથી દૂષિત અમારા જેવા પ્રાણિઓ ક્યાં ? હા ! ખેદની વાત છે કે–જો શ્રી જિનાગમ વિદ્યમાન ન હોત, તો અનાથ એવા અમારૂં શું થાત ? અર્થાત્–ત્રિલોકનાથ શ્રી તીર્થંકરદેવ રૂપી નાથના અભાવમાં શ્રી જિનાગમનો સદ્ભાવ ન હોત, તો અનાથ એવા અમારા બૂરા હાલ થાત. આ પંચમ કાલમાં શ્રી જિનાગમ રૂપી નાથથી જ અમે સનાથ છીએ.

ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી આદિ સૂરિપુંગવોને પણ શ્રી જિનાજ્ઞાનું પ્રતિપાદન કરનાર શ્રી જિનાગમનો જ એક આધાર હતો અને પંચમ કાળમાં એ આધારને પામવાથી જ પોતાની જાતને પરમ સનાથ માનતા હતા. તે જ શ્રી જિનાગમ આજે આપણને પ્રાપ્ત થયાં છે. તેને જોઈને, વાંચીને કે ભણીને પણ

રોમહર્ષ ન થાય, તો સમજી લેવું જોઇએ કે–આરસી જોવા મળી, પણ અંધાને : કિન્નરનાં ગીત સાંભળવા મળ્યાં, પણ બહેરાને : અંધા આગળ સ્વચ્છ આરસી કે બહેરા આગળ કિન્નરોનાં ગાન પણ નિષ્ફળ જ જાય, તેમ મહાન પુણ્યોદયે પ્રાપ્ત થયેલાં શ્રી જિનાગમો પણ ભવાભિનન્દી આત્માઓને કાંઈ પણ ફાયદો કરનારાં ન જ થાય : એટલું જ નહિ, કિન્તુ ભવભ્રમણ રૂપી વિપરીત ફળને આપનારાં પણ થાય. એટલા જ માટે કહ્યું છે કે–

" आगमं आयरंतेणं, अत्तणो हियकंखिणो ।
तित्थनाहो गुरू धम्मो, सव्वे ते बहुमन्निया ॥१॥ "

આત્મહિતના અભિલાષી આત્માએ આગમનો આદર કરવો જોઇએ. જેણે આગમનો આદર કર્યો છે, તેણે તીર્થનાથ શ્રી તીર્થંકરદેવ, શ્રી સદ્ગુરુ, શ્રી સર્વજ્ઞપ્રરૂપિત ધર્મ, એ સર્વનું બહુમાન કર્યું છે.

બીજી રીતે–આગમનો અનાદર કરનારો શ્રી તીર્થંકરદેવ, તેમના માર્ગે ચાલનારા સદ્ગુરુઓ અને તેમણે કહેલો ધર્મ, એ સર્વેનો અનાદર કરનારો છે.

શ્રી જિનાજ્ઞા યાને શ્રી જિનાગમનું આ મહત્ત્વ સમજી શકનારો આત્મા, એ વાત પણ સમજી શકશે કે–જે શાસનમાં બુદ્ધિનિધાન પૂર્વાચાર્યોએ પણ જે આગમોનું આટલું બહુમાન કર્યું છે, અને એના બહુમાનમાં જ પોતાનું અને પરનું શ્રેય કલ્પ્યું છે : તે શાસનમાં તે આગમો અક્ષર કે કાના–માત્રના પણ ફેરફાર સિવાય આજ સુધી જળવાઈ રહે, એમાં કશું જ આશ્ચર્ય નથી. શ્રી જિનાજ્ઞાની સાચી ઓળખાણ શ્રી જિનાગમ છે. તે જ્યાં સુધી વિદ્યમાન રહેવાનાં છે, ત્યાં સુધી શ્રી જિનાજ્ઞાની હયાતિ આ ક્ષેત્રમાં પણ રહેવાની છે.

'શ્રી જિનાજ્ઞા આજે રહી નથી! આચાર્યોએ પોતાની આજ્ઞાને જ શ્રી જિનાજ્ઞાનું ઉપનામ આપી દીધું છે. શ્રી જિનાજ્ઞા હોય તો પણ તેના અર્થ સૌની બુદ્ધિ પ્રમાણે જૂદા જૂદા થઈ શકે છે!'–આ જાતિનો બકવાદ કરનારને ભગવાન શ્રી હરિભદ્રસૂરિજીનાં વચનો અને ઉપર કહેલાં બીજાં પણ શાસ્ત્રોક્ત વચનો જડબાતોડ જવાબ આપે છે. એવા પવિત્ર શ્રી જિનાગમ કે તેના અર્થમાં ફેરફાર કરવાનો કોઈને અધિકાર નથી અને જ્યાં સુધી તેના પ્રત્યે અવિહડ ભક્તિવાળો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ સમ્યગ્દૃષ્ટિ સંઘ જીવતો બેઠો છે, ત્યાં સુધી કોઈ કરી શકે તેમ પણ નથી. તેવી અનધિકારભરી ચેષ્ટા કરનારને તેના યોગ્ય ફેજે પહોંચાડવા જેટલી તાકાત શ્રદ્ધાસંપન્ન સંઘમાં પંચમ આરાના અન્ત સુધી રહેવાની જ છે અને એના પ્રતાપે જ આજ સુધી એક પણ આત્મા તેમાં કશો જ ફેરફાર કરવા માટે શક્તિમાન બની શક્યો નથી.

## ગચ્છનાં વધુ લક્ષણો

ગુરૂગુણને ધારણ કરનારા ગુરૂઓના સમુદાય રૂપ ગચ્છનું પ્રથમ લક્ષણ શ્રી જિનાજ્ઞા પ્રત્યનો અપૂર્વ આદર છે, એ બતાવ્યા પછી, એનાં બીજાં પણ એક–બે લક્ષણો જોઈ જવાં, એ અહીં પ્રસ્તુત છે.

ઉપાસ્ય ગુરૂઓ જે ગચ્છમાં વસે, તે ગચ્છનું બીજું લક્ષણ દર્શાવતાં જ્ઞાનિપુરૂષો ફરમાવે છે કે–

" पुढविदगअगणिमारुअवणस्सइ तह तसाण विविहाणं ।
मरणं तेऽवि न पीडा, कीरइ मणसा तयं गच्छं ॥१॥ "

જે ગચ્છમાં વસનારા મુનિઓ મરણાંતે મનથી પણ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને વિવિધ પ્રકારના ત્રસ જીવોને પીડા નથી ઇચ્છતા કે નથી કરતા તે ગચ્છ એ ગચ્છ છે.

પૃથ્વી આદિ સ્થાવર જીવો અને બેઇંદ્રિયાદિ ત્રસ જીવોની મનથી પણ કિલામણા નહિ કરનારા મુનિઓનો સમુદાય જે ગચ્છમાં વસતો હોય, તે ગચ્છ જગત્‌ના અલંકાર સમો હોય, એમાં પૂછવું જ શું ?

જીવનપર્યંત આ જાતિના આચારોનું પાલન શી રીતે શક્ય બને, એવી શંકા ન કરવી : કારણ કે–તેવા પ્રકારના સુગચ્છોનાં અન્ય લક્ષણોનું વર્ણન કરતાં એક લક્ષણ એવું પણ ફરમાવ્યું છે કે–

" जहिं नत्थि सारणा वारणा य पडिचोयणा य गच्छंमि ।
सो अगच्छो गच्छो, संजमकामीहिं मुत्तव्वो ॥१॥ "

સંયમના કામી એવા ઉત્તમ મુનિવરોએ તેવા ગચ્છનો ત્યાગ કરી દેવો જોઇએ, કે જે ગચ્છમાં વિસ્મૃત થતા જ્ઞાનાદિકનું સ્મરણ કરાવવા રૂપ સ્મારણા, અસંયમાદિની પ્રવૃત્તિથી રોકવા રૂપ વારણા, હિતકર પ્રવૃત્તિઓમાં થતા પ્રમાદથી ચેતવવા રૂપ ચોયણા અને વારંવાર ચેતવવા રૂપ પ્રતિચોયણા થતી નથી, એવો ગચ્છ એ અગચ્છ છે.

ગચ્છનાયકો અને ગચ્છચિન્તકો તરફથી વારંવાર થતી સ્મારણા, વારણા, નોદના અને પ્રતિનોદના રૂપ હિતકર પ્રેરણાઓથી વારંવાર પ્રેરાયેલા મુનિવરો પોતાના આત્મહિતમાં સદા સાવધ રહે છે અને તેથી તેમના વડે જીવનપર્યંત પણ પ્રાણાતિપાતવિરમણાદિ મહાપ્રતિજ્ઞાઓ ખંડિત થતી નથી, કિન્તુ તેનું સુંદરમાં સુંદર પાલન થઈ શકે છે.

## આરાધક અને વિરાધક

આવા પ્રકારના ઉત્તમ ગચ્છોમાં વસતા તથા સદાય ગચ્છનાયકોની આજ્ઞામાં વર્તતા મહામુનિવરો જ્યારે પણ નજરે પડે, ત્યારે તેઓની વંદના, પ્રશંસા, બહુમાન, સ્તુતિ આદિ વડે ઉપબૃંહણ કરવું, એ સમ્યગ્દૃષ્ટિ આત્માઓનું પરમ કર્તવ્ય છે. એમ કરનાર આત્મા પ્રભુઆજ્ઞાનો આરાધક થવા સાથે સ્વપરના સમ્યક્ત્વરત્નને નિર્મળ કરનારો થાય છે. એથી વિપરીત વર્તનારો આત્મા પ્રભુઆજ્ઞાનો વિરાધક બની, સ્વપરના બોધિબીજનો નાશ પણ કરનારો થાય છે. આગળ વધીને કહીએ, તો ગુરુનું બહુમાન કરનારો શ્રી તીર્થંકરદેવનું બહુમાન કરનારો છે અને ગુરુનો અનાદર કરનારો શ્રી તીર્થંકરદેવનો અનાદર કરનારો છે, એમ શ્રી જૈનશાસન સ્પષ્ટપણે ફરમાવે છે. તેથી ગુરુગુણને ધારણ કરનારા એક પણ ગુરુની અવગણના ન થઈ જાય, તેની પૂરેપૂરી સાવચેતી રાખવાની આવશ્યકતા છે. એ જ રીતે ગુરુપદની વિડંબના કરાવનાર કુગુરુઓ પણ ગુરુ તરીકે ન પૂજાઈ જાય, તેની પણ તેટલી જ સંભાળ રાખવાની છે. એ વાત આપણે ઉપર જોઈ આવ્યા છીએ. શ્રી જિનાજ્ઞાના અનુરાગી અને આરાધક બનવાને ઇચ્છનારા આત્માઓ, એ ઉભય પ્રકારની સંભાળ રાખે છે. એના પ્રતાપે એ એક પણ સુગુરુની આરાધનાથી વંચિત રહી જતો નથી અને એક પણ કુગુરુની ઉપાસના કરી સ્વપરના બોધિરત્નનો નાશ કરનાર થતો નથી.

## આચાર પાલન અશક્ય કે દુઃશક્ય નથી

સુસાધુઓનાં લક્ષણો જોયા પછી શ્રી જિનમતમાં સુશ્રાવક કોને કહેવાય, તે જોવાનો અવસર આવીને ઉભો રહે છે. તે

પહેલાં એક વાત સમજી લેવી જોઈએ કે–' સાધુ કે શ્રાવક, એનાં જે લક્ષણ કે આચાર અહીં બતાવવામાં આવે છે, તે માત્ર પુસ્તકનાં પાનાં શોભાવવા રૂપ નથી, કિન્તુ અર્થી આત્માઓ તેને સુખપૂર્વક આચરી અને પાળી શકે એવાં છે. આજે પણ અનેક પુણ્યપુરૂષો સુસાધુતાના ઉપર્યુક્ત આચારોનું અને સુશ્રાવકોના હવે પછી કહેવાતા આચારોનું સુન્દર રીતિએ પાલન કરી રહ્યા છે અને પોતાના સમ્યગ્દર્શન ગુણને શોભાવી તથા નિર્મલ બનાવી રહ્યા છે.'

'શ્રી જૈનશાસને અશક્ય પાલનવાળો આચાર બતાવ્યો છે, એ જ કારણે આજની દુનિયા તેનાથી દૂર રહી છે અને તે આચાર ગમે તેટલો ઉંચો હોય તો પણ તેનું પાલન દુનિયાના એક ખૂણામાં જ રહી ગયું છે.'–આ જાતિનો આક્ષેપ કરનાર કે અભિપ્રાય ઉચ્ચારનાર આત્મા, જાણતાં કે અજાણતાં પણ આબાલવૃદ્ધ પર્યંત સર્વથી સુખપૂર્વક પાળી શકાય એવા આચારોને બતાવનાર એક મહાન્ શાસનને ઘોર અન્યાય કરી રહ્યો છે. શ્રી જિનશાસને દર્શાવેલો સાધુ કે શ્રાવકનો આચાર, એ આ કાળમાં પાળી શકાવો સર્વથા અશક્ય છે–એમ કહેવા કરતાં, આ કાળમાં ભવાભિનન્દી અર્થાત્ સંસારલોલુપી અને વિષયપિપાસુ આત્માઓ માટે પાળી શકાવો અશક્ય છે, એમ કહેવું હજુ પણ વ્યાજબી છે : કિન્તુ–'વર્તમાન સંસાર બધા તેવા જ આત્માઓથી ભરેલો છે અને વર્તમાન સંસારમાં ભવથી પરાઙ્મુખ અને વિષયથી વિરક્ત વૃત્તિવાળા કોઈ આત્મા છે જ નહિ અને કોઈ તેવા બની શકે તેમ પણ નથી.'–એમ માનવું કે કહેવું, એ પોતાની અધમતાને બળજબરીથી આખા જગત્ ઉપર ઠોકી બેસાડવા જેવી વાત છે.

શ્રી જિનાગમની હયાતિવાળા કાળમાં તમામ જગત્ કદી પણ અધમ હોઈ શકતું નથી. શ્રી જિનાગમની હયાતિવાળા ક્ષેત્રમાં જ્યાં અધમ હોય ત્યાં ઉત્તમ પણ અવશ્ય હોય છે. પછી ભલે તે સંખ્યામાં થોડા હોય. પરન્તુ તેવા ઉત્તમ આત્માઓ જ્યાં સુધી જગતમાં રહેવાના છે, ત્યાં સુધી શ્રી જિનકથિત ઉત્તમ પ્રકારના સુસાધુ અને સુશ્રાવકોના આચારોનું પાલન પણ સુશક્ય રહેવાનું જ છે. અને થોડા પણ એવા ઉત્તમ આત્માઓના ઉત્તમ આચારોનું પાલન જોઈને, અધમ આત્માઓને પણ અધમતા છોડી ઉત્તમતા પામવાનું આલંબન મળવાનું છે. કોઈ પણ કાળે અધમ આત્માઓને ઉત્તમ બનવા માટે એ જ એક માર્ગ છે. અશક્ય કે દુ:શક્ય આચારોના નામે, એ માર્ગ સર્વથા બંધ કરી દેવાનો સીધી કે આડકતરી રીતે, મન, વચન કે કાયાથી પ્રયાસ કરનાર આત્માઓ, એ જગતના ખરેખરા હિતશત્રુઓ છે.

ઉત્તમ વિચારો દુ:શક્ય પણ ઉત્તમ આચારોને સુશક્ય બનાવે છે. જે આચારો ભવાભિનન્દી આત્માઓને પાલન કરવા સર્વથા અશક્ય જેવા લાગે છે, તે જ આચારો ભવવિરક્ત મહાપુરૂષોને પાલન કરવા અતિશય સુકર લાગે છે. એનું કારણ ઉભયની ભિન્ન ભિન્ન વિચારસૃષ્ટિ છે. શ્રી જૈનશાસને ફરમાવેલા વિચારો કેટલા ઉચ્ચ કોટિના છે, એ એક વખત જાણી લીધા પછી, એ શંકા કદી જ નહિ રહે કે—'એવા ઉત્તમ વિચારોના વાતાવરણમાં રહેનારા ઉત્તમ આત્માઓને માટે પણ શ્રી જૈનશાસને દર્શાવેલા સુસાધુ અને સુશ્રાવકોના આચારોનું પાલન અશક્ય કે દુ:શક્ય છે.'

❧ ❧ ❧

લેખાંક ૧૨ મો:

## શ્રાવકનું લક્ષણ

સુસાધુ અને સુશ્રાવકોના આચારોના અંગભૂત વિચારો કયા અને કેવા છે, એ જોવા પહેલાં સુશ્રાવકોનાં લક્ષણ તથા આચારોને ટુંકામાં જોઈ જઈએ. શ્રાવક શબ્દનો અર્થ કરતાં પરમજ્ઞાની પુરૂષો ફરમાવે છે કે–

"संपत्तदंसणाई पइदियहं जइजणा सुणेइ य ।
सामायारिं परमं, जो खलु तं सावगं बिन्ति ॥१॥"

સમ્યગ્દર્શન અને આદિ શબ્દથી અણુવ્રતો અને શિક્ષાવ્રતો આદિને ધારણ કરનાર જે આત્મા, પ્રતિદિવસ સાધુ-લોક પાસેથી સાધુ અને શ્રાવક સંબંધી સામાચારી એટલે નિરન્તર આચરવા લાયક શિષ્ટ પુરૂષો વડે આચરિત ક્રિયા-કલાપને સાંભળે છે, તે આત્માને શ્રી તીર્થંકર–ગણધરાદિ મહાપુરૂષો શ્રાવક કહે છે. અર્થાત્–'**शृणोतीति श्रावकः ।**' સાંભળે તે શ્રાવક, પણ શું સાંભળે ?–તેનું સ્પષ્ટિકરણ ન કર-વામાં આવે, તો શ્રવણેન્દ્રિયને પ્રાપ્ત કરનારા સર્વ આત્માઓ શ્રાવક બની જાય, તેથી અતિ પ્રસંગ પ્રાપ્ત થાય. એ કારણે –'સાધુમુખે, સાધુ અને શ્રાવક સંબંધી પ્રધાન સામાચારી, પ્રતિદિવસ સાંભળે તે શ્રાવક.'–એવું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા પડી. સાધુ–શ્રાવક સંબંધી ઉત્તમ સામાચારીનું નિરન્તર શ્રવણ કરે તે શ્રાવક, એટલું જ લક્ષણ નહિ કરતાં, 'સમ્યગ્દર્શનાદિને પામેલો આત્મા સાધુ અને શ્રાવક સંબંધી

સામાચારીને સાધુમુખે સાંભળે તે શ્રાવક.'—એ લક્ષણ કરવાથી મિથ્યાદૃષ્ટિ આત્મા સાધુમુખે સાધુ અને શ્રાવક સંબંધી સામાચારી સાંભળે, તો પણ શ્રાવક નહિ, એ સિદ્ધ થઇ જાય છે. આ લક્ષણ સ્વબુદ્ધિથી કલ્પેલું નથી, કિન્તુ શ્રી તીર્થંકર–ગણધરાદિ મહાપુરૂષોએ કહેલું છે, તેથી પરમ શ્રદ્ધેય છે.

## આચારપાલનમાં સહાયક જ્ઞાન

સમ્યગ્દૃષ્ટિ આત્મા સાધુમુખે સ્વધર્મને નિરન્તર સાંભળે તે શ્રાવક, આ લક્ષણ બાંધવામાં ઉપકારિઓની ઘણી દીર્ઘદૃષ્ટિ છે. સાધુ અગર શ્રાવકને યોગ્ય જે આચારો છે, તેનું નિત્ય નવા નવા સંવેગભાવ પૂર્વકનું પાલન, તે શિવાય શક્ય જ નથી. કેટલીક વખત જ્ઞાન વધવા છતાં આચાર પ્રત્યે ભારે શિથિલતા દેખવામાં આવે છે, તેનું આ એક જ કારણ છે કે–તે જ્ઞાન સાધુમુખે ગ્રહણ થયેલું નથી. આચારનું પાલન કરનાર હોય, તે જ આચારનું પાલન કરાવી શકે,—આ એક સીધો ન્યાય છે. ગૃહસ્થપણામાં સ્થિર જ્ઞાન રૂપી દીપક શ્રી જિનાગમે મન્યો જ નથી : છતાં ઉદ્યમી આત્મા ગૃહસ્થપણામાં પણ જ્ઞાન ભણી શકે, એની ના નથી. પરન્તુ એ જ્ઞાન જો ગુરૂનિશ્રા વિના ગ્રહણ કરવામાં આવે, તો તે સમ્યગ્જ્ઞાન રૂપે ભાગ્યે જ પરિણમી શકે અને વિશાળ જ્ઞાન પણ જો તે સમ્યગ્જ્ઞાન રૂપ ન બને, તો તે આચારપાલનમાં લેશ પણ સહાયક બની શકે નહિ. આચારના મક્કમ પાલનમાં તે જ જ્ઞાન સહાયક બને છે, કે જે જ્ઞાન ગુરૂનિશ્રાએ ગ્રહણ થયેલ હોય અને સમ્યક્ શ્રદ્ધા રૂપે પરિણમેલ હોય.

## ગુરૂમુખે નિત્ય સામાચારીનું શ્રવણ

આજે જૈન કુળમાં ઉત્પન્ન થયેલા પણ આત્માઓ પોતાના આચારોના પાલનમાં શિથિલ બન્યા કે બનતા હોય, તો તેનું સૌથી પ્રથમ અને મુખ્ય કારણ ગુરૂમુખે સામાચારીના શ્રવણનો અભાવ અથવા અનાદર છે. જ્યાં સુધી એ શાસ્ત્રોક્ત શ્રવણગુણ આવિર્ભાવને ન પામે, ત્યાં સુધી સાધુ અને શ્રાવક સંબંધી આચારો ગમે તેટલા ઉચ્ચ હોય, તો પણ તેનું સમ્યગ્ રીતિએ પાલન થવું અશકય છે. શ્રાવકની વ્યાખ્યા એથી પણ એક વિશેષણે અધિક છે. ગુરૂમુખે સાધુ અને શ્રાવક સંબંધી સામાચારી સાંભળે, તો પણ જ્યાં સુધી તે શ્રદ્ધાસંપન્ન બન્યો નથી, તેનું મિથ્યાદૃષ્ટિપણું ટળ્યું નથી, ત્યાં સુધી તે શ્રાવક નથી. શ્રાવકની કહેલી આ વ્યાખ્યાને આજે સૌ કોઇ આદર આપતા થઈ જાય, તો સંઘમાં કોઈ પણ જાતિની અશાંતિ થવા પામે નહિ. ગુરૂમુખે નિરન્તર શ્રવણ કરવામાં આવતી સામાચારી, એ અપ્રાપ્ત સમ્યગ્દર્શનને પમાડનાર છે અને પ્રાપ્તને સ્થિર, વિશુદ્ધ અને અપ્રતિપાતી બનાવનાર છે. તેથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય કે ન થયું હોય, પરન્તુ શ્રાવકપણાના અભિલાષી પ્રત્યેક આત્માની એ ફરજ છે કે–નિત્ય ગુરૂમુખે સામાચારીનું શ્રવણ કરવું ! એથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ નહિ થઇ હોય તો થશે, થઈ હશે તો અધિક નિર્મળ થશે, નિર્મળ હશે તો અધિકતર નિર્મળ થશે અને પરિણામે અણુવ્રત તથા મહાવ્રતાદિની પ્રાપ્તિ રૂપ ચારિત્રધર્મની પ્રાપ્તિ થતાં પણ વાર નહિ લાગે.

## શ્રદ્ધાન અને અનુષ્ઠાનનું મૂળ–શ્રવણ

નિત્ય ગુરૂમુખે ધર્મશ્રવણ કરવાથી નવીન નવીન સં-

વેગ, અંતઃકરણની આર્દ્રતા, સંસાર પ્રત્યે ઉદાસીનતા અને મોક્ષ પ્રત્યે તીવ્ર અભિલાષ થશે. સંવેગાદિકથી સમ્યગ્જ્ઞાનને આવરણ કરનારાં કર્મોનો અધિક ક્ષયોપશમ થશે. જ્ઞાનને આવરણ કરનારાં કર્મોનો અધિક અધિક ક્ષયોપશમ થવાથી, તત્ત્વાતત્ત્વનો યથાર્થ બોધ થશે અને તત્ત્વાતત્ત્વનો યથાર્થ અને નિશ્ચિત બોધ થવાથી, આત્મા અતત્ત્વનો ત્યાગી અને તત્ત્વનો સેવનાર થશે. શ્રી જિનવચનનું શ્રવણ કરવાના પરિણામે આત્માને આ રીતે અનેક લાભોની પરંપરા પ્રાપ્ત થાય છે, જ્યારે એની ઉપેક્ષા કરનારને એમાંના એક પણ લાભની પ્રાપ્તિ નથી થતી : એટલું જ નહિ પણ જીવનપર્યંત અસાર એવા દેહ. ધન અને સ્વજનાદિની મમતામાં અનેક પ્રકારનાં પાપોનાં પોટલાં ભરી, દુર્ગતિમાં ચાલ્યા જવાનું થાય છે. શ્રી જિનવચનના શ્રવણમાં પ્રતિબંધ (અટકાયત) કરનાર જે સ્વજનાદિકનો પ્રતિબંધ (રાગ) છે તે તુચ્છ છે, જ્યારે તેના રાગ ઉપર વિજય મેળવી શ્રી જિનવચનનું શ્રવણ કરવું એ મહત્ સુફળને દેવાવાળું છે. કહ્યું છે કે–

"होइ दढं अनुराओ, जिणवयणे परमनिव्वुइकरम्मि ।
सवणाइगोयरो तइ, सम्मद्दिट्ठिस्स जीवस्स ॥१॥"

પરમ નિર્વૃત્તિકર અર્થાત્ ઉત્કૃષ્ટ સમાધિને આપનાર શ્રી જિનવચનનું શ્રવણ કરવાથી, સમ્યગ્દષ્ટિ આત્માને શ્રવણાદિ વિષયક–આદિ શબ્દથી શ્રદ્ધાન અને અનુષ્ઠાન વિષયક અત્યંત દૃઢ અનુરાગ–સ્નેહ થાય છે. અર્થાત્ શ્રદ્ધાન અને અનુષ્ઠાનનું મૂળ શ્રી જિનવચનનું શ્રવણ છે.

## ધન, સ્વજન અને શરીરાદિ

ધન, સ્વજન અને શરીરાદિની મમતામાં પડીને જે

આત્માઓ શ્રી જિનવચનના શ્રવણનો તિરસ્કાર કરે છે, તે આત્માઓ તુચ્છ એવા કાચના કટકાની ખાતર ચિન્તામણિ રત્નને ફેંકી દે છે અથવા ધતુરો ઉગાડવાની ખાતર કલ્પવૃક્ષને ઉખેડી નાખવાની ચેષ્ટા કરે છે અથવા રાસભને ખરીદવા માટે હસ્તિને વેચી નાખે છે. ધન, એ મનુષ્યને મોહ ઉત્પન્ન કરે છે, પરન્તુ એ મોહ મોટા ભાગે નિષ્કારણ તકલીફ અને ચિન્તાઓને ઉભી કરે છે: સ્વજનોનો સ્નેહ, એ ધર્મ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ કરાવે છે, તો પણ પરિણામે એ સ્વજનો જ શોક અને આયાસનું કારણ થઈ પડે છે: અને શરીર તો અશાશ્વત અને પ્રતિક્ષણ વિનશ્વર છે, એ સૌના અનુભવની વાત છે: પછી એવા ક્ષણિક, અશાશ્વત અને કલેશના જ એક કારણભૂત શરીર, ધન અને સ્વજનાદિકની ખાતર શ્રી જિન-વચનના શ્રવણને કોણ હડસેલે ? આટલા વિવેકને પામેલો આત્મા સાધુમુખથી પ્રતિદિન ઉત્તમ સામાચારી સાંભળવા ઉત્સુક રહે છે, અર્થાત્ એ શ્રવણ માટેના એક પણ પ્રસંગને તે શકય છતાં નિષ્ફળ જવા દેતો નથી.

## શ્રાવકના મુખ્ય આચારો

શ્રાવકનું આ લક્ષણ જ એના આચારને કહી આપે છે. સામાચારીનું શ્રવણ કરનારો શ્રાવક, સાધુ અને શ્રાવક સંબંધી જેટલા આચારો છે, તેમાં અતિશય કુશળ હોય અને એ કુશળતા એને પ્રતિદિન અધિક ને અધિક વ્રત-નિયમમાં આગળ વધારનારી થાય. અભક્ષ્યભક્ષણનો ત્યાગ અને અતિ આરંભવાળા પાપ ધંધાઓથી વિરામ, એ શ્રાવકના પ્રાથમિક આચારો છે: અર્થાત્-એ આચારો ઉપર જ શ્રાવકધર્મ રૂપી

મહેલ ખડો છે. ત્રિકાલ શ્રી જિનપૂજન, ઉભયકાળ આવશ્યક, નિત્ય સદ્ગુરૂવન્દન, સદ્ગુરૂમુખે નિત્ય શ્રી જિનવચનનું શ્રવણ, સામાયિક, પોષધ, દેશાવગાશિકાદિ શિક્ષાવ્રતોનો અભ્યાસ, દિશિપરિમાણ, ભોગોપભોગપરિમાણ અને અનર્થદંડ વિરમણાદિ ગુણવ્રતોનું પાલન, મોટી હિંસા, મોટું જૂઠ, મોટી અનીતિ, પરદારાગમન, અતિશય લોભ આદિથી પાછા હઠવું અને અન્ત સમયે આરાધના પૂર્વક મરવું, એ શ્રાવક-જીવનના મૂખ્ય આચારો છે. સાત ક્ષેત્રમાં ધનનું વપન, તીર્થયાત્રાદિએ ગમન, અનુકંપાદાન, સુપાત્રદાન, નિર્મળ શીલ, પર્વતિથિઓની આરાધના, ઉપવાસાદિક તપ, એ વિગેરે શ્રાવક-જીવનના વિશેષ અલંકારો છે. એ અલંકારોથી વિભૂષિત શ્રાવકો મનુષ્યજાતિને દીપાવનાર બને છે. અનેક પુણ્યપુરૂષો એ આચારોનું આજે પણ પાલન કરી રહ્યા છે, પરન્તુ જેઓ પોતાના એ આચારો ભૂલી ગયા છે અથવા-'તેમાં કાંઈ નથી' -એમ માનતા અને બોલતા થઈ ગયા છે, તે આત્માઓ, એ આચારોના મહિમાને સારી રીતે સમજે અને પરિણામે એમ જણાય કે-એના સમાન કોઈ ઉત્તમ આચારો આ જગત્માં જડવા નથી, તો શ્રદ્ધાપૂર્વક એનો આદર કરે. જગત્શાંતિ અને લોકકલ્યાણના અર્થી આત્માઓને અંતે પણ શ્રાવક-જીવનના આચારોને જ અપનાવવા પડશે. એ સિવાય શાંતિ કે સાચું કલ્યાણ સંભવિત નથી. લોકકલ્યાણ કે જગત્શાંતિના નામે આજે જે પ્રયાસો થઈ રહ્યા છે, તેની સાથે શ્રાવક-જીવનના આચારોને ઘડીભર સરખાવવામાં આવે, તો અમે જે વાત કહેવા ઇચ્છીએ છીએ, તેવા ઉપર દરેકને શ્રદ્ધા પેદા થઈ શકે તેમ છે.

## ઉત્તમ વિચારોનું પાન ગળથુથીમાં

અને એ શ્રાવકજીવન જો અપનાવી લેવા જેવું લાગે, તો એ જીવન જીવવા પ્રોત્સાહન આપનાર જે વિચારો છે, તેને પણ અપનાવવા જ પડશે. આજે દુષ્કર ગણાતું એવું પણ સાધુજીવન કે શ્રાવકજીવન, થોડું-ઘણું પણ આ જગત્માં જીવાઈ રહ્યું હોય, તો તેમાં એની પાછળ રહેલા ઉત્તમોત્તમ વિચારોનું પ્રાબલ્ય જ પરમ નિમિત્ત છે. એ વિચારો એટલા નિશ્ચિત છે કે-એના વિચારકોને તે, ઈતર આત્માઓને દુષ્કર લાગતા અનુષ્ઠાનોને પણ, સુકર બનાવવાનું બળ સમર્પે છે. જડવાદના હજારો વિદ્વાનો આજ સુધી લાખો પુસ્તકો લખીને જે વિચારો નિશ્ચિત કરી શકયા નથી, તેવા ઉત્તમ અને કલ્યાણસાધક વિચારોનું પાન શ્રાવકકુળમાં ઉત્પન્ન થયેલા આત્માઓને ગળથુથીમાં જ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે.

## આત્માદિનો નિશ્ચિત બોધ

શ્રાવકજીવન કે સાધુજીવનની જેટલી ઉત્તમતા છે; તે તેના વિચારોને આભારી છે,-એ વાત જ્યારે કહેવામાં આવે છે ત્યારે સમજી રાખવું જોઈએ કે-એનું કારણ એ છે કે-એ વિચારોના દર્શક અનન્તજ્ઞાની છે. અર્થાત્-જેના જ્ઞાનમાં કોઈ પદાર્થ છૂપો નથી એવા જ્ઞાનિઓ દ્વારા એ વિચારો પ્રકાશિત છે. એ જ્ઞાનનો વારસો જેઓને મળેલો છે, તેઓની તોલે પહોંચવા માટે બુદ્ધિનાં હજારો અનુમાનો દોડાવનારા પંડિતો વડે શકય નથી. છદ્મસ્થબુદ્ધિ જે જાણી શકે છે, તેના કરતાં તેના વડે નહિ જાણી શકાતી વસ્તુઓ અપરિમિત જ રહેવાની છે. તેથી એ બધાનો નિર્ણય આપવા માટે છદ્મસ્થબુદ્ધિ નિષ્ફળ જ

નિવડવાની છે : અને તેથી જ જડવાદમાં જે વસ્તુઓ નીતિના સર્વશ્રેષ્ઠ સિદ્ધાન્તો તરીકે શોધાયેલી કહેવાય છે, તે વસ્તુઓ શ્રી સર્વજ્ઞશાસનમાં નાનાં બાળકો બાલ્યાવસ્થાથી જ જાણતાં, સમજતાં અને આચરતાં હોય છે. આત્મા અને પરલોકાદિ પદાર્થો સંબંધી અનેક પ્રકારનાં અનુમાનો આજ સુધી બાંધ્યા છતાં, હજુ સુધી જેનો નિશ્ચય જડવાદી પંડિતોથી કે બીજાઓથી નથી થઈ શકયો, તે પદાર્થો કેવા છે, તેનો નિશ્ચિત બોધ શ્રાવકકુળમાં ઉત્પન્ન થયેલાં બાલક–બાલિકાઓને બાલ્યાવસ્થાથી જ પ્રાપ્ત થવાની તક મળે છે. પરલોક અને વિશ્વ કેવું છે અને તેની વ્યવસ્થા શી રીતે થઈ રહી છે, એનું જ્ઞાન આટઆટલા પ્રયત્નોના પરિણામે જે વૈજ્ઞાનિકોને હજુ સુધી થઈ શકયું નથી, તે પરલોક અને વિશ્વનું સમસ્ત સ્વરૂપ અને તેની સઘળી વ્યવસ્થા કેવી છે તથા કેવી રીતે થઈ રહી છે, એનો નિશ્ચિત બોધ શ્રી જિનવચનનો શ્રદ્ધાળુ થોડી જ મહેનતે કરી શકે છે. એરીસ્ટોટલ, સોક્રેટીસ, પ્લેટો જેવા તત્ત્વજ્ઞાનિઓ જે તત્ત્વોને શોધી શકવા નિષ્ફળ નિવડયા છે અને ત્યાર પછીના પદાર્થવેત્તાઓ, કે જેઓ અનન્તની ગહનતાનો સ્પર્શ પણ કરી શકવા માટે પોતાનું અસામર્થ્ય જાહેર કરી ગયા છે, તે તત્ત્વોનું નિશ્ચિત જ્ઞાન શ્રી જિનવચનથી, તેનો શ્રદ્ધાળુ આત્મા સહજમાં પ્રાપ્ત કરી શકે છે : અને એ જ્ઞાન એને એના આત્માની પ્રગતિમાં અપૂર્વ સહાયક નિવડે છે. આત્મપ્રગતિમાં સમ્યગ્જ્ઞાન વડે પરિપકવ થયેલો નિશ્ચિત બોધ જ સહાયક બને છે. સમ્યગ્જ્ઞાન વડે પરિપકવ થયેલા નિશ્ચિત બોધનું જ બીજું નામ સમ્યક્ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા યથાર્થ વર્તન કરાવનારી નિવડે છે અથવા યથાર્થ વર્તન કરવા માટે જે સામર્થ્ય

જોઈએ તે આત્માને સમર્પે છે. ચારિત્રમાં બળ આપનાર શ્રદ્ધા છે અને શ્રદ્ધાને બળ આપનાર સમ્યગ્જ્ઞાન છે. એ સમ્યગ્જ્ઞાન શ્રી જિનવચન પરત્વે વિશ્વાસ પૂર્વકના અધ્યયનથી પેદા થાય છે.

## બૌદ્ધિક ગુલામીને મિટાવો

અદૃશ્ય અનન્ત જગતનું યથાર્થ જ્ઞાન મેળવવા માટે શ્રી જિનવચન સિવાય બીજો કોઈ આધાર નથી. શ્રી જિન-વચનનું સંક્ષિપ્ત–વિસ્તૃત કે સંક્ષિપ્ત પણ નહિ અને વિસ્તૃત પણ નહિ એવું કોઈ પણ પ્રકારનું અધ્યયન, આત્માને પરલો-કાદિ અતીન્દ્રિય પદાર્થોનો ગહનમાં ગહન બોધ કરાવે છે, કે જે બોધ કરાવવા માટે એ સિવાયનાં લાખો સાધનો પણ સમર્થ થઈ શકે નહિ. એ જ શ્રી જિનવચનની વિશિષ્ટતા છે: અને તેનો ટૂંકો દાખલો એ છે કે–આત્મા અને તેના ગુણો કેવા છે, તેનું વિશ્વાસ કરવા લાયક ચોક્કસ સ્વરૂપ ઈતર દર્શનના અનુયાયિઓ કે સમર્થ પંડિતોને અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યા પછી પણ પ્રાપ્ત થતું નથી, તે શ્રી જિનમતના શ્રદ્ધાળુ અનુયાયિને શરૂથી જ પ્રાપ્ત થાય છે.

“ एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥ १ ॥ ”

જ્ઞાનદર્શન ગુણને ધારણ કરનારો મારો આત્મા શાશ્વત છે અને એકલો છે. તે સિવાયના સંયોગ–સંબંધથી પ્રાપ્ત થયેલા બાહ્ય પદાર્થો અશાશ્વત ને જૂદા છે.

—આ જાતિના નિશ્ચિત જ્ઞાન ઉપર જ, શ્રી જિનમતના શ્રદ્ધાળુ સાચા સમ્યગ્દૃષ્ટિ આત્માઓની સઘળી પ્રવૃત્તિ હોય છે. એ જ્ઞાન આત્માની પ્રગતિમાં કેટલું સહાયક થાય છે

તથા એ જાતિનું નિશ્ચિત જ્ઞાન ન થાય ત્યાં સુધી આત્માના કોટિ ગમે પ્રયાસો પણ શાથી નિરર્થક જનારા છે, એ વાત તો જ્યારે યુરોપના પંડિતો ભારપૂર્વક જણાવશે, ત્યારે જ અશ્રદ્ધાળુ આત્માઓની આંખો ખૂલશે. એવા એવા તો કેટલાય પ્રકારના નિશ્ચિત બોધો જૈનકુળમાં ઉત્પન્ન થનાર પુણ્યવાન આત્માઓને બચપણથી જ પ્રાપ્ત થાય છે અને એ જ્ઞાનના બળે જ જીવદયાદિક સુંદર પ્રકારના આચારો એ કુળોમાં આજે પણ પળાઈ રહ્યા છે. પણ આજે આપણા લોકોની એ આદત થઈ પડી છે કે–'આપણને મળેલા સારામાં સારા વારસાને પણ જ્યાં સુધી પાશ્ચાત્ય પંડિતો ન વખાણે, ત્યાં સુધી તેને સારો માનવો નહિ કે તેના ઉપર શ્રદ્ધા ધારણ કરવી નહિ. બદલામાં પાશ્ચાત્ય પંડિતે વખાણેલી વાત અસમ્બદ્ધમાં અસમ્બદ્ધ કોટિની હોય, તો પણ એક વખત તો તેને સ્વીકારી જ લેવી.' પાશ્ચાત્ય પંડિતોની દૃષ્ટિએ વસ્તુઓની ઉત્તમતા કે અધમતાને આંકવાની આ બૌદ્ધિક ગુલામી નહિ મટે, ત્યાં સુધી કમતીમાં કમતી આત્મિક ઉદ્ધારની વાત તો અશક્ય જ છે: કારણ કે–પાશ્ચાત્ય પંડિતો આધિભૌતિક બાબતોમાં ગમે તેટલા આગળ વધ્યા હોય, તો પણ આધ્યાત્મિક બાબતોમાં તો તેઓ એકડીયાના વર્ગમાં પણ હજુ દાખલ થઈ શક્યા નથી. અર્થાત્–આધ્યાત્મિક બાબતોમાં તેઓ અહીંના એકડીયાઓ કરતાં પણ ઉતરતી કોટિના છે.

❧ ❧ ❧

## લેખાંક ૧૩ મો :

### શ્રદ્ધાસહિત અલ્પજ્ઞાન પણ કાર્યસાધક છે.

છઠ્ઠ–અઠ્ઠમાદિ તપસ્યાઓને આચરતી અને નિયમિત ધાર્મિક ક્રિયાઓને પ્રધાનપદ આપતી (હાઈસ્કુલ કૉલેજમાં શિક્ષણ લીધેલાઓની દૃષ્ટિએ) અજ્ઞાનમાં અજ્ઞાન લાગતી બાઈઓ પણ, આધ્યાત્મિક વિષયમાં પાશ્ચાત્ય ધુરંધર પંડિતો કરતાં પણ એક અપક્ષાએ ઘણી આગળ વધેલી છે. ભણેલાઓમાં આજે એક એવી જાતિનો બુદ્ધિનો ભ્રમ ફેલાયો છે કે–'અક્ષરજ્ઞાનને નહિ ધારણ કરનાર આત્માઓ ગમે તેટલી ધર્મક્રિયાઓ કરે, તો પણ તે તેમનું અજ્ઞાનકષ્ટ છે.' આ ભ્રમ એટલો ભયાનક છે કે–કહેવાતા ભણેલાઓ અને તેને અનુસરનારા બીજાઓ પણ, જો આ જાતિની ભ્રમણામાં વધુ વખત રહ્યા, તો તેઓ સર્વ પ્રકારના ધર્મકર્મથી ભ્રષ્ટ થઈ જવાના છે. ગમે તેટલું અક્ષરજ્ઞાન ધારણ કરવામાં આવે, યાવત્ ચૌદ પૂર્વ પર્યંતનું શ્રુતજ્ઞાન સ્વાધીન કરી લેવામાં આવે, તો પણ તે જ્ઞાનનો સરવાળો માત્ર અક્ષરજ્ઞાન( કેવળજ્ઞાન )નો અનંતમો ભાગ છે. અર્થાત્–તે સઘળું જ્ઞાન વાસ્તવિક (સંપૂર્ણ) જ્ઞાનના અનન્તમા હિસ્સે છે. તેથી તે મતના અનુયાયિઓને ચતુર્દશ પૂર્વધરોની ક્રિયાને પણ કષ્ટક્રિયા જ કહેવી પડશે. એ આપત્તિમાંથી ઉગરવા માટે તેઓ એમ કહે કે–'ભલે સંપૂર્ણ જ્ઞાન ન હોય, પણ થોડું જ્ઞાન તો હોવું જોઇએને ?'–તો એ વાત આપણને પણ કબૂલ છે: કારણ કે–ધર્માચરણ કરનારી અજ્ઞાનમાં અજ્ઞાન કહેવાતી બાઈ પણ, તેઓ કહે છે અને

ધારે છે તેના કરતાં, કેઈગુણું અધિક જ્ઞાન ધરાવે છે. જો એમ પણ ન હોય, તો તેઓ પરલોકના નામે આટલું કષ્ટ કદી પણ ન આચરી શકે. એ કષ્ટ એ અજ્ઞાનકષ્ટ છે એમ કહીને એની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. અજ્ઞાનનો અર્થ વિશિષ્ટ શ્રુતજ્ઞાનનો અભાવ કરતા હો તો તે મંજુર છે, પણ અજ્ઞાનનો અર્થ સર્વથા જ્ઞાનાભાવ-જ્ઞાનરહિતતા કરવામાં આવતો હોય, તો તે અસત્ય છે. અક્ષરજ્ઞાનને નહિ પામેલા આત્માઓ પણ મતિ-શ્રુતજ્ઞાનને ધારણ કરનારા હોય છે અને તેમાં પણ અનન્તજ્ઞાનિઓના કથન પ્રત્યે શ્રદ્ધાળુ આત્માનું અલ્પ પણ મતિ-શ્રુતજ્ઞાન આત્મિક માર્ગમાં અજબ કાર્યસાધક છે. તેવા અલ્પમાં અલ્પ મતિ-શ્રુતજ્ઞાનની પણ જ્ઞાનિઓએ ભારેમાં ભારે પ્રશંસા કરી છે: કારણ કે-તે શ્રદ્ધાસહિતનું છે. અનન્ત-જ્ઞાનિઓ અને તેમનાં કથનો પ્રત્યેની અંતરંગ શ્રદ્ધા, એ અલ્પ જ્ઞાની આત્માઓનો મોટામાં મોટો ગુણનો ખજાનો છે. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજા, શ્રી વીતરાગપ્રભુની સ્તવના કરતાં ફરમાવે છે કે-

**ઇતને દિન તૂં નાહી પીછાન્યો, મેરો જનમ ગમાયો અજાનમેં,**<br>
**અબ તો અધિકારી હુઈ બેઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં;**<br>
**હમ મગન ભયે પ્રભુધ્યાનમેં. ૧**

શ્રી યશોવિજયજી મહારાજ જેવાની પણ પીછાન, સમગ્ર શ્રુતની અપેક્ષાએ અલ્પજ્ઞાની તરીકેની હતી, તો પણ તેઓ નિઃશંકપણે કહે છે કે-'મારી આ પીછાન મને પ્રભુના સમસ્ત ગુણ રૂપી ખજાનાનો અધિકારી બનાવે છે.' અર્થાત્-'પ્રભુના સમગ્ર ગુણોનો ખજાનો એ હવે મારો જ છે: તેના ઉપર મને મારી શ્રદ્ધાના બળે અધિકાર પ્રાપ્ત થઈ ચૂક્યો છે.'

બાળક માતા ઉપરની શ્રદ્ધાથી જ માતાના જ્ઞાનનો લાભ ઉઠાવી શકે છે. પુત્ર પિતા ઉપરની શ્રદ્ધાથી જ પિતાના અનુભવનો સઘળો ફાયદો પોતા માટે પ્રાપ્ત કરી શકે છે. એ ફાયદો ઉઠાવવા માટે એને પિતા જેટલા જ્ઞાની બનવાની આવશ્યકતા રહેતી નથી, કિન્તુ પિતા ઉપર પિતા તરીકેની શ્રદ્ધા જ કેળવવાની રહે છે. એ શ્રદ્ધાથી જ પિતાના અનુભવનો લાભ પુત્ર પોતાના માટે મેળવી શકે છે: અર્થાત્–શ્રદ્ધાના બળે પિતાની આજ્ઞા મુજબ વર્તવાથી, અનેક પ્રકારની હાનિઓથી તે બચી શકે છે અને અનેક પ્રકારના લાભોને તે ઉઠાવી શકે છે. એ જ ન્યાયે અનન્તજ્ઞાનિઓ પ્રત્યે માતા અને પિતા કરતાં પણ અધિક શ્રદ્ધાળુ બનેલા આત્માઓ, અનન્તજ્ઞાનિ-ઓના સઘળા જ્ઞાનનો ઉપભોગ કરી શકે છે. અર્થાત્–એ જ્ઞાનના બળે એમની આજ્ઞા મુજબ વર્તવાથી, સંસારમાં અવશ્યં-ભાવી આપત્તિઓથી ઉગરી જાય છે અને નિત્ય નવી નવી સંપત્તિઓને પામે છે. એ પ્રતાપ માત્ર શ્રદ્ધાનો છે, કિન્તુ જ્ઞાનનો નથી. અનન્તજ્ઞાનિઓ જેટલું જ્ઞાન થવા માટે તેમને હજુ બહુ વાર છે. બીજા શબ્દોમાં–એ જાતિની શ્રદ્ધા નહિ ધારણ કરનારને કદી પણ અનંતજ્ઞાન થનાર નથી. અનન્ત-જ્ઞાનિઓ ઉપરની શ્રદ્ધા, એ જ અલ્પજ્ઞ આત્માઓ માટે જ્ઞાન-ગુણ કે કોઈ પણ ગુણની પ્રાપ્તિનો ઉપાય છે. એ શ્રદ્ધા અલ્પજ્ઞાની અને અલ્પગુણી આત્માને પણ સંપૂર્ણ જ્ઞાન અને સમસ્ત ગુણનો અધિકારી બનાવે છે.

શ્રદ્ધાની આ કિંમતને સમજી શકનારાઓ, કદી જ એમ નહિ કહી શકે કે–'અક્ષરજ્ઞાન વિનાના શ્રદ્ધાળુ આત્માઓની ધર્મક્રિયાઓ નિરર્થક છે, અર્થાત્ કોઈ પણ ગુણને પમાડનારી

નથી.’ શ્રદ્ધાળુ આત્માઓની શ્રદ્ધા એ જ ગુણની પ્રાપ્તિમાં સહાયક છે. એથી જ્ઞાનની જરૂર નથી એમ નહિ, પણ સાચી શ્રદ્ધા પછી જ્ઞાન અવશ્ય થનારૂં છે. માત્ર એ શ્રદ્ધા થવા માટેનું જે જ્ઞાન જોઈએ, તે જ તે પૂર્વે આવશ્યક છે. અને શ્રદ્ધા થાય તેટલું જ્ઞાન તો ધર્મક્રિયા આચરનારમાં મોટે ભાગે હોય છે, એ વાત હવે પછીની હકીકતથી અવશ્ય સિદ્ધ થશે.

## સતી સ્ત્રીઓનું જ્ઞાન

શ્રદ્ધા વિનાનું જ્ઞાન એ મિથ્યા છે અને જ્ઞાન વિનાનું ચારિત્ર એ કાયકષ્ટ છે, એનો અર્થ અક્ષરજ્ઞાન કે બારાખડીનું જ્ઞાન નથી, કિન્તુ પરલોકની હિતચિન્તાનું જ્ઞાન છે. એ હિતચિન્તા જેના હૈયે વસે છે, તેને અક્ષરજ્ઞાન વિના પણ સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થવું શકય છે: અને એ વાત આપણે સતી સ્ત્રીઓના દૃષ્ટાંતથી જોઇ શકીએ છીએ. આજે કોઈ સતી કે પતિવ્રતા છે જ નહિ, એમ કોઈથી પણ કહી શકાય તેમ નથી: પ્રત્યુત હજારો અને લાખો સ્ત્રીઓ, કે જેઓ અક્ષરજ્ઞાનને બીલકુલ ધરાવતી નથી, તેઓ પણ સુંદર પ્રકારનું શીલ અને એકપતિવ્રત પાળી રહેલી હોય છે. એમના એ વ્રતથી ડગાવવા માટે દેવો પણ શક્તિમાન નથી, એમ ઔપચારિક રીતિએ આપણે કહી શકીએ: કારણ કે–આજે દેવો આવતા નથી. પરન્તુ મનુષ્યોના સેંકડો પ્રયત્નોથી પણ શીલથી ચ્યુત નહિ થનારી સ્ત્રીઓ આજે પણ વિદ્યમાન છે. એમને કયું અક્ષરજ્ઞાન છે? અક્ષરજ્ઞાન નથી, માટે તેમનું પાળેલું શીલ ફોકટ છે અગર ખોટું છે? પતિવ્રતા સ્ત્રીઓના એ શીલને ફોકટ કે ખોટું કોઈથી પણ કહી શકાય તેમ નથી,

કારણ કે–તેમને એટલું જ્ઞાન અવશ્ય રહેલું છે કે–'આ શીલને હું ન પાળું તો ભવોભવ વૈધવ્ય મળે. એક ભવના પણ શીલ-ખંડનથી અનેક ભવો બગડે. પૂર્વ જન્મોમાં કરેલા શીલ-ભંગના દોષથી જ આ ભવમાં વૈધવ્ય આવે છે અને આ ભવમાં પણ આ પાપી શરીરથી ક્ષણિક સુખની લાલચે શીલનો ભંગ કરૂં, તો જન્માંતરમાં મારૂં થાય શું ?' આ શું ઓછું જ્ઞાન છે ? આ શું ઓછો વિવેક છે ? આ વિવેક અને આ જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે તો આજના કહેવાતા અક્ષર-જ્ઞાનિઓને ભવો કાઢવા પડશે.

## શિક્ષણ અને સદ્‌ગુણો

આ રીતે અજ્ઞાન ગણાતા માણસોમાં પણ પાપનો ડર, ભવથી ભીરૂપણું, આત્મહિતની ચિન્તા, દુર્ગતિગમનનો ભય, ગુણનો આદર, પરમાત્મ તત્ત્વ પ્રત્યે પ્રેમ, એ વિગેરે વૃત્તિઓ ન હોય, તો આજે જે દયા, દાન, શીલ, તપ, ભક્તિ આદિની અસંખ્ય પ્રવૃત્તિઓ હિન્દ અગર બીજે ચાલી રહી છે, તે શું શકય હતી ? એ પ્રવૃત્તિઓને અજ્ઞાન કહીને નિન્દવી, એ ભણેલા કે સમજુઓનું કર્તવ્ય નથી. આગળ વધીને કહીએ તો, જે સમજ કે જે ભણતર પાપ કે દુર્ગતિનો ભય પેદા નથી કરતાં, આત્મા કે પરલોકની ચિન્તા નથી થવા દેતાં, ગુણોનો રાગ કે દુર્ગુણનો દ્વેષ નથી જન્મવા દેતાં, તે સમજ કે તે ભણ-તર અતત્ત્વજ્ઞ આત્માઓ તરફથી ગમે તેટલી પ્રશંસા પામતાં હોય, તો પણ તે સમજ કે ભણતર કહેવડાવવાને લાયક નથી. ઉલટ પક્ષે અક્ષરજ્ઞાન કે તેવા પ્રકારની કોઈ પણ વિશેષતા વિના આત્માને પ્રાપ્ત થયેલ પાપભીરૂતા આદિ સદ્‌ગુણો જ્યાં

હોય, ત્યાં ભણતરનું ફળ રહેલું જ છે. અર્થાત્–એ જ ભણુતરનું સાચું ફળ છે. એ સદ્દગુણોની પ્રાપ્ત્યર્થે જ ભણવાનું હતું, છતાં ભણતરથી એ સદ્દગુણો પ્રાપ્ત થવાને બદલે એ સદ્દગુણોનો નાશ જ થતો હોય, તો તેથી ફાયદો શું નીકળ્યો? અગર જે ભણતરથી સદ્દગુણોનો નાશ થતો હોય અને જેના વિના જ પાપભીરૂતાદિ સદ્દગુણો ટકી રહેતા હોય, તો તેવા ભણતરનો સ્પર્શ પણ કરવા લાયક નથી, એમ કહેવામાં શું ખોટું છે? આનો અર્થ એ નથી કે–પાપભીરૂતાદિ સદ્દગુણોમાં સહાયક શિક્ષણ બીનજરૂરી છે. એ શિક્ષણ તો અતિશય જરૂરી છે, પણ એથી વિપરીત પરિણામ નિપજાવનાર ઉંચામાં ઉંચું ગણાતું શિક્ષણ પણ નિન્દનીય કોટિનું છે, એટલું જ અહીં તાત્પર્ય છે. સદ્દગુણોની વૃદ્ધિમાં શિક્ષણ એ સહાયક છે, એનો અર્થ એ થતો નથી કે–શિક્ષણ માત્ર સહાયક છે. ત્યાં પણ 'સુ' અને 'કુ'નો વિવેક રહેલો જ છે. અર્થાત્–કુશિક્ષણનો ત્યાગ અને સુશિક્ષણનો સ્વીકાર, એ જ કર્તવ્ય છે.

## વર્જ્ય અક્ષરજ્ઞાન

કહેવાતા ભણેલાઓ પાપભીરૂતાદિ ગુણો અને આત્મહિત આદિની ચિન્તામાંથી ઉત્પન્ન થયેલી જે ક્રિયાઓને અજ્ઞાનકષ્ટ કહીને ઉડાવી દેવા માંગે છે, તે ક્રિયાઓ અક્ષરજ્ઞાન નહિ તો પણ અન્ય પ્રકારના સમ્યગ્જ્ઞાનમાંથી જન્મેલી છે તેથી ઉપાદેય છે, એમ વિચાર કરતાં સિદ્ધ થાય છે: અને પાપભીરૂતાદિ સદ્દગુણો પ્રત્યેનો દ્વેષ યા ઉપેક્ષાભાવ, એ અક્ષરજ્ઞાનમાંથી જન્મેલો હોય તો પણ ત્યાજ્ય ઠરે છે. તેમાં પણ જ્યારે એ જાતિનું અક્ષરજ્ઞાન સ્વાભાવિક સદ્દગુણોમાંથી પેદા થયેલ ઉત્તમ

આચરણોને હલકાં પાડવાના કામમાં વપરાય, ત્યારે તો તે અતિશય વર્જ્ય ઠરે છે.

## સદ્વિચારોનું પરિબળ

હવે આપણે એક જ વાત દર્શાવવા ઇચ્છીએ છીએ કે–ઉત્તમ પ્રકારની યોગ્યતા અને શુભ વિચારણાના બળે થતી જે ધર્મક્રિયાઓને આજે તેવા પ્રકારના આત્માઓ તરફથી અઘટિત રીતિએ નિન્દવામાં આવે છે, તે ધર્મક્રિયાઓની પાછળ કેવા પ્રકારના વિચારોનું વાતાવરણ પ્રસરેલું છે? અને એ ઉત્તમ વિચારોવાળા વાતાવરણના બળે, ઇતર દુનિયાને અશક્ય જણાતા આચારોનું પણ જૈન દુનિયા સુશક્ય રીતિએ પાલન કરી રહી હોય છે, તે વિચારો કયા છે?

હવે પછી દર્શાવવામાં આવતા વિચારોનું વાતાવરણ તથા-પ્રકારના જૈનજગત્‌માં વર્તમાન સમયે પણ નથી છવાઈ રહેલું, એવું કોઈથી પણ કહી શકાય એમ નથી: અને જ્યાં સુધી એ વાતાવરણ છવાયેલું છે, ત્યાં સુધી સાધુઓ અને શ્રાવકોના બીજાઓને મન દુષ્કર જણાતા આચારો પણ સુકરપણે પળાતા રહેવાના છે, એમાં સંદેહ નથી. આથી અશક્ય લાગતા આચારોનું પાલન સુશક્ય બનાવનાર કોઈ હોય તો તે સદ્‌વિચારો છે, તેથી તે વિચારોને પ્રગટાવનાર, પ્રચારનાર અને વંશપરંપરાએ સાચવી રાખનાર, એ જગત્‌ના મોટામાં મોટા ઉપકારક છે, એમાં પણ લેશ માત્ર સંદેહ નથી. અને એ બધું જ્યારે ઉપકારક લાગશે, ત્યારે તે આચારો અને વિચારોની લઘુતા કરવી કે કરાવવી તો દૂર રહી, પરન્તુ તેની ભારેમાં ભારે પ્રશંસા કરવાનું આપોઆપ મન થશે અને એ પ્રશં-

સાથી સ્વને ફાયદો થવાની સાથે અનેકાનેક અન્ય પણ યોગ્ય આત્માઓને અપૂર્વ ફાયદો થયા સિવાય રહેશે નહિ.

## સંસારની અસારતા રૂપ ઉત્તમ વિચાર

જૈનજગત્માં ફેલાયેલા આત્મોન્નતિસાધક ઉત્તમોત્તમ વિચારોમાં સૌથી પ્રથમ અને મૂખ્ય વિચાર એ છે કે-'આ ચતુર્ગતિ રૂપ સંસાર એ અસાર છે.' આ વિચારનાં મૂળીયાં એટલાં ઉંડાં પ્રસરેલાં છે કે-જૈનજગતના પ્રત્યેક ઉપદેશ, નિર્દેશ કે ક્રિયાકાંડમાં તેને મૂખ્ય સ્થાન મળેલું હોય છે અને જૈનજગતનું સર્વસ્વ તેનાથી જ વણાઈ ગયેલું હોય એમ લાગે છે. શ્રી જિનપૂજા કરતાં, શ્રી જિનની પ્રાર્થના કરતાં, શ્રી જિનનું વચન સાંભળતાં પણ તેજ એક સંસારની નિઃસારતા નીતરે છે: ગુરૂના ઉપદેશ, આદેશ કે આચારમાં પણ તે જ એક સંસારની નિર્ગુણતા પ્રગટે છે: શ્રાવકને યોગ્ય સ્વાધ્યાયાદિમાં પણ તેની જ એક છાયા પડેલી હોય છે: અને એટલા જ માટે શ્રી જૈનશાસન પ્રત્યે બેદીલી ફેલાવવા ઇચ્છનાર આત્માઓને, સૌથી પહેલો પ્રયત્ન, આ સંસારની નિઃસારતાને દર્શાવનાર તત્ત્વજ્ઞાન ઉપર ફટકો મારવા માટે કરવો પડે છે: કારણ કે-જ્યાં સુધી એ તત્ત્વજ્ઞાન પ્રત્યેની અખૂટ શ્રદ્ધા જૈન-જનતામાં રહેલી છે, ત્યાં સુધી તેને તેના માર્ગમાંથી ચલિત કરવી સર્વથા અશક્ય છે. પરન્તુ જેમ સૂર્યની સામે ધૂળ ઉડાડનાર કે કાદવની અંદર પત્થર ફેંકનાર પોતાની જાતને જ મલિન તથા હાંસીપાત્ર બનાવે છે, તેમ 'સંસારની નિઃસારતા' પ્રત્યે પણ રોષ યા વિરોધ દર્શાવનારની ગતિ પણ તેવી જ થાય છે. લાખ યોજનનો મેરૂ જો આડી આંગળી રાખવા

માત્રથી ઢંકાઈ શકતો હોય, અગર વર્તમાન વિજ્ઞાનના મતે પૃથ્વી કરતાં તેર લાખગુણો મોટો સૂર્ય આડો હાથ ધરવા-માત્રથી છૂપાઈ શકતો હોય, તો પણ ચતુર્ગતિ રૂપ સંસારની નિર્ગુણતા કે નિઃસારતા કલ્પનાશાસ્ત્રિઓની ક્રોડો દલીલોથી પણ ઢંકાઈ શકે તેમ નથી. પ્રત્યેક ગતિમાં જન્મ, જરા, મરણ, ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, ક્ષુધા, પિપાસા, રોગ આદિ સેંકડો ઉપ-દ્રવો મોઢું ફાડીને જગત્‌નું ગ્રસન કરી જવા માટે બેઠેલા જ હોય છે. તેના ત્રાસથી કોઈ પણ બચી શકતું નથી. રાજાથી કીટ સુધી સર્વ કોઇને તે સર્વના શરણે દીન બનીને ઝુકવું જ પડે છે.

અહીં અમે સંક્ષેપથી જ તેવા કેટલાક વિચારોનો સંગ્રહ ઉતારવા માંગીએ છીએ, કે જેના ઉપર જૈનજગત્ કે ઇતર જગત્‌ના પણ મધ્યસ્થ આત્માને અશ્રદ્ધા થવાનો એક લેશ પણ અવકાશ નથી, કિન્તુ એનું સતત્ અને શ્રદ્ધાપૂર્વકનું પરિ-શીલન જીવનને વિના પ્રયાસે અતિ શુદ્ધ કોટિમાં મૂકી શકે છે. માનસશાસ્ત્રના અભ્યાસિઓ આજે માનસિક પ્રયોગો દ્વારાએ મનુષ્યની ઉન્નતિ સાધવાના પ્રયાસો કરી રહેલ છે, તેવા અવસરે તેવા કોઇ પણ જાતિના આડંબર વિના, શ્રી જૈન-શાસન મનુષ્યજાતિની ઉન્નતિ થાય તેવા કેટલાયે ઉત્તમ વિચા-રોને આ જગત્‌માં ફેલાવવાનું કાર્ય અવિરતપણે કરી રહેલ છે, તે જાણીને કોઈ પણ સહૃદય આત્માનું હૃદય પુલકિત બન્યા સિવાય રહેશે નહિ.

લેખાંક ૧૪ મો :

## ઉત્તમ વિચારોને દર્શાવતાં વાક્યો

શ્રી જૈનશાસન કહે છે અને શ્રી જૈનજગત્ શ્રદ્ધાપૂર્વક સ્વીકારે છે કે–

આ જીવ અશુચિ અને બિભત્સ એવા ગર્ભાવાસમાં શુભાશુભ કર્મના પ્રભાવે અનંતી વાર રહેલો છે.

જીવની ઉત્પત્તિનાં સ્થાન ચોરાશી લાખ છે. તે ચોરાશી લાખ યોનિમાંની એક એક યોનિમાં એક એક જીવ અનંતી વાર ઉત્પન્ન થયો છે.

બહુ યોનિઓમાં નિવાસ કરતાં માતાપિતા અને સ્વજનો વડે આ લોક પૂરાયેલો છે. જીવને તે ત્રાણ કે શરણ રૂપ થઈ શકતાં નથી.

માતા સ્ત્રી બને છે અને સ્ત્રી માતા થાય છે. એ જ રીતે પિતા પુત્ર થાય છે અને પુત્ર પિતા થાય છે. કર્મવશ આત્માઓને ઉત્પન્ન થવા માટે આ સંસારમાં કોઇ પણ પ્રકારનો નિયમ નથી.

તેવી કોઈ જાતિ નથી, તેવી કોઇ યોનિ નથી, તેવું કોઈ સ્થાન નથી કે તેવું કોઈ કુળ નથી, કે જ્યાં સર્વ જીવો અનન્તી વાર જન્મ પામ્યા ન હોય કે મર્યા ન હોય.

લોકમાં વાલાગ્ર માત્ર તેવું સ્થાન નથી, કે જ્યાં જીવો અનેક વાર સુખ–દુઃખની પરંપરા પામ્યા ન હોય.

સંસારમાં જીવે સર્વ પ્રકારની ઋદ્ધિઓ અને સર્વ પ્રકારના સ્વજન–સંબંધોને અનેક વાર પ્રાપ્ત કર્યા છે.

જ્ઞાનાવરણીયાદિ કર્મને જીવ એકલો જ બાંધે છે અને તેના પરિણામે વધ, બંધન, તાડન, તર્જન, રોગ, જરા, મૃત્યુ આદિ પણ જન્માંતરોમાં એકલો જ સહન કરે છે. પોતાના કર્મે વડે પોતે જ ઠગાય છે.

આત્માનું હિત કે અહિત અન્ય કોઈ કરતું નથી. પોતે જ પોતાના કર્મથી ઉત્પન્ન થએલા સુખ–દુઃખને ભોગવે છે.

ઘણા આરંભથી ઉપાર્જન કરેલા ધન વિગેરેનો ઉપભોગ સ્વજનવર્ગ કરે છે, પરન્તુ તજ્જનિત પાપકર્મનો ઉપભોગ તો તેને જ કરવો પડે છે.

આ સંસારમાં જંતુઓ દુઃખો વડે જ પીસાય છે. પ્રાણિઓને પ્રથમ જન્મનું દુઃખ છે, પછી જરા યાને વૃદ્ધાવસ્થાનું દુઃખ છે, વચ્ચે રોગોનું દુઃખ છે અને અન્તે મૃત્યુનું અવશ્ય દુઃખ છે.

જ્યાં સુધી ઇન્દ્રિયોનું ક્ષીણપણું થયું નથી, જ્યાં સુધી જરા રાક્ષસી આવીને ઉભી રહી નથી, જ્યાં સુધી રોગોના વિકારો પ્રાદુર્ભાવ પામ્યા નથી અને જ્યાં સુધી મૃત્યુ નિકટ આવી પહોંચ્યું નથી, ત્યાં સુધી બને તેટલું આત્મહિત સાધી લેવું જોઇએ.

આગ લાગે ત્યારે કુવો ખોદાવો, એ જેમ અશકય છે તેમ મરણ પ્રાપ્ત થયે ધર્મ સધાવો એ પણ અશકય છે.

શરીરનું રૂપ અશાશ્વત છે, શરીરનું સુંદરપણું વિજળીના ઝબકારાની જેમ ચંચળ છે અને શરીરનું તારૂણ્ય એ સંધ્યાના રાગ સમાન ક્ષણરમણીય છે.

લક્ષ્મી હાથીના કાન સમાન અસ્થિર છે તથા વિષય-

સુખ ઇન્દ્રધનુષ્યની જેમ ક્ષણવિનાશી છે, તેથી તેનો વિશ્વાસ રાખવો અયોગ્ય છે.

સંધ્યાકાળે પક્ષિઓનો અને માર્ગમાં વટેમાર્ગુઓનો સમાગમ જેમ થોડા કાળ માટેનો છે, તેમ સ્વજનોનો સંગ પણ ક્ષણભંગુર છે.

પાછલી ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે આત્મા વિચારે કે-'આ શરીર રૂપી ઘર બળવા માંડે છે, છતાં હું સૂઈ કેમ રહું છું? શરીર રૂપી ઘરની સાથે બળતા એવા મારા આત્માની હું કેમ ઉપેક્ષા કરૂં છું? હું ધર્મરહિત બનીને મારા દિવસો ફોકટ કેમ ગુમાવું છું?'

જે જે રાત્રિદિવસ જાય છે તે પાછા આવતા નથી. અધર્મને આચરનાર આત્માઓના રાત્રિદિવસ નિષ્ફળ જાય છે, એટલું જ નહિ પરન્તુ હાનિકારક થાય છે.

જેને મૃત્યુની સાથે મિત્રતા હોય, જેનામાં મૃત્યુથી નાસી છૂટવાનું સામર્થ્ય હોય અથવા જે જાણતો હોય કે-'મારે મરવાનું છે જ નહિ'-તે જ પુરૂષ એમ કહી શકે કે-'હું ધર્મ આવતી કાલે કરીશ.'

જેમ સિંહ હરણીયાના બચ્ચાને ગરદનથી પકડી નાશ કરે છે, તેમ અંતકાળે મૃત્યુ પુરૂષને ગળેથી પકડી લઈ અવશ્ય નાશ કરે છે. તે વખતે તે પુરૂષનું તેનાં માતાપિતા કે ભ્રાતા રક્ષણ કરવા માટે જરા પણ સમર્થ થઈ શકતાં નથી.

જીવિત ડાભના અગ્રભાગ ઉપર રહેલા જલના બિન્દુ સમાન ચંચલ છે, સંપત્તિઓ સમુદ્રના તરંગ જેવી ચપળ છે અને સ્ત્રી આદિકનો સ્નેહ એ સ્વપ્ન સમાન મિથ્યા છે. એ

રીતે તે તે પદાર્થોનું અસ્થિરપણું જાણીને ધર્મ આચરવો એ જ સાર છે.

સંધ્યાના રંગ, પાણીના પરપોટા અને નદીના વેગ સમાન યૌવનને અને જીવિતને, અસ્થિર અને વિનશ્વર જાણવા છતાં, પાપી આત્મા પ્રતિબોધ પામતો નથી.

ભૂતને બલિદાન આપે તેમ યમરાજા પુત્રપુત્રીઓને અન્યત્ર, વહાલી સ્ત્રીને અન્યત્ર અને પરિવારને અન્યત્ર જૂદી જૂદી ગતિઓમાં ફેંકી દે છે.

નિગોદની અંદર આ જીવ અનન્ત સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્‌ગલ-પરાવર્તન કાળ સુધી તીક્ષ્ણ દુઃખોને સહન કરતો વસ્યો છે.

નિગોદમાંથી નીકળીને મનુષ્યભવ પામવો, એ જીવને અતીવ દુષ્કર છે અને તે મનુષ્યપણામાં ચિન્તામણિરત્નની પ્રાપ્તિની જેમ શ્રી જિનકથિત ધર્મને પામવો તો તેથી પણ મહા દુર્લભ છે.

શ્રી જિનકથિત ધર્મને પામ્યા પછી પણ પ્રમાદ આત્માને ભારે સતાવે છે અને ફેર ભવ રૂપી અંધકૂવામાં ફેંકી દે છે.

શ્રી જિનધર્મને પામ્યા પછી પણ જે આત્મા માત્ર પ્રમાદના દોષથી તેને આચરતો નથી, તે આત્મા પોતાનો જ વૈરી છે અને પરલોકમાં અનન્ત દુઃખને પામે છે.

પ્રમાદથી જેઓ શ્રી જિનધર્મને સંચિત કરતા નથી, તે આત્માઓ મરણ આવ્યે છતે રાંક પુરૂષની જેમ અત્યંત શોક કરે છે.

આ સંસારને ધિક્કાર છે, કે જ્યાં દેવતા મરીને એકેન્દ્રિય થાય છે તથા ચક્રવર્તી મરીને નરકોની જ્વાલામાં પટકાય છે.

સંસારમાં ભટકતાં આ આત્મા અનન્તી વાર પર્વતોમાં વસ્યો છે, પર્વતોની ગુફાઓમાં વસ્યો છે, સમુદ્રોમાં વસ્યો છે, સમુદ્રના મધ્યભાગોમાં વસ્યો છે અને વૃક્ષોની ટોચ ઉપર પણ વસ્યો છે.

આ સંસારમાં જીવ દેવ પણ થયો છે, નારકી પણ થયો છે, કીટ પણ થયો છે, પતંગ પણ થયો છે અને મનુષ્ય પણ થયો છે : મનુષ્યમાં પણ સુરૂપ પણ થયો છે અને કુરૂપ પણ થયો છે, સુખભાગી પણ થયો છે અને દુ:ખભાગી પણ થયો છે, રાજા પણ થયો છે અને રંક પણ થયો છે, વેદવિદ્ બ્રાહ્મણ પણ થયો છે અને ચંડાળ પણ થયો છે, સ્વામી પણ થયો છે અને દાસ પણ થયો છે, પૂજ્ય પણ થયો છે અને અપૂજ્ય પણ થયો છે, સજ્જન પણ થયો છે અને દુર્જન પણ થયો છે, ધનપતિ પણ થયો છે અને ધનહીન પણ બન્યો છે : પોતાના કર્મ મુજબ ચેષ્ટાઓને કરતો આ જીવ નટની જેમ અન્ય અન્ય રૂપ અને વેષને ધારણ કરતો વારંવાર ભટક્યો છે.

અશાતાથી વ્યાપ્ત એવી રત્નપ્રભાદિ સાતે નરકોમાં આ જીવ અનન્તી વાર અનેક પ્રકારની વેદનાઓને પામ્યો છે.

દેવપણામાં અને મનુષ્યપણામાં પરાધીનતાને પામેલા આ આત્માએ અનન્તી વાર બહુ પ્રકારનાં ભીષણ દુ:ખોને અનુભવ્યાં છે.

તિર્યંચગતિને પામીને આ આત્માએ અનન્તી વાર જન્મ-મરણ રૂપ અરહટ્ટમાં ભ્રમણ કર્યું છે અને અનેક પ્રકારની ભીષણ મહા વેદનાઓ સહી છે.

આ સંસાર રૂપી અટવીમાં શરીર અને મન સંબંધી જેટલાં દુ:ખો છે, તેને આ જીવે અનન્તી વાર સહ્યાં છે.

સંસારમાં અનન્તી વાર નરકાદિ ગતિઓમાં આ જીવને એટલી તૃષા સહન કરવી પડી છે, કે જેને શમાવવા માટે સર્વ ઉદધિઓનાં જલ પણ સમર્થ ન થાય. એ જ રીતે ક્ષુધા પણ અનન્તી વાર તેટલી સહન કરી છે, કે જે ક્ષુધાને શમાવવા માટે સર્વ પુદ્ગલસ્કંધ પણ અસમથ નિવડે.

એ રીતે સેંકડો જન્મ–મરણનાં પરાવર્તનો સહ્યા બાદ જ જીવને પોતાની ઈચ્છા પ્રમાણે કુશળતાને પમાડનારૂં મનુષ્ય-પણું પ્રાપ્ત થઈ શકે છે.

દશ દૃષ્ટાંતે દુર્લભ અને દુઃખે પ્રાપ્ત થઈ શકે તેવા તથા વિદ્યુલ્લતાની સમાન ચંચળ મનુષ્યપણાને પામીને જે આત્માઓ ધર્મને વિષે પ્રમાદ કરે છે, તે સત્પુરૂષો નથી કિન્તુ કાપુરૂષો છે.

સંસાર–સમુદ્રના કાંઠા રૂપ મનુષ્યજન્મ પ્રાપ્ત કર્યા છતાં પણ, જેઓ શ્રી જિનેન્દ્રકથિત ધર્મને કરતા નથી, તેઓ પણછ ત્રૂટી ગયેલા ધનુર્ધારી પુરૂષની જેમ પાછળથી મહા ખેદને પામે છે.

આ સંસારમાં શરીરાદિક જે બાહ્ય પદાર્થો દેખાય છે, તે સર્વ ઈન્દ્રજાળ સમાન છે : કારણ કે–એ સર્વને મૂકીને આ જીવને પરલોકમાં ચાલ્યા જવું પડે છે.

લોકમાં પિતા, પુત્ર, મિત્ર, ઘર અને ઘરણી (ગૃહિણી) સૌ પોતપોતાને સુખ કરવાના સ્વભાવવાળાં છે. તેઓની ખાતર કરેલાં પાપોનું પરિણામ, તિર્યંચ અને નરકગતિમાં અસંખ્ય દુઃખો સહન કરીને જીવને પોતાને જ ભોગવવું પડે છે. તે વખતે તેમાંનું કોઈ શરણ આપનાર થતું નથી.

સીંચાણો પક્ષી જેમ તેતર પક્ષીને મારે છે, તેમ આયુ-

ષ્યનો ક્ષય થયે, યમરાજા બાળક હો યા વૃદ્ધ હો, સર્વ કોઈ ને એક પલકમાં ઝડપી લે છે.

ત્રણે ભુવન યમરાજાને વશ થતું જોવા છતાં, જે આત્માઓને ધર્મ કરવાના પરિણામ નથી થતા, તે આત્માઓની ધિઠ્ઠાઈ (નિર્લજ્જતા)ને ધિક્કાર હો !

ચીકણાં કર્મોથી બંધાયેલા આત્માને હિતોપદેશ પણ મહા દોષ યા દ્વેષને કરનારો થાય છે.

અનન્ત દુઃખના કારણભૂત ધન-સ્વજનાદિક પદાર્થો અને તેનાં સાધનોને વિષે આત્માને મમતા થાય છે તથા અનન્ત સુખને આપનાર મોક્ષ કે તેનાં સાધનો પ્રત્યે તેવા પ્રકારનો આદર થતો નથી, તે જીવની બહુલકર્મિતાને સૂચવે છે.

તુચ્છ વસ્તુઓ પ્રત્યેના સ્નેહ રૂપી બન્ધનની બેડીથી બંધાયેલો આત્મા દુઃખસ્વરૂપ, દુઃખના ફળવાળો અને દુઃખની જ પરંપરાને આપનારો જે સંસાર, તેને છોડી શકતો નથી.

સંસાર રૂપી ઘોર કાનનને વિષે પોતે જ ઉપાર્જન કરેલાં કર્મો રૂપી પવનથી અથડાતો જીવ, વિવધ પ્રકારનાં દુઃસહ દુઃખો અને ઘોર વિટંબનાઓને સહે છે.

સંસાર રૂપ અટવીમાં આ જીવ પ્રત્યેક ઠેકાણે ધન અને સ્વજનોના સમૂહનો ત્યાગ કરીને, આકાશમાર્ગમાં પવનની પેઠે અદૃશ્ય રૂપવાળો થયો છતો, વારંવાર ભટકે છે.

ચાર ગતિ રૂપ સંસારમાં ભમતા જીવો જન્મ, જરા અને મરણ રૂપી તીક્ષ્ણ ભાલાઓએ કરીને વારંવાર વીંધાતા છતા રૌદ્ર દુઃખને અનુભવે છે, તો પણ અજ્ઞાન રૂપી સર્પથી ડસાયેલા તે આત્માઓ સંસાર રૂપી કેદખાનાથી કોઈ પણ વખત લેશ પણ ઉદ્વેગને ધારણ કરતા નથી.

પ્રાપ્ત થયેલા શ્રી જિનધર્મને જો પ્રમાદથી હારી જવામાં આવે, તો તે ફરી પામવો દુર્લભ છે.

સુખની વાંછાવાળો આત્મા પણ જો પ્રમાદનો ત્યાગ કરી ધર્મને ન કરે, તો દુ:ખે કરીને પણ સહન કરવાં કઠણુ એવાં નરકનાં દુ:ખોને અનન્તી વાર પ્રાપ્ત કરે છે, માટે મનુષ્યભવને અને શ્રી જિનધર્મને પ્રાપ્ત કરીને એક ક્ષણુ પણુ પ્રમાદ કરવો એ ઉચિત નથી.

અસ્થિર, મલિન અને પરાધીન એવા પણુ શરીર વડે સ્થિર, નિર્મળ અને સ્વાધીન એવો ધર્મ સાધી શકતો હોય, તો અન્ય કાર્યમાં પડવાથી શો ફાયદો છે?

મિથ્યાત્વમાં પ્રગટ અનન્તા દોષો દેખાય છે, પરન્તુ ગુણુનો તેમાં લેશ પણુ નથી: છતાં મોહે કરીને અંધ બનેલા આત્માઓ તે મિથ્યાત્વનું જ સેવન કરે છે. સમ્યક્ત્વમાં પ્રત્યક્ષ અનંત ગુણો દેખાય છે અને દોષનો લેશ પણુ જણુાતો નથી, તો પણુ અજ્ઞાનથી અંધ થયેલા જીવો શ્રી જિનેન્દ્રભાષિત સમ્યક્ત્વમૂલ ધર્મનું સેવન કદી પણુ કરતા નથી.

વિજ્ઞાન અને કળામાં કુશળ એવા આત્માઓ પણુ, સુખકારક અને સત્ય ધર્મની પરીક્ષા કરવા માટે, પોતાની વિદ્વત્તા અને કળાનો જો ઉપયોગ ન કરતા હોય, તો તેવા વિજ્ઞાનની અને કળાઓની કુશળતાઓ લેશ માત્ર પ્રશંસનીય નથી.

જીવોને શ્રી જિનધર્મ એ અપૂર્વ કલ્પવૃક્ષ છે: કારણુ કે– એના આરાધનથી આ લોકમાં શાન્તિ અને પરલોકમાં સ્વર્ગ અને અપવર્ગનાં સુખો રૂપી સ્વાદુ ફળોની પ્રાપ્તિ થાય છે.

શ્રી જિનકથિત ધર્મ એ સુબંધુ છે, સુમિત્ર છે અને પરમ

ગુરૂ છે. મોક્ષમાર્ગમાં પ્રવૃત આત્માને શ્રી જિનધર્મનું આરાધન, એ ઉત્તમ રથની ગરજ સારે છે.

મહા ભયંકર એવી ચાર ગતિમાં રહેલાં અનન્ત દુ:ખો રૂપી મોટા અગ્નિથી સળગી રહેલા આ સંસાર રૂપી કાનનમાં, શ્રી જિનવચનનું સેવન, એ અમૃતના કુંડની ગરજ સારે છે.

—આ જાતિનાં, બીજા પણ અનેક ઉત્તમ અને પ્રેરક વિચારોને દર્શાવનારાં વાક્યો અહીં ઉતારી શકાય છે, કે જેની છાયા જૈન કુળોનાં ઘરોની ભીંતોમાં પણ છવાયેલી હોય છે. અર્થાત્–જૈન કુળમાં જન્મેલા આત્માઓને વારસામાં જ આ વિચારો મળેલા હોવાથી, તેનું વારંવાર શ્રવણ આદિ પ્રાપ્ત થયા કરે છે. એના પ્રતાપે પુસ્તકો આદિનો અભ્યાસ નહિ કરનારા પણ તે કુળના પુણ્યવાન આત્માઓને, તે વિચારો ઉપર વિચાર કરવાની તક પ્રાપ્ત થાય છે: એવી તકો વારંવાર પ્રાપ્ત થતી હોવાથી, તે વિચારોની સત્યતાની તેમને છૂપી છૂપી પણ પ્રતીતિ થતી જાય છે: અને એ પ્રતીતિના બળે જ, અક્ષરજ્ઞાનિઓની અપેક્ષાએ એ અજ્ઞાન ગણાતી બાઈઓ વિગેરે પણ, પોતાના પરલોકનું હિત સમજીને ઘોર તપશ્ચરણ અને નિયમિત ક્રિયાકાંડોનું આચરણ કરી શકે છે. એમની એ આચરણા પાછળ શ્રદ્ધાનું બળ છે અને એ શ્રદ્ધાની પાછળ વારંવાર સંભળાતા અને વિચારાતા સુંદર વિચારો રૂપી સમ્યગ્જ્ઞાનનું બળ છે. એ રીતે જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રના સમ્યક્ સમાયોગથી તે આત્માઓ પણ મુક્તિપથમાં આગળ પ્રયાણ કરતા જાય છે.

* * *

## લેખાંક ૧૫ મો :

### અભક્ષ્યભક્ષણત્યાગ આદિથી થતા લાભો

આ વાત આટલા વિસ્તારથી જણાવવા પાછળ, અમારો હેતુ એક જ છે કે–'જેઓ આજે થોડી–ઘણી પણ પાલન થતી શ્રી જિનોપદિષ્ટ ધર્મક્રિયાઓનો અને વ્રતનિયમોનો, તેને અજ્ઞાન-કષ્ટ કહીને ઉપહાસ કરે છે કે અંધશ્રદ્ધા કહીને નિન્દે છે, તેઓમાં પણ જો કોઈ શુદ્ધ દૃષ્ટિવાળાઓ હોય, તો તેઓ પોતાની શુદ્ધ દૃષ્ટિથી આટલા વિવેચન પછી જોઈ શકશે કે–ઈતરજનો વડે પાલન થવા માટે સર્વથા અશક્ય જેવી ભાસતી સ્વાર્થત્યાગ અને આપભોગથી ભરપૂર, પરમ ત્યાગી અને પરમ આત્મભોગી શ્રી જિનેશ્વરદેવ અને ગણધરદેવો વડે પાલન કરાયેલી અને ઉપદેશાયેલી, ઉત્તમ પ્રકારની ક્રિયાઓનું આજે પણ શક્તિ અને ક્ષયોપશમાનુસાર જે પાલન થઇ રહ્યું છે, તે ઉપેક્ષા કરવા યોગ્ય નથી કે ઉપહાસપાત્ર નથી : કિન્તુ અતિશય આદરને યોગ્ય છે અને પ્રશંસાપાત્ર છે.' એવું પણ પાલન જો આજે જગતના ઈતર સમાજોમાં ચાલુ થઈ જાય, તો પણ અનેક પ્રકારનાં કષ્ટો અને ઉપાધિઓનો, બીજા કોઇ પણ જાતિના કષ્ટકારી પ્રયત્નો વિના જ અન્ત આવી જાય : જેમકે–અભક્ષ્યભક્ષણના ત્યાગથી અભક્ષ્યભક્ષણથી ઉત્પન્ન થનારા વ્યાધિઓ : બહુ આરંભ( પ્રાણિવધ )વાળા ધંધાઓના ત્યાગથી યુદ્ધ, બેકારી અને પરસ્પરની ઈર્ષ્યા : ચૌદ નિયમ આદિને નિયમિત ધારણ કરવાથી ખાવા–પીવા, પહેરવા–ઓઢવા અને હરવા–ફરવા આદિની નિરંકુશ પ્રવૃત્તિઓ ઉપર અંકુશ :

પરિગ્રહપરિમાણ અને અનર્થદંડવિરમણ આદિ વ્રતોથી અઘટિત લોભ અને તૃષ્ણા ઉપર જરૂરી નિયમન અને નાટક–ચેટક આદિ વિનાશક બદીઓનો સર્વથા અટકાવ : સામાયિક, પૌષધ આદિ સત્પ્રવૃત્તિઓથી અતિશય દુષ્કર એવા ત્યાગનો નિયમિત અભ્યાસ : શ્રી જિનપૂજા તથા સદ્ગુરૂના સત્કાર આદિથી કૃતજ્ઞતાગુણનું પાલન, પરમોચ્ચ કોટિના આદર્શનું સતત્ સેવન અને મળેલ સ્વદ્રવ્ય આદિનું ઉચિત માર્ગે યોજન : એ વિગેરે અપૂર્વ ફાયદાઓનું ગ્રહણ અને અનિષ્ટોનું નિવારણ થઈ શકે તેમ છે! એટલું જ નહિ, પણ એવાં સુવિશુદ્ધ આચરણોના સતત્ આસેવનથી દુ:ખી પ્રત્યેની દયા, દુષ્કર્મના યોગે અનાથ અને નિરાધાર અવસ્થાને પામેલા આત્માઓની સેવા, તેમનાં દુ:ખ દૂર કરવાની બુદ્ધિ, તે માટે જરૂરી ઔદાર્ય, ધૈર્ય આદિ સદ્ગુણોનું સહેલાઈથી આચરણ થઈ શકે છે.

## ધર્મ સેવનારાઓ ઉપરનો અઘટિત આક્ષેપ

આની સામે આજે એવી ફરીયાદ કરવામાં આવે છે કે–'જો તમે કહો છો તેવું જ હોય, તો તમોએ ગણાવેલા સઘળા આચારોનું પાલન કરનારા આત્માઓ પણ સંખ્યાબંધ એવા મળી શકે તેમ છે, કે જેઓ અનુકમ્પા વિનાના છે, પાપ કરતાં અચકાતા નથી અને અભક્ષ્યભક્ષણ આદિને આચરનારા કરતાં પણ અધમ કોટિની નિર્દયતા આદિને ધારણ કરનારા હોય છે.'

આ જાતિનો આક્ષેપ શ્રી જિનકથિત ધર્મનું આસેવન કરનારાઓ ઉપર જ્યારે કરવામાં આવે છે, ત્યારે તેમાં તથ્ય શું છે, એ આપણે શોધવું જ જોઇએ : અને એની શોધ

કરવા માટે થોડો પણ પ્રયત્ન કરીશું, તો એ આક્ષેપ પાછળ રહેલી પોકળતા આપોઆપ ખૂલ્લી થઈ જશે : એટલું જ નાહિ, પણ એવો આક્ષેપ ઉભો કરનાર આત્માઓની અધમ વૃત્તિનો પણ ખ્યાલ આવી જશે.

આપણે ઉપર જે વાત કરી છે, તે તમામ જગત્‌ને નજર સન્મુખ રાખીને કરી છે અને એ દૃષ્ટિ રાખીને જ જો વિચાર કરવામાં આવશે, તો સમજાશે કે–જે જૈન કુળોમાં આજે પોતાના કુળને છાજતા આચાર–વિચારોનું સંરક્ષણ થઈ રહ્યું છે, તે કુળોમાં કહેવામાં આવે છે તેવી કોઈ પણ અધમતા હજુ સુધી પ્રવેશી શકી નથી : બલ્કે એની ઉત્તમતા આગળ દુનિયાના સભ્યમાં સભ્ય ગણાતા માણુસોને પણ ઝાંખા પડવું પડે તેમ છે. એના પ્રત્યક્ષ પુરાવા માટે અહીં માત્ર બે જ વસ્તુનો આપણે વિચાર કરવો છે. એક 'જીવદયા' અને બીજી 'પાપનો પશ્ચાતાપ.' ધંધાની અનીતિઓને આગળ કરી, આજે જેઓ ધર્માચરણ કરનાર જૈનો ઉપર નિર્દયતાનો આરોપ કરે છે, તેઓ ધર્માચરણ પ્રત્યેના પોતાના દ્વેષમાં એ ભૂલી જાય છે કે–' ધંધાની અનીતિ એ ગમે તેટલી આકરી હોય, તો પણ નિરપરાધી પ્રાણિઓના પ્રાણનો નાશ કરવા જેટલી ક્રૂર નથી.' અનીતિથી પરનું ધન હરણ કરનારો, પરના પ્રાણનું હરણ કરવા કરતાં પણ મોટું પાપ કરે છે,–એમ શ્રી જૈન શાસ્ત્રકારો પણ કહે છે : પરન્તુ તે વચન આપેક્ષિક છે. અર્થાત્ એક અપેક્ષાએ જ કહેવાયેલું છે અને તે અપેક્ષા એ છે કે–પરનું ધન હરણ કરવાથી, પરંપરાએ તે ધર્મ–કર્મથી રહિત બનીને, આ લોક તથા પરલોક ઉભયથી ભ્રષ્ટ થાય છે : એટલું જ નહિ, પણ ધનના અભાવે તેના કુટુમ્બિઓ પણ સીદાય છે,

તેથી તે બધાંને દુ:ખી કર્યાનું ફળ અનીતિ આચરનારને મળે છે આ અપેક્ષાએ અનીતિ એ પ્રાણવધ કરતાં પણ દુષ્ટ મનાએલી છે. પરંતુ પ્રાણવધમાં પણ એ સઘળી અપત્તિઓ રહેલી જ છે. દાખલા તરીકે–એક આત્માના પ્રાણનો નાશ કરવાથી પણ, તે આત્મા અસમાધિમરણ પ્રાપ્ત થવાથી દુર્ગતિમાં જાય છે અને તેના આધારે જીવતું કુટુમ્બ પણ તેના અભાવે સીદાય છે. જ્યારે અનીતિ કરતાં પ્રાણવધમાં એ વિશેષતા છે કે–અનીતિથી ધન લૂંટનારો આત્મા સામા આત્માના માત્ર ધનનું હરણ કરતો હોવાથી, તેના ઉપર આવેલું દુ:ખ એ બીજા દયાળુ આત્માઓથી ટાળી શકાય એવું છે. અર્થાત્ દયાળુ આત્માઓ તેને એ આપત્તિમાંથી ઉગારવા ધારે તો ઉગારી શકે તેમ છે, જ્યારે પ્રાણહરણ થયા પછી ગમે તેવા દયાળુ આત્મા વડે પણ પ્રાણનું પ્રદાન થઈ શકતું નથી. અર્થાત્ તે આત્માના ગયેલા પ્રાણ પાછા મેળવી આપી શકાતા નથી, તેથી તેના યોગે આવેલી આપત્તિનું નિવારણ અશક્યપરિહાર બની જાય છે: અને એવી અશક્યપરિહાર આપત્તિ અનીતિથી ઉભી થતી શક્યપરિહાર આપત્તિથી ઉતરતી કોટિની જ રહેવાની છે. અને એ જ કારણે અન્ય વ્રતો એ અહિંસા રૂપી ધર્મક્ષેત્રની વાડ માત્ર તરીકે વર્ણવાયેલાં છે. વાડની કિંમત પણ ક્ષેત્રની કિંમત છે, તો જ છે: તેમ સત્ય, અચૌર્યાદિ વ્રતોની કિંમત અહિંસા એ ધર્મ રૂપ છે તો જ છે. એ અહિંસાધર્મનું પોતાની પ્રત્યેક પ્રવૃત્તિઓમાં છડેચોક ખૂન કરનાર આત્મા, લૌકિક સ્વાર્થ આદિના કારણે નીતિનું પાલન કરવા માત્રથી, અહિંસા-ધર્મના સંરક્ષણ ખાતર પ્રત્યેક પ્રવૃત્તિમાં સાવધ રહેનાર આત્મા

કરતાં કદી પણ ઉંચો બની શકતો નથી. એ જ રીતે સ્વાર્થ આદિના કારણે નીતિનું પાલન નહિ કરનારો આત્મા, અહિંસા-ધર્મના પાલનની ખાતર જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં નિરપરાધી કીટના પણ પ્રાણનો નાશ ન થઇ જાઓ, એની સાવધગીરી રાખનારો છે, તો તે પિંડપોષણ યા સ્વાદાદિના કારણે યાવત્ પંચેન્દ્રિય જીવોના વધને આચરનાર કે તેની ઉપેક્ષા કરનાર આત્મા કરતાં ઘણો ચઢીયાતો છે. થોડા કાળનું મનુષ્યજીવન નિભાવવાની ખાતર જેઓ પંચેન્દ્રિય પ્રાણિઓનો વધ આચરે છે કે તેવા વધથી તૈયાર થયેલી વસ્તુઓને કોઇ પણ જાતિની કંપારી વિના પોતાના પેટમાં નાંખે છે, તે આત્માઓ, નિરવદ્ય જીવન જીવનાર અને યાવત્ એકેન્દ્રિય જીવોની પણ નિરર્થક હત્યાથી ઉગરવાની અભિલાષા સેવનાર દયાવૃત્તિથી છલોછલ ભરેલા આત્માઓની, બરોબરી કરવા માગે અગર બીજાઓ તેઓને સાક્ષાત્ દયામય જીવન જીવનાર આત્માઓથી પણ ઉંચે ચઢાવવા ઇચ્છે, તો તેઓની તે અભિ-લાષા અતિશય અજ્ઞાનતા કે ધર્મદ્વેષથી ભરેલી છે, એમ કહ્યા સિવાય કોઇને પણ ચાલે તેમ નથી. અનીતિમાં દયાનું ખૂન છે, પણ તેના એક અંશ માત્રનું : જ્યારે પ્રાણવધમાં દયાના સર્વ અંશોનું ખૂન છે. તેમાં પણ વનસ્પતિ આદિ આહારની સુલ-ભતાના આ જમાનામાં ઇરાદાપૂર્વક અને કંપારી પણ લાવ્યા વિના જેઓ માંસાહારાદિનું ભક્ષણ કરે છે, તેઓમાં વાસ્તવિક દયાનો એક છાંટો પણ નથી. તેઓની ગતિ નરક સિવાય બીજી સંભવિત નથી. એવા નિશ્ચિત નરકગામી આત્માઓની જોડે, જેઓ એકાદ યા પાંચ પંદર માણસની ધન વિષયક અનીતિને આગળ કરી, શુદ્ધ દયામય જીવન જીવનારાઓને

નિન્દવાનો પ્રયાસ કરે છે, તે આત્માઓ શુભ વૃત્તિથી પ્રેરાએલા છે, એમ માનવું કે મનાવવું તે સર્વથા અનુચિત છે.

અને એ પાંચ, પંદર અગર તેથી પણ અધિક માણસોની ધન વિષયક અનીતિની પાછળ તેમનામાં રહેલા ભવભય આદિકના કારણે પશ્ચાત્તાપનું માપ કાઢવામાં આવે, તો તેને પણ અઘટિત રીતિએ નિન્દી શકાય તેમ નથી. એ અનીતિ પણ અટકાવવા લાયક અવશ્ય છે, એથી પણ અજ્ઞાન આત્માઓ તરફથી ધર્મની ભારે લઘુતા થવા સંભવ છે તથા એ અનીતિ આચરનારાઓના પરિણામ પણ દિવસે દિવસે અધિક નિષ્ઠુર બનનાર છે, તો પણ અમૂક જ માણસોની એ ધન વિષયક અનીતિને આગળ કરી, આત્માની ઉન્નતિમાં અપૂર્વ સહાયક બીજી અનેક પ્રકારની ધર્મક્રિયાઓની અવગણના કરવામાં આવે, ત્યારે તે કાર્ય અવશ્ય અતિ અધમ કોટિનું બની જાય છે. ધન વિષયક અનીતિ એ બૂરી ચીજ છે, પણ એનાથી પણ અતિશય બૂરી ચીજ સ્વાર્થ, સ્વાદ યા બીજા કોઈ પણ કારણે પંચેન્દ્રિય પ્રાણિઓનો વધ આદિ ક્રિયાઓ છે. એ પંચેન્દ્રિયવધથી સર્વથા વિરામ પામેલા, એટલું જ નહિ પણ બેઈન્દ્રિય (કીટ) આદિ ત્રસ જીવોની પણ સર્વકાળ રક્ષા કરનારા તથા એકેન્દ્રિય પ્રાણિઓના વધથી પણ બચાય તેટલું બચવા પ્રયત્નશીલ રહેનારા ઉત્તમ આત્માઓની સઘળી ઉત્તમતાનો દ્રોહ કરી, નરકગામી આત્માઓથી પણ તેમને નીચા ચીતરવા પ્રયાસ કરવો, એ સર્વથા અઘટિત છે.

## માંસાહારી નરકે જ જાય ?

અહીં એ શંકા થશે કે-'શું બધા માંસાહારી મરીને નરકે જ જશે ?' એનો જવાબ એ છે કે-' બધા માંસાહારી

મરીને સીધા નરકે જાય યા ન પણ જાય. તેનું કારણ જન્માંતરના આયુષ્યના બંધ ઉપર આધાર રાખે છે: અને એ આયુષ્યનો બંધ આખા ભવમાં એક જ વાર થાય છે. એ બંધ વખતે કોઈ માંસાહારીના પણ સારા પરિણામ હોઈ શકે છે, તેથી તે સીધું નરકગતિનું આયુષ્ય ન પણ બાંધે, પરન્તુ એટલી વાત ચોક્કસ છે કે-તેણે જીવનમાં જેટલા પંચેન્દ્રિયવધ આદર્યા હશે અને માંસાહાર આદિ વડે પિંડનું પોષણ કર્યું હશે, તેને અંગે બંધાયેલ કર્મ કે જે નરકગતિ આદિ દેનાર સિવાય બીજું હોઈ શકતું નથી, તેને ત્યારપછીના જન્મોમાં પણ અવશ્ય ભોગવવું પડશે. (જો શુભ અધ્યવસાયાદિના બળે તેને ખપાવ્યું ન હોય તો.) અર્થાત્ નરકગતિ પ્રાયોગ્ય કર્મ બાંધવાનો હેતુ જે પંચેન્દ્રિયવધ કહ્યો છે, તે પોતાનું કાર્ય કરે જ છે. પછી તે ફળનો ભોગવટો અનન્તર જન્મમાં થાઓ કે પરંપર જન્મમાં થાઓ અથવા શુભ અધ્યવસાયાદિના બળે ખપી પણ જાઓ. જો કે-પંચેન્દ્રિયવધ આદિ આચરનારને તેવી જાતિના શુભ અધ્યવસાયાદિની પ્રાપ્તિ દુ:શક્ય છે. સારી ભવિતવ્યતા આદિ કારણોનો યોગ મળે તો જ તેવા આત્માઓને શુભ અધ્યવસાયાદિની પ્રાપ્તિ થાય છે, જ્યારે પંચેંદ્રિયવધને પ્રાણાંતે પણ નહિ આચરનારા આત્માઓને સહજ નિમિત્તોમાં શુભ અધ્યવસાયાદિની પ્રાપ્તિ થઈ શકે છે.

## લૌકિક સ્વાર્થ માટેનું નીતિપાલન ધર્મ નથી

પંચેન્દ્રિયવધ, એ સાક્ષાત્ રૌદ્ર પરિણામનો જનક છે, જ્યારે અનીતિ આદિ માયાસ્વરૂપ હોવાથી તેને આર્ત્તધ્યાનનાં કારણો માનેલાં છે. જો કે-એનું સતત સેવન પરિણામે રૌદ્ર

અધ્યવસાયને લાવનાર હોવાથી, તે પણ રૌદ્રધ્યાનની જેમ સર્વથા ત્યાજ્ય છે, પરન્તુ એ વાતને આગળ કરી,–'પંચેન્દ્રિય-વધ આદિને નહિ આચરનારા કરતાં પણ તેને આચરનારા સારા છે.'–એમ કહેવું લેશ પણ વ્યાજબી નથી. જેઓ અનીતિ આદિને પાપ માને છે, તેઓએ તો પંચેન્દ્રિયવધ આદિને એથી પણ ઘોર પાપ માનવું જ જોઈએ. અર્થાત્ અનીતિને પાપ માનીને તેને તજનારો, પંચેન્દ્રિયવધાદિ દુષ્ટ ક્રિયાઓને તો આચરી શકે જ નહિ. છતાં જેઓ પંચેન્દ્રિયવધને છોડવા કે તેને પાપ પણ માનવા તૈયાર ન હોય, તે આત્માઓ અનીતિ ન પણ આચરતા હોય, તો તેની પાછળ તેઓનો કોઈ પણ લૌકિક હેતુ રહેલો છે: અને એ હેતુ ઐહલૌકિક સ્વાર્થની સિદ્ધિ સિવાય બીજો કોઈ છે નહિ. નીતિનું પાલન કરવા છતાં અને અનીતિનું આચરણ નહિ કરવા છતાં પણ જો તેઓને ક્વચિત્ પોતાના ઐહલૌકિક સ્વાર્થની સિદ્ધિ થતી માલૂમ પડી, તો તે જ ક્ષણે નીતિને લાત મારતાં અને અનીતિના માર્ગને સ્વીકારી લેતાં, તેઓ કદી અચકા-વાના નથી અને અનુભવ પણ એમ જ કહે છે. તેથી તેવા આત્માઓ, કે જે ઐહલૌકિક ઇરાદે નીતિનું પાલન કર-નારા છે, તેમની ધર્મના નામે પ્રશંસા કરવી, એ વાસ્તવિક ધર્મના નાશનો જ પરમ ઉપાય છે. વાસ્તવિક ધર્મ પાપના પરિત્યાગમાંથી જન્મે છે અને એ પરિત્યાગ ન થઇ શકે ત્યાં સુધી તેના પશ્ચાત્તાપમાં રહેલો છે. જ્યાં પાપનો પાપ માનીને પરિત્યાગ પણ નથી અને પશ્ચાત્તાપ પણ નથી, ત્યાં ધર્મની મહોરછાપ મારવા તૈયાર થઈ જવું, એ વાસ્તવિક ધર્મની પીછાનના અભાવનું લક્ષણ છે અથવા ધર્મ માત્રનો

નાશ કરવાનું પગલું છે. એટલા જ માટે પાપનો સર્વથા પરિત્યાગ એ શ્રેષ્ઠ જીવન છે: અને એ ન થાય ત્યાં સુધી એને જ એક આદર્શ માનીને શકય તેટલો પાપપરિત્યાગ કરવો, અશકય માટે શ્રદ્ધા ધારણ કરવી અને થઈ રહેલા પાપના સતત્ પશ્ચાત્તાપ પૂર્વક જીવન ગુજારવું, અર્થાત્ તેનાથી પણ છૂટવા નિરન્તર અભિલાષા રાખ્યા કરવી, એ જ ધર્મી જીવન જીવવાનો ઉપાય છે. એવું જીવન જીવનાર જ ધર્મી બની શકે છે. એમાંની એક પણ વાત જેઓના જીવનમાં નથી, તેવાઓને ઉંચી કક્ષામાં મૂકવાનું તેઓને જ મન થાય, કે જેઓને ધર્મ પ્રત્યે લેશ પણ આદર નથી બલ્કે દ્વેષ છે. ધર્મ-દ્વેષ, એ એક એવી ચીજ છે કે–તે આત્માને ધર્મ, તેનાં સાધન કે તેના સાધક, એકેયના ઉપર પ્રેમ થવા દે નહિ. અન્યથા, જીવરક્ષા અને પાપના પશ્ચાત્તાપથી ભરપૂર જીવન જીવનાર આત્માઓ પ્રત્યે ઉચ્ચ કોટિનો સદ્‌ભાવ પેદા થયા સિવાય રહેત જ નહિ. પરન્તુ જ્યારે તેવા આત્માઓ પ્રત્યે સદ્‌ભાવને બદલે દુર્ભાવ અને તેથી વિપરીત કોટિના આત્માઓ પ્રત્યે દુર્ભાવને બદલે સદ્‌ભાવ દેખાતો હોય, ત્યારે માનવું જ રહ્યું કે–બહારથી નીતિ અને ધર્મની વાતો કરવા છતાં પણ, અંદરથી તેવા આત્માઓ નીતિ અને ધર્મની વાસનાથી સર્વથા શૂન્ય છે.

  

લેખાંક ૧૬ મો :

## દંભના મૂળ રૂપ અશ્રદ્ધાનો જ નાશ કરો

હવે એક વાતનો ખૂલાસો કરવાનો રહે છે અને તે એ છે કે-"જીવદયાના ઉત્તમ આચારોને પાળનારા અને-'અમને પાપનો પશ્ચાત્તાપ છે'-એમ કહેનારા અથવા નિરન્તર પાપની માફી માગવાની ક્રિયાઓ કરનારા પણ કેટલીક વાર બીજાઓ કરતાં અધમ કોટિના દેખાય છે, તેનું કેમ ?" આનો જવાબ અમારા ઉપર્યુક્ત વિવેચનમાંથી મળી રહે છે, તો પણ એટલું વિશેષ જણાવવું અહીં જરૂરી છે કે-જીવદયાના આચારો પાળનારા અને નિરન્તર પાપની માફી માગવાની ક્રિયા કરનારા બીજાઓ કરતાં નીચી કોટિના હોય છે, એમ માનવું એ જ સર્વથા ભૂલભરેલું છે. એક વખત દોષદૃષ્ટિનો ત્યાગ કરી દઈ, થોડી પણ ગુણગ્રાહી દૃષ્ટિનું અવલંબન લઈ, તેવા આત્માઓના જીવનની બીજા આત્માઓના જીવનની સાથે સરખામણી કરી લેવા જેવી છે. એ રીતે મધ્યસ્થ ભાવથી જો ઉભયને સરખાવી જોવામાં આવશે, તો જીવદયાના આચારો પાળનારા અને નહિ પાળનારા, તથા પાપનો પશ્ચાત્તાપ ધારણ કરનારા અને નહિ કરનારા, એ ઉભય પ્રકારના આત્માઓ વચ્ચે રહેલું આસમાન-જમીન જેટલું અન્તર સ્પષ્ટ તરી આવશે. જો કે-આજે અશ્રદ્ધાનું વાતાવરણ વધ્યું છે અને તેની છાયા કહેવાતા ધર્મી આત્માઓ ઉપર પણ વ્યક્ત કે અવ્યક્ત રીતે પડી છે, તેથી તેમનામાં પણ દાંભિકતા પ્રવેશ પામી હોય તો ના કહી શકાય તેમ નથી, પણ તેનો દોષ અશ્રદ્ધાનું

વાતાવરણુ ફેલાવનારાઓ ઉપર છે, નહિ કે-ધર્મક્રિયાઓ, તેના આચરનારાઓ કે ઉપદેશ દેનારાઓ ઉપર. ધર્મને આચરનાર આત્માઓમાં દાંભિકતા પ્રવેશ પામે, એ ઘણી જ અનિષ્ટ વસ્તુ છે. કેટલીક વખત દાંભિકપણે ધર્મને આચરનારાઓ કરતાં નહિ આચરનારાઓ સારા, એમ કહેવાનું મન થઈ જાય છે: કારણુ કે-દાંભિકપણે ધર્મને આચરનારા સ્વયં કોઈ લાભ પામતા નથી અને બીજાઓને ધર્મ પ્રત્યે અનાદરબુદ્ધિવાળા બનાવે છે, જેનું પરિણામ શાસનના ઉડ્ડાહમાં આવે છે. શાસનનો ઉડ્ડાહ કરનાર અને કરાવનાર ઘણું નીચ પાપકર્મ ઉપાર્જન કરે છે: જેના પરિણામે આત્મા યાવત્ અનંત સંસાર પરિભ્રમણુને ખરીદે છે. એ અપેક્ષાએ ધર્મમાં દાંભિકતા પ્રવેશ ન પામી જાય, તેની ખૂબ સંભાળ રાખવાની આવશ્યકતા છે: પરન્તુ એ દામ્ભિકતા શાથી પેદા થાય છે, તે સમજવા જેવું છે. અશ્રદ્ધા, એ દામ્ભિકતાને પેદા કરવાનું બીજ છે. જે ધર્મક્રિયા પોતે કરે છે, તેના ફળ પ્રત્યે શ્રદ્ધાનો અભાવ, એ જ દામ્ભિકતાની જનેતા છે. ફળની શ્રદ્ધા નહિ હોવા છતાં એ ધર્મક્રિયાને આચરે છે, એનું કારણુ ધર્મની મહત્તા છે. ધર્મ એક એવી ચીજ છે કે-તે સર્વ ક્ષેત્ર અને સર્વ કાળમાં બીજી બધી વસ્તુઓ કરતાં કિંમતી જ રહેવાની છે. એ કારણે ધર્મ નહિ આચરનારા પણુ-'અમે અધર્મી છીએ.'-એમ કહેવડાવવા તૈયાર નથી. એ પણુ પોતે ધર્મી હોવાનો જ દાવો કરે છે. અર્થાત્-ધર્મનો આશ્રય સર્વને પ્રિય છે, એ જ એમ બતાવે છે કે-ધર્મને માનનાર કે નહિ માનનાર, સૌ કોઈ ધર્મની કિંમત બીજી બધી વસ્તુઓ કરતાં અધિક આંકે જ છે અને એથી ધર્મના આશ્રયે જનાર બીજાઓ કરતાં શ્રેષ્ઠ મનાય જ છે:

એ કારણે ધર્મક્રિયાઓના ફળ પ્રત્યે લેશ માત્ર શ્રદ્ધા નહિ ધરાવનાર વર્ગ પણ ઘણી વખત ધર્મક્રિયાઓને આચરે છે અને એ દ્વારા જગત્‌માં પોતે પૂજનીય છે એમ મનાવવા પ્રયત્ન કરે છે: પરન્તુ એનું એ આચરણ કેવળ ઢોંગ રૂપ હોવાથી, લોકો જ્યારે તેના એ ઢોંગને કળી જાય છે, ત્યારે તે વ્યક્તિ (ના ઢોંગ) તરફ દુર્ભાવવાળું બનવાને બદલે જગત્ ધર્મ પ્રત્યે જ દુર્ભાવવાળું બને છે. અર્થાત્ ધર્મને બીનજરૂરી અને અનર્થકર માનવા લાગે છે. વસ્તુતઃ ધર્મ એ બીનજરૂરી કે અનર્થકર નથી, કિન્તુ જરૂરી અને ફાયદાકારક છે. તેની અંદર પ્રવેશ પામતો ઢોંગ એ જ બીનજરૂરી અને અનર્થકર છે અને એ ઢોંગ અતિશય કિંમતી એવા ધર્મ પ્રત્યેની અશ્રદ્ધામાંથી જન્મે છે, તેથી એ અશ્રદ્ધાનો જ નાશ કરવા માટે પુરૂષાર્થ ફોરવવા તત્પર બનવું જોઇએ.

## ઉન્નત વિચારોની છાયા

કિંમતી વસ્તુ ઉપર પણ અકિંમતીપણાની બુદ્ધિ હોય છે, ત્યાં સુધી તેના પ્રત્યે સદ્‌ભાવ જાગી શકતો નથી. દાખલા તરીકે સોના ઉપર પણ પીત્તળપણાની બુદ્ધિ હોય છે, તો ત્યાં સુધી તેના પ્રત્યે સોના જેટલો આદર જાગી શકતો નથી. એ જ રીતે ધર્મ ઉપર પણ શ્રદ્ધાની બુદ્ધિ જાગતી નથી, ત્યાં સુધી ધર્મક્રિયાઓ કરવા છતાં પણ, તેના પ્રત્યે હાર્દિક આદર પ્રગટી શકતો નથી. પરન્તુ તેનો અર્થ એ થતો નથી કે તે ધર્મક્રિયાઓ આચરવા લાયક નથી કે આદર ન થાય ત્યાં સુધી છોડી દેવા લાયક છે. આદર ન થાય ત્યાં સુધી પણ ધર્મ ક્રિયાઓ તો અવશ્ય આરાધન કરવા યોગ્ય છે. માત્ર આદર

નહિ થવા દેવામાં અંતરાયભૂત થનાર અશ્રદ્ધાને દૂર કરવાની જરૂર છે. બધાનો મથિતાર્થ એ છે કે–ધર્મક્રિયા કરનારમાં પણુ દંભ પ્રવેશ પામતો હોય, તો તેનું કારણુ ધર્મક્રિયાઓનું આચરણુ નથી, પણુ ધર્મક્રિયાઓના ફળ પ્રત્યે અશ્રદ્ધા પેદા કરાવનાર વાતાવરણુ છે. એ વાતાવરણુને પેદા કરાવનાર કોણુ છે, એના મૂળ સુધી જો પહોંચવામાં આવશે, તો એ વાત સ્પષ્ટ થઇ જશે કે–મોટે ભાગે ધર્મદ્વેષી વર્ગ તરફના પ્રચાર-કાર્યનું એ ફળ છે. શ્રી જૈનશાસને સ્પષ્ટપણે દર્શાવેલા વિચારો, કે જેનું આછું દર્શન અમે ઉપર જરા વિગતથી કરાવી ગયા છીએ, તે એટલા બધા સત્ય અને નક્કર હકીકતોથી ભરેલા છે કે–તેના પ્રત્યે અવિશ્વાસ થવાનાં કારણો બહુ ઓછાં છે. અમે ન ભૂલતા હોઈએ, તો જૈન કુળોમાં તે વિચારોનું વાતા-વરણુ, કોઈ પણુ પ્રકારની પંડિતાઇના આડંબર વિના ચારે બાજુ ગુંજી રહ્યું હોય છે. જો કે–પાશ્ચાત્ય શિક્ષણુના વધુ પડતા પ્રચારથી, આજે એ વિચારોની અસર જૈન કુળોમાં પણુ ભૂંસાતી જાય છે, તો પણુ હજુ ઈતર કુળોની અપેક્ષાએ જૈન કુળોમાં ઉપર્યુક્ત વિચારો બહુ પ્રમાણુમાં પોતાની છાયા નાખી રહ્યા છે. છેલ્લાં દશ વીસ વર્ષોમાં સ્થિતિ ઘણી બગડી છે, તો પણુ જેઓ ધર્માચરણુ ચાલુ રાખી રહ્યા છે તથા જૈન કુળના આચારોને મક્કમપણે આજે પણુ પાળી રહ્યા છે, તેઓના ઉપર તો શ્રી જૈનશાસને દર્શાવેલા આત્મોન્નતિસાધક ઉન્નત વિચારોની છાયા જબ્બર પડેલી હોય છે. અગર જો એ છાયા ન હોય, તો આટલા મોહક કાળમાં આટલી કડક ધર્મક્રિયા-ઓનું આચરણુ સુશકય રહ્યું ન હોત. આજના અહિંસક કહેવાતા રાજદ્વારી રણુસંગ્રામને ઉદ્દેશીને એક પત્રકાર લખે છે કે–

"આ સ્થિતિ કાંઈ એકાએક ઉદ્દભવી છે અથવા તો એ પાછળ દેખાદેખી છે, એમ માનવાની જરૂર નથી. લાઠી ખાવામાં, દુઃખો સહન કરવામાં અથવા તો શીરનાં સાટાં કે કાયાનાં બળીદાન ધરવામાં લુખી કે ઉપરછલ્લી દોરવણી કામ લાગતી જ નથી. એમાં બીજાના નાદે દોડાતું પણ નથી. એ પાછળ તો બળતાં હૃદયોની જરૂર છે. બારીકાઈથી વિચાર કરીશું તો જણાશે કે આજનું વાતાવરણ ધીમે ધીમે સરજાતું આવ્યું છે. એ પાછળ સંખ્યાબંધ વર્ષોનાં વહાણાં વીતી ગયાં છે. એમાં કેટલોયે દારૂણ અને દીલ ઓગળાવે એવો ઈતિહાસ ભરેલો છે." વિગેરે વિગેરે......'

તેમ આપણે પણ કહી શકીએ છીએ કે-ઇન્દ્રિયોના ભોગો તજવામાં, જીવનપર્યંત કડક નિયમોનું પાલન કરવામાં, ઘોર તપશ્ચરણ આચરવામાં, દિવસો સુધી લુખ્ખું ખાવામાં, મળેલા અન્નપાનનો દિવસો સુધી સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરવામાં, સંયમના કડકમાં કડક નિયમ પાળવામાં, તે ખાતર સ્ત્રીપુત્ર-પરિવાર આદિના સંસર્ગને તજવામાં, લુખ્ખી કે ઉપરછલ્લી દોરવણી કામ આવતી નથી. એમાં બીજાના નાદે દોડાતું પણ નથી. એ પાછળ તો આત્મચિન્તાથી બળતાં હૃદયોની જરૂર છે. આત્મચિન્તા પેદા થવા માટે સ્વવિચારણાની આવશ્યકતા છે. સ્વવિચારણા માટે બીજાઓની દોરવણી કામ આવતી નથી, કિન્તુ સત્ય વિચારોનું કથન કરનારા અનન્તજ્ઞાની મહા-પુરૂષોનાં વચનોની દોરવણીની આવશ્યકતા છે. શ્રી જૈનશાસન જે વિચારો દર્શાવે છે, તે કાંઈ આજકાલ કોઇએ ઉપજાવી કાઢેલા નથી. એની પાછળ તો જુગજૂનો ઇતિહાસ છે. એ વિચારો પાછળ લાખ્ખો સત્પુરૂષોનાં આત્મબલિદાનો છે. હજારો ભવોના આત્મમન્થન પછી પ્રાપ્ત થયેલી વિશુદ્ધ દૃષ્ટિમાંથી એ વિચારોનો ઝરો વહ્યો છે. એનું સમર્થન કરનારા સત્પુરૂ-

ષોની સંખ્યા નથી. એ વિચારોને દર્શાવનાર એક એકવચનના અવલંબનથી, અનન્તાનન્ત આત્માઓની મુક્તિ આજ સુધી થયેલી છે. એ સઘળા વિચારોના ગુંજારવ રૂપી મયૂરીઓનાં નૃત્ય જ્યાં ચાલી રહ્યાં હોય, ત્યાં કુબુદ્ધિ અને કદાગ્રહથી ભરેલા કુવિચારો રૂપી સર્પોને ફરકવાનો પણ અવકાશ નથી.

## શ્રદ્ધાનું પાન કરો અને કરાવો

પરન્તુ જે કાળમાં કુમતિથી અતિશય ગ્રસ્ત થયેલા આત્માઓ તરફથી પ્રસારાતા પ્રાણોનું પણ ગ્રસન કરનાર સર્પોનો ભય ન રાખવામાં આવતો હોય અને એ સર્પોના ઝેરને ઉતારનાર ગારૂડીઓના મંત્રોનો અગર મયૂરીઓના નૃત્યોનો જ ભય ધારણ કરવામાં આવતો હોય, તે કાળમાં તેવા આત્માઓને બચાવવા માટે ભારેમાં ભારે ઉપકારિઓ પણ અસમર્થ નિવડે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી. જેઓ ધર્મક્રિયાઓમાં પ્રવેશ પામતા દંભથી ડર-નારા છે અથવા અંધશ્રદ્ધાએ થતી ધર્મક્રિયાઓને નિષ્ફળ જતી માનનારા છે, તેઓની ફરજ તો વિશેષે કરીને એ થઈ પડે છે કે–ધર્મક્રિયાઓમાં પ્રવેશ પામતા દંભ અને અંધશ્રદ્ધાના ઝેરને ઉતારી નાંખનાર શ્રદ્ધાનાં પાન કરે અને કરાવે. સત્યની કસોટીએ કસાએલ ત્રિકોટિપરિશુદ્ધ શ્રી જિનાગમમાંથી ઝરતા સુવિચારોનાં નિર્ઝરણાંઓ ઉપર લોકોની સૂકાતી જતી શ્રદ્ધાને ફરી વાર નવપલ્લવિત બનાવે. જેઓ એ કાર્ય કરવાને બદલે એથી વિપરીત કાર્ય જ કરતા હોય, અર્થાત્ શ્રી જિનાગમે કહેલા વિચારો પ્રત્યે શ્રદ્ધાળુ આત્માઓની શ્રદ્ધાનો પણ નાશ કરવાના પ્રયત્નો કરતા હોય, તે આત્માઓ કેટલા અધમ કોટિના વિચારોથી ગ્રસ્ત હોવા જોઈએ, એ વાંચકોએ સ્વયં વિચારી

લેવું, કે જેથી એવાઓના સ્વપરહિતઘાતક પ્રચારકાર્યથી સ્વયં બચી શકાય અને અન્યોને પણ બચાવી શકાય.

## સૌનું પરમ કર્તવ્ય

અત્યાર સુધી આપણે એ જોઈ આવ્યા કે-શ્રી જૈનશાસને દર્શાવેલો આરાધનાનો માર્ગ, એ વર્તમાન દુનિયા માટે બીનજરૂરી છે અગર જરૂરી હોય તો પણ પાલન કરવા માટે તો સર્વથા અશક્ય છે, એમ કહેનારની દલીલો વજૂદ વિનાની છે: એટલું જ નહિ પણ વર્તમાન દુનિયાને સૌથી અધિક જરૂર જો કોઈ પણ વસ્તુની હોય, તો તે શ્રી જિનશાસને ફરમાવેલા આચારો અને વિચારોના પાલનની છે. વર્તમાનમાં ઉપસ્થિત થયેલી અનેક પ્રકારની બાહ્ય અને આન્તરિક ઉપાધિઓને ટાળવાનું એનાથી ચઢીયાતું બીજું એક પણ સંગીન, નિર્દોષ અને સૌથી આચરી શકાય તેવું સુગમ સાધન નથી. એની ઉપકારકતાનો જગતને ખ્યાલ આવે તેવો પ્રયત્ન કરવો, એ પરોપકારરસિક પુરૂષોનું કર્તવ્ય છે. એ કર્તવ્યની આડે આવવું, એ પ્રાણિઓના સાચા હિતના માર્ગમાં કાંટા વેરવા જેવું છે. અજ્ઞાન, સ્વાર્થ યા દુષ્ટ સ્વભાવ આદિના કારણે જે કોઇ આત્માઓ જગતના એકના એક કલ્યાણપથમાં કાંટા વેરવાનું કાર્ય કરી રહ્યા હોય, તેઓને તેમના તે પ્રયત્નમાં ફલિભૂત ન થવા દેવા અને એકાન્ત પરોપકારવૃત્તિથી પ્રેરાયેલા સત્પુરૂષોની સન્માર્ગને પ્રકાશિત કરવાની પ્રવૃત્તિઓમાં સહાયભૂત થવું, એ પ્રત્યેક કલ્યાણકામી આત્માનું પરમ કર્તવ્ય છે.

  

## લેખાંક ૧૭ મો :

### છ આવશ્યકોથી થતો લાભ

આટલી પીઠિકા કરી, હવે શ્રી જૈનશાસને દર્શાવેલ સાધુ અને શ્રાવક, એ ઉભય માર્ગમાં રહેલા આત્માઓને નિરન્તર એકસરખી રીતિએ આરાધન કરવા યોગ્ય જે અનેક પ્રકારના માર્ગો બતાવ્યા છે, તેમાંથી માત્ર નમૂના રૂપ બે ત્રણ ચૂંટીને અહીં દર્શાવવામાં આવે છે. તેમાં સૌથી પ્રથમ આ લેખની આદિમાં જ જણાવેલ શ્રી ષડાવશ્યકની આરાધના છે. શ્રી ષડાવશ્યકની આરાધનાને, સાધુ અને શ્રાવકે પ્રતિદિન ઉભય કાળ કરવા લાયક આવશ્યક ક્રિયા કહેવામાં આવે છે. આવશ્યક એટલે અવશ્ય કરવા લાયક. ઉભય કાળ એ ક્રિયાને એક દિવસ પણ નહિ આચરનાર મોટામાં મોટા આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ હોય, તો તે આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ કહેવડાવવાને લાયક નથી, એ શ્રી જૈનશાસનની મર્યાદા છે. જ્યાં સુધી જે સાધુ છઠ્ઠા ગુણસ્થાનકની હદ વટાવી આગળ વધેલ નથી, ત્યાં સુધી તે ઉભય કાળ ' આવશ્યક ક્રિયા ' કરવા ફરજીયાત બંધાયેલા છે. સાધુના આચારમાં પ્રાણ પૂરનાર ' આવશ્યક ક્રિયા ' છે. એ જ રીતે સમ્યગ્દષ્ટિ શ્રાવકને પણ સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની નિરન્તર શુદ્ધિ અને વૃદ્ધિ માટે તે જ ક્રિયાનો મોટો આધાર છે. એ ષડાવશ્યકમાં શું વસ્તુ છે તેને સંક્ષેપમાં પણ અહીં વિચારી જવી આવશ્યક છે. તે સંબંધી સિદ્ધાન્તમાં કહ્યું છે કે–

" सावज्जजोगविरई, उक्कित्तण गुणवओ अ पडिवत्ती ।
खलियस्स य निंदणा, वणतिगिच्छ गुणधारणा चेव ॥ १ ॥ "

અર્થાત્-સાવદ્ય યોગથી વિરામ પામવું, એ 'સામાયિક' નામના પ્રથમ આવશ્યકની વસ્તુ છે: આરાધનાનો માર્ગ સૌથી પ્રથમ બતાવનાર શ્રી જિનેશ્વરદેવનું ઉત્કીર્તન કરવું, એ 'ચઉવિસત્થો' નામના બીજા આવશ્યકની વસ્તુ છે: મૂલ અને ઉત્તર ગુણોને ધારણ કરનાર નિર્ગ્રન્થ ગુરૂઓની ભક્તિ કરવી, એ 'વન્દનક' નામના ત્રીજા આવશ્યકની વસ્તુ છે: મૂલ અને ઉત્તર ગુણોની પાલનામાં થયેલી સ્ખલનાઓને નિન્દવી, એ 'પ્રતિક્રમણ' નામના ચોથા આવશ્યકની વસ્તુ છે: વ્રણચિકિત્સા અર્થાત્ વ્રતમાં લાગેલા અતિચાર રૂપી ભાવવ્રણને રૂઝવવાની ક્રિયા એ 'કાયોત્સર્ગ' નામના પાંચમા આવશ્યકની વસ્તુ છે: અને વિરતિ આદિ નવા નવા ગુણોને ધારણ કરવાની ક્રિયા રૂપ પ્રત્યાખ્યાન એ 'પચ્ચક્ખાણ' નામના છઠ્ઠા આવશ્યકની વસ્તુ છે. એ જ વાતને જરા વિગતથી દર્શાવતાં, શાસ્ત્રકાર ભગવાન ફરમાવે છે કે-

" चारित्तस्स विसोही, कीरई सामाइएण किल इहयं ।
सावज्जेयरजोगाण, वज्जणा सेवणत्तणओ ॥ १ ॥
" दंसणयारविसोही, चउवीसायत्थएण किज्जइ यं ।
अच्चब्भूअगुणकित्तण,-रूवेण जिणवरिंदाणं ॥ २ ॥
" नाणाइया गुणा, तस्संपन्नपडिवत्तीकरणाओ ।
वंदणएणं विहिणा, कीरई सोही उ तेसिं तु ॥ ३ ॥
" खलियस्स य तेसिं पुणो, विहिणा जं निंदणाई पडिक्कमणं ।
तेण पडिक्कमणेणं, तेसिं पि अ कीरए सोहिं ॥ ४ ॥
" चरणाइयाइयाणं, जह कम्मं वणतिगिच्छरूवेणं ।
पडिक्कमणासुद्धाणं, सोही तह काउसग्गेणं ॥ ५ ॥

" गुणधारणरूवेणं, पच्चक्खाणेण तवइआरस्स ।
विरिआयारस्स पुणो, सव्वे हि वि कीरए सोही ॥ ६ ॥ "

અર્થાત્—

'**સામાયિક**' નામના આવશ્યકથી આત્માના ચારિત્ર-ગુણની વિશુદ્ધિ થાય છે: કારણ કે—સામાયિકમાં સર્વ પ્રકારના સાવદ્ય (પાપવાળા) યોગો ( મન, વચન, કાયાના વ્યાપારો ) નું વર્જન છે અને નિરવદ્ય (પાપરહિત) યોગો (મન, વચન, કાયાના વ્યાપારો) નું આસેવન છે. ૧.

'**ચઉવિસત્થો**' અર્થાત્ 'ચતુર્વિંશતિસ્તવ' નામના આવશ્યકથી આત્માના દર્શનગુણની વિશુદ્ધિ થાય છે: કારણ કે—તેમાં અતિ અદ્ભુત ગુણોને ધારણ કરનારા શ્રી જિનવરેન્દ્રોનું કીર્તન છે. ૨.

'**વન્દનક**' નામના આવશ્યકથી આત્માના જ્ઞાનાદિક ગુણોની શુદ્ધિ થાય છે: કારણ કે—તેમાં જ્ઞાનાદિક ગુણોને ધારણ કરનારા મુનિવરોની ભક્તિ છે. ૩.

'**પ્રતિક્રમણ**' નામના આવશ્યકથી પણ તે જ જ્ઞાનાદિક ગુણોની વિશુદ્ધિ થાય છે: કારણ કે—તેમાં જ્ઞાનાદિક ગુણોના આરાધનમાં થયેલી સ્ખલનાઓનું વિધિપૂર્વક નિન્દન અને ગર્હણ છે. ૪.

'**કાયોત્સર્ગ**' નામના આવશ્યકથી ચારિત્રાદિક ગુણોની આરાધનામાં થયેલી સ્ખલનાઓની બાકી રહેલી શુદ્ધિ, વ્રણ-ચિકિત્સાના દૃષ્ટાંતથી થાય છે. અર્થાત્—વ્રણ ( ગુમડા ) ને કાપ્યા પછી પણ તેને રૂઝવવા માટે ચિકિત્સા કરવાની જેમ આવશ્યકતા રહે છે, તેમ 'પ્રતિક્રમણ' આવશ્યકથી નહિ શુદ્ધ થયેલા દોષોને શુદ્ધ કરનાર 'કાયોત્સર્ગ' આવશ્યક છે. ૫.

'પચ્ચક્ખાણ' નામના આવશ્યકથી તપના આચારમાં લાગેલી અશુદ્ધિઓની શુદ્ધિ થાય છે: કારણ કે–તેમાં વિરતિ આદિ ગુણોનું ધારણ છે.

આત્માના વીર્યગુણની વિશુદ્ધિ, અર્થાત વીર્યાચારની શુદ્ધિ સર્વ આવશ્યકો વડે થાય છે. અર્થાત્ સર્વ આવશ્યકોમાં મન, વચન અને કાયાના બળનું ફોરવવું થતું હોવાથી, સર્વ આવશ્યકો વડે વીર્યાચારની વિશુદ્ધિ થાય છે. ૬.

આ રીતે 'સામાયિક'થી માંડી 'પચ્ચક્ખાણ' પર્યંતનાં છએ આવશ્યકોથી સમ્યગ્દર્શનાદિ અપ્રાપ્ત ગુણોની આત્માને પ્રાપ્તિ થાય છે અને પ્રાપ્ત સમ્યગ્દર્શનાદિ ગુણોની નિર્મળતા, વૃદ્ધિ તથા સ્થિરતા થાય છે. દેહની શુદ્ધિ માટે જેમ નિરન્તર સ્નાનની આવશ્યકતા છે તથા દેહની પુષ્ટિ, વૃદ્ધિ અને રક્ષા માટે જેમ હવા, પ્રકાશ અને ખોરાકની આવશ્યકતા છે, તેમ આત્મગુણોની મલિનતા ટાળવા માટે અને તેની પુષ્ટિ, વૃદ્ધિ અને રક્ષા કરવા માટે સ્નાન–ભોજનાદિની જગ્યાએ આ આવશ્યક ક્રિયાઓની આવશ્યકતા છે. એને શુદ્ધ ભાવથી અને અપ્રમત્તપણે આચરનાર આત્મા, પોતાના જ્ઞાનાદિક ગુણોની શુદ્ધિ, વૃદ્ધિ અને પુષ્ટિ અવશ્ય કરી શકે છે. એ ક્રિયાઓની સહાય વિના, આત્મગુણોની વૃદ્ધિ આદિની અભિલાષાવાળા આત્માઓ વડે પણ તે વૃદ્ધિ આદિ થઈ શકતી નથી.

પૂ. ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજા એક સ્થળે ફરમાવે છે કે–

" गुणवद्बहुमानादे–र्नित्यस्मृत्या च सत्क्रिया ।
जातं न पातयेद्भाव–मजातं जनयेदपि ॥१॥ "

સત્ક્રિયા, એ ઉત્પન્ન થયેલા ભાવથી આત્માનું પતન થવા દેતી નથી અને નહિ ઉત્પન્ન થયેલા ભાવને પણ પેદા કરે છે : કારણ કે–( આવશ્યકાદિ ) સત્ક્રિયાઓ વડે ગુણવાન આત્માઓનું બહુમાન થાય છે તથા અંગીકાર કરેલ વ્રત-નિયમોનું નિત્ય સ્મરણ થાય છે.

## ચતુઃશરણગમનાદિની મહત્તા

'ષડાવશ્યક 'રૂપી આરાધના, એ જેમ શ્રી જિનમાર્ગમાં રહેલા સાધુઓ અને શ્રાવકો માટે નિત્ય ઉભય કાળ અવશ્ય આરાધવા યોગ્ય છે, તેમ આપણે હવે એક એવી આરાધના જોવી છે, કે જેનું આરાધન સાધુઓ અને શ્રાવકો ઉભય માટે નિત્ય ત્રિકાળ કરવા યોગ્ય છે : એટલું જ નહિ કિન્તુ સંકલેશ વખતે વારંવાર કરવા લાયક છે, જેથી આત્મા સમાધિને પામી શકે છે અને અસમાધિથી બચી શકે છે. એ આરાધનાનું નામ છે, અનુક્રમે–'**ચતુઃશરણગમન, દુષ્કૃતગર્હા અને સુકૃતાનુમોદના.**' એ ત્રણે પ્રકારની આરાધનાનું વર્ણન ખૂદ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના હસ્તદીક્ષિત શિષ્ય **શ્રી વીરભદ્રમુનિએ** શ્રી '**ચતુઃશરણપ્રકીર્ણક**' નામના ગ્રન્થરત્નમાં કરેલું છે અને તેના અંતે લખ્યું છે કે–

" આ ચતુઃશરણાદિને નિરન્તર આચરતો શુભ પરિણામવાળો જીવ નવી નવી શુભ ( પુણ્ય ) પ્રકૃતિઓને બાંધે છે તથા પૂર્વે બાંધેલી શુભ ( પુણ્ય ) પ્રકૃતિઓને શુભ અનુબંધવાળી બનાવે છે. પૂર્વે બાંધેલી મંદ રસવાળી પુણ્યપ્રકૃતિઓને તીવ્ર રસવાળી કરે છે તથા અશુભ ( પાપ ) પ્રકૃતિઓને અનુબંધરહિત કરે છે અને તીવ્ર રસવાળી અશુભ (પાપ)

પ્રકૃતિઓને મંદ રસવાળી કરે છે. એ કારણે પંડિત પુરૂષોએ સંકલેશ ( રોગાદિક આપત્તિ ) વખતે એને વારંવાર કરવું અને અસંકલેશ ( આપત્તિ સિવાયના કાળ )માં ત્રિકાળ આચરવું, જેના યોગે આત્મા પુણ્યાનુબંધી પુણ્યને ઉપાર્જન કરનારો થાય છે. મનુષ્યભવ પામવા છતાં પણ, જેઓએ આ 'ચાર'નું શરણ અંગીકાર કર્યું નથી, દુષ્કૃતની નિન્દા કે સ્વપર સુકૃતની અનુમોદના કરી નથી, તેઓનો જન્મ નિષ્ફળ ગયો સમજવો. ચતુ:શરણગમનાદિનું ત્રણે કાળ અધ્યયન, એ પ્રમાદ રૂપી મોટા દુશ્મનને નાશ કરનાર છે, ભવનો અન્ત કરનાર છે અને મુક્તિસુખનું અવંધ્ય કારણ છે."

ભગવાન્ પંચસૂત્રકાર તથા તેના ઉપર ટીકાના રચયિતા ભગવાન્ હરિભદ્રસૂરિ મહારાજા પણ, શ્રી પંચસૂત્ર ગ્રન્થરત્નના પ્રથમ સૂત્રમાં જ આ આરાધનાનું મહત્વ સુંદર શબ્દોમાં સ્થાપન કરે છે અને આદિમાં જ ફરમાવે છે કે–

"લોકમાં નિશ્ચે આ જીવ અનાદિ છે, જીવનો સંસાર અનાદિ છે અને એ સંસાર અનાદિ કર્મસંયોગથી નિર્માયેલો છે, દુ:ખ રૂપ છે, દુ:ખફલક છે અને દુ:ખનો જ અનુબન્ધ કરનાર છે. એ સંસારના નાશનો ઉપાય શુદ્ધ ધર્મનું આસેવન છે. શુદ્ધ ધર્મની પ્રાપ્ત પાપકર્મના વિગમથી થનારી છે અને પાપકર્મનો વિગમ તથાભવ્યત્વાદિકના પરિપાકથી થાય છે. તે તથાભવ્યત્વાદિ ભાવને પરિપકવ–ફળ સન્મુખ કરવાનાં સાધનો– 'ચતુ:શરણગમન' 'દુષ્કૃતગર્હા' અને 'સુકૃતાનુમોદના' છે. એ કારણે કલ્યાણકામી ભવ્ય આત્માઓએ નિરન્તર મનની એકાગ્રતાપૂર્વક તેને કરવાં જોઈએ અને સંકલેશ વખતે તો વારંવાર કરવાં જોઈએ." આ આરાધનાનું સંસ્કૃત પ્રાકૃત ભાષામાં અધ્ય-

યન નહિ કરી શકનાર આત્માઓના ઉપકાર માટે, તેને સુંદર અને સરળ ભાષામાં, મહોપકારી મહોપાધ્યાય પૂ. શ્રી યશોવિજયજી મહારાજા ગુજરાતી પદ્યોમાં નીચેના આકારે રજૂ કરે છે.

## પૂ. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજા વિરચિત સાધુશ્રાવકોચિત ત્રિકાળ આરાધનનું સ્વરૂપ દર્શાવનાર સુપ્રસિદ્ધ 'શ્રી અમૃતવેલ' નામક સ્વાધ્યાય.

ચેતન જ્ઞાન અજુઆળીએ, ટાળીએ મોહ સંતાપ રે:
ચિતડું ડમડોળતું વાળીએ, પાળીએ સહજ ગુણ આપ રે.
**ચેતન૦ ૧**

ઉપશમ અમૃતરસ પીજીએ, કીજીએ સાધુ ગુણ ગાન રે,
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માન રે,
**ચેતન૦ ૨**

ક્રોધ અનુબન્ધ નવિ રાખીએ, ભાખીએ વયણ મુખ સાચ રે,
સમકીત રત્ન રૂચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ કાચ રે;
**ચેતન૦ ૩**

શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે,
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્ત રે;
**ચેતન૦ ૪**

જે સમવસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે,
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત જિમ મેહ રે;
**ચેતન૦ ૫**

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે,
ભોગવે રાજ શિવનગરનું, જ્ઞાન આનંદ ભરપૂર રે;
**ચેતન૦ ૬**

સાધુનું શરણુ ત્રીજું ધરે, જેહ સાધે શિવ પંથ રે,
મૂલ ઉત્તર ગુણે જે ભર્યા, ભવ તર્યા ભાવ નિર્ગ્રંથ રે;
ચેતન૦ ૭

શરણુ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા ભાવ રે,
જે સુખ હેતુ જિનવર કહ્યો, પાપજલ તારવા નાવ રે;
ચેતન૦ ૮

ચારનાં શરણુ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધ રે,
દુરિત સવિ આપણાં નિંદીએ, જેમ હોએ સંવર વૃદ્ધિ રે;
ચેતન૦ ૯

ઈહ ભવ પરભવ આચર્યાં, પાપ-અધિકરણુ મિથ્યાત્વ રે,
જે જિનાશાતનાદિક ઘણાં, નિન્દીએ તેહ ગુણઘાત રે;
ચેતન૦ ૧૦

ગુરૂતણાં વચન જે અવગણી, ગૂંથીયાં આપ મતજાલ રે;
બહુપરે લોકને ભોળવ્યાં, નિન્દીએ તેહ જંજાલ રે,
ચેતન૦ ૧૧

જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે,
જેહ પરધન હરી હરખીયાં, કીધલો કામ ઉન્માદ રે;
ચેતન૦ ૧૨

જેહ ધન ધાન્ય મૂર્છા ધરી, સેવીયા ચાર કષાય રે,
રાગ ને દ્વેષને વશ હુઆ, જે કીયો કલહ ઉપાય રે;
ચેતન૦ ૧૩

જૂઠ જે આળ પરને દિયા, જે કર્યાં પિશુનતા પાપ રે,
રતિ-અરતિ નિન્દ-માયા મૃષા, વળી ય મિથ્યાત્વસંતાપ રે;
ચેતન૦ ૧૪

પાપ જે એહવાં સેવીયાં, નિન્દીએ તેહ ત્રિહુ કાળ રે,
સુકૃત અનુમોદના કીજીએ, જિમ હોએ કર્મ વિસરામ રે,
ચેતન૦ ૧૫

વિશ્વ ઉપકાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે,
તેહ ગુણ તાસ અનુમોદીએ, પુણ્ય અનુબંધ શુભ યોગ રે;
ચેતન૦ ૧૬

સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહ રે,
જેહ આચાર આચાર્યના, ચરણ વન સિંચવા મેહ રે;
ચેતન૦ ૧૭

જે ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે,
સાધુની જે વલી સાધુતા, મૂલ ઉત્તર ગુણ ધામ રે;
ચેતન૦ ૧૮

જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જે સમકીત સદાચાર રે,
સમકીત દૃષ્ટિ સુરનર તણો, તેહ અનુમોદીએ સાર રે;
ચેતન૦ ૧૯

અન્યમાં પણ દયાદિક ગુણા, જે જિન વચન અનુસાર રે,
સર્વ તે ચિત્ત અનુમોદીએ, સમકીત બીજ નિરધાર રે;
ચેતન૦ ૨૦

પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવરાગ રે,
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગ રે;
ચેતન૦ ૨૧

થોડલો પણ ગુણ પર તણો, સાંભળી હર્ષ મન આણ રે,
દોષ લવ પણ નિજ દેખતાં, નિર્ગુણ નિજ આતમા જાણ રે;
ચેતન૦ ૨૨

ઉચિત વ્યવહાર અવલંબને, એમ કરી સ્થિર પરિણામ રે,
ભાવીએ શુદ્ધ નય ભાવના, પાવનાશય તણું ઠામ રે;
ચેતન૦ ૨૩

દેહ મન વચન પુદ્‌ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે,
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનન્દ સ્વરૂપ રે;
ચેતન૦ ૨૪

કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ જલધિ વેલ રે,
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલ રે;
ચેતન૦ ૨૫

ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડચોર રે,
જ્ઞાન રૂચિ વેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોર રે,
ચેતન૦ ૨૬

રાગ વિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે,
પૂર્વ મુનિ વચન સંભારતાં, સારતાં કર્મ નિઃશેષ રે;
ચેતન૦ ૨૭

દેખીયે માર્ગ શિવનગરનો, જે ઉદાસીન પરિણામ રે,
તેહ અણછોડતાં ચાલિયે, પામીએ જેમ પરમ ધામ રે;
ચેતન૦ ૨૮

**શ્રી નયવિજય** ગુરૂ શિષ્યની, શીખડી '**અમૃતવેલ**' રે,
એહ જે ચતુર નર આદરે, તે લહે **સુજશ** રંગરેલ રે;
ચેતન૦ ૨૯

સૌ સમજી શકે તેવી સરળ અને સંગીતમય ભાષામાં ત્રિકાલોચિત આરાધનાનું સ્વરૂપ ઉપકારી મહાપુરૂષે આ એક જ સ્વાધ્યાયમાં ગૂંથી આપ્યું છે, જેને આરાધનાના

અર્થી પ્રત્યેક આત્માએ કંઠસ્થ કરી લેઈ ત્રિકાળ પઠન કરવા યોગ્ય છે. પ્રથમની ચાર ગાથામાં પીઠિકા કરી, બીજી ચાર ગાથામાં–'શ્રી અરિહંતાદિક ચારનું શરણુ' સ્વીકારવાનું ફરમાવ્યું છે. ત્યાર બાદ સાત ગાથામાં 'દુષ્કૃતની નિન્દા'–સાત ગાથામાં 'સુકૃતની અનુમોદના' અને છેલ્લી સાત ગાથામાં 'શેષ આરાધના'નું સ્વરૂપ વર્ણવ્યું છે. એમાં વર્ણવેલ પ્રત્યેક શબ્દ પ્રમાદી આત્માને જાગૃત કરે છે તથા આરાધક આત્માએ જીવન કેવી રીતે વીતાવવું જોઈએ, તેનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં આરાધનાને દર્શાવનાર મહામૂલાં અનેક પ્રબંધરત્નો શ્રી જિનશાસન રૂપી મહાર્ણવમાં રહેલાં છે, કિન્તુ તે ભાષાઓ નહિ જાણી શકનાર આત્માઓ પણુ આરાધનાના જ્ઞાનથી વંચિત ન રહી જાય, તે ખાતર સંસ્કૃત–પ્રાકૃત ભાષાના પ્રખર વિદ્વાન હોવા છતાં પણુ, ગૂર્જર ભાષામાં પૂ. પરમોપકારી શ્રી ઉપાધ્યાયજી મહારાજાએ આ પ્રબંધ રચ્યો છે, તે રચયિતા મહાપુરૂષની પરોપકારરસિકતાનો અપૂર્વ પરિચય કરાવે છે. એનો અર્થ એટલો બધો સ્પષ્ટ છે કે–સામાન્ય બુદ્ધિમાન વાંચક તેને વાંચવાની સાથે જ તેમાં કહેલા ભાવને પામી જાય છે. જો કે–તેની પાછળ રહેલા ગંભીર ભાવને પામવા માટે ગુરૂગમ પૂર્વકના વિશેષ પ્રયત્નની આવશ્યકતા છે, તો પણુ તેટલી સામગ્રી પ્રાપ્ત ન થઈ શકે ત્યાં સુધી તેના વાંચન માત્રથી પણુ, શ્રી જૈનશાસનમાં દર્શાવેલી 'ત્રિકાળ આરાધના એ શું ચીજ છે?'–એનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય, એ માટે તે આખી સજ્ઝાયને અહીં સ્થાન આપવામાં આવ્યું છે. આ સજ્ઝાયનું વાંચન અને મનન પરમ લાભપ્રદ હોઈ, આને

વારંવાર મનનપૂર્વક વાંચવા અને વિચારવાની ભલામણ કરીને જ આપણે અહીં અટકી જઈએ છીએ.

* * *

## લેખાંક ૧૮ મો :

### અન્તિમ આરાધનાની મહત્તા

'ષડાવશ્યક' અને 'ચતુઃશરણગમનાદિ' આરાધના ઉપરાન્ત એક છેલ્લી અને સૌથી વધુ અગત્યની આરાધના શ્રી જૈનશાસને દર્શાવી છે. તે 'અંતિમ આરાધના' કહેવાય છે અને તેનું બીજું નામ 'સંલેષણાવ્રત' છે. જીવનમાં કરેલી સઘળી આરાધનાઓની સફળતાનો આધાર આ અંતિમ આરાધના ઉપર છે. અંતિમ વખતે અર્થાત્ આયુષ્યના અંત સમયે કરવા યોગ્ય આરાધના કર્યા વિના જ મૃત્યુ થઈ જાય, તો ગમે તેવા આરાધક આત્માની પણ ગતિ બગડી જાય : એટલું જ નહિ, પણ કર્મવશાત જીવનપર્યંત જે આત્મા આરાધના નથી કરી શક્યો, તે આત્મા પણ જો આ પર્યંત આરાધનાને સાધી લે, તો તેની ગતિ સુધરી જાય, એવો આ 'અન્તિમ આરાધના'નો મહિમા છે. શ્રી જૈનશાસનમાં રહેલા સાધુ યા શ્રાવક, પ્રત્યેકનો એ હંમેશનો મનોરથ હોય છે કે–'મારૂં મરણ આરાધના પૂર્વક થાઓ.' અર્થાત્–'મરણ વખતે હું આરાધના પૂર્વક મરણ પામું.' એ આરાધના કયી ?, તેનો અતિ વિસ્તારથી પણ નહિ અને અતિ સંક્ષેપથી પણ નહિ,

એવો વિચાર કરી આ લેખની અને સાથે સાથે આ લેખમાળાની પણ આપણે પૂર્ણાહુતિ કરીશું.

## મરણ સમયે કરણીય દશ ક્રિયાઓ

શાસ્ત્રોમાં કહ્યું છે કે—

" જે આત્મા મરણ સમયે 'ભક્તપરિજ્ઞા' નામના પ્રકીર્ણકમાં કહેલા વિધિ મુજબ મરે છે, તે આત્મા નિશ્ચયથી વૈમાનિક કલ્પોમાં ઉત્પન્ન થાય છે : એટલું જ નહિ, કિન્તુ ઉત્કૃષ્ટથી સાતમા ભવે અવશ્ય સિદ્ધ થાય છે. "

મરણપથારીએ રહેલો માંદો મનુષ્ય, સદ્‌ગુરૂને નમસ્કાર કરીને કહે કે-'હે ભગવન્! હવે અવસરને ઉચિત મને ફરમાવો!' તેના પ્રત્યુત્તરમાં ગુરૂ મહારાજ તેને છેવટની આરાધના કરી લેવા માટે નીચે મુજબ ફરમાવે. ગુરૂનો યોગ ન હોય તો ઉત્તમ શ્રાવકના મુખે તેનું શ્રવણ કરે.

ગુરૂ કહે છે કે-'મરણ સમયે, ૧-અતિચારને આલોવવા જોઈએ, ૨-વ્રતો ઉચ્ચરવાં જોઈએ, ૩-જીવોને ક્ષમા આપવી જોઇએ, ૪-અઢાર પાપસ્થાનકોને વોસરાવવાં જોઈએ, ૫-ચાર શરણ ગ્રહણ કરવાં જોઈએ, ૬-દુષ્કૃતની નિન્દા કરવી જોઈએ, ૭-સુકૃતની અનુમોદના કરવી, ૮-અનશન આદરવું જોઈએ, ૯-શુભ ભાવના ભાવવી જોઈએ અને ૧૦-શ્રી પંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરવો જોઇએ.'

અન્તિમ આરાધનાનાં આ દશ પ્રકારનાં કર્તવ્યોમાં ચાર શરણનું ગ્રહણ, દુષ્કૃતનિન્દા અને સુકૃતની અનુમોદના, એ ત્રણે કર્તવ્યો તો નિત્યની આરાધનામાં આવી જ જાય છે : તો પણ મરણ વખતે તે તે સવિશેષપણે કરવાં જોઈએ.

## અતિચાર-આલોચના

સાધુ અને શ્રાવકોને પાળવા યોગ્ય પાંચ આચારો શ્રી જૈનશાસનમાં દર્શાવેલા છે. તેના પાલનમાં જેટલી બેદરકારી બતાવી હોય અગર તેથી વિરૂદ્ધ આચરણુ કર્યું હોય, તે અહીં ‘ અતિચારો ’ સમજવાના છે. જેમકે–સામર્થ્ય છતાં જ્ઞાનિઓને અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર આદિ વડે સહાય ન કરી હોય, તેમની અવજ્ઞા કરી હોય, મતિશ્રુતાદિ પાંચ પ્રકારના જ્ઞાનની નિન્દા કરી હોય, ઉપહાસ કર્યો હોય અથવા ઉપઘાત કર્યો હોય, જ્ઞાનનાં સાધન–પુસ્તક, કાગળ, કલમ આદિની આશાતના કરી હોય, તે બધા જ્ઞાનના અતિચારો છે. તેની હૃદયથી માફી માગવી જોઈએ.

એ જ રીતે દર્શનના અતિચારો, જેવા કે–શ્રી જિનેશ્વર-દેવ અને તેમનાં બિંબોની ભાવથી ભક્તિ ન કરી હોય અગર અભક્તિ કરી હોય, શ્રી જિનભક્તિ નિમિત્તે ઉત્પન્ન થયેલ દ્રવ્યનો વિનાશ કર્યો હોય અગર વિનાશ થતો જેવા છતાં છતી શક્તિએ ઉપેક્ષા કરી હોય, શ્રી જિનમંદિર વિગેરેની આશાતના કરી હોય અગર આશાતના કરનારની ઉપેક્ષા કરી હોય, તેની ક્ષમા યાચવી જોઈએ.

ચારિત્રના અતિચારો, જેવા કે પાંચ સમિતિ અને ત્રણુ ગુપ્તિ સહિત ચારિત્રનું પાલન ન કર્યું હોય અગર પાલન કરનારની ભક્તિ ન કરી હોય, પૃથ્વીકાયાદિ એકેન્દ્રિય જીવો : કીડા, શંખ, છીપ, પુરા, જલો, અલસીયાં આદિ બેઇંદ્રિય જીવો : કીડી, મંકોડી, જુ, માંકડ, લીખ, કુંથુઆ આદિ તેઇં-દ્રિય જીવો : વીંછી, માંખ, મચ્છર, ભ્રમર આદિ ચઉરિંદ્રિય જીવો : અને પાણીમાં વસનાર, જમીન ઉપર રહેનાર કે આકાશમાં

ઉડનાર પંચેન્દ્રિય જીવોની વિરાધના કરી હોય, ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી કે પરવશતાથી અસત્ય વચન ઉચ્ચાર્યાં હોય, માયાદિકનું સેવન કરીને અન્યનું નહિ આપેલું ધન પણ ગ્રહણ કર્યું હોય, દેવ સંબંધી, મનુષ્ય સંબંધી કે તિર્યંચ સંબંધી મૈથુન સેવ્યું હોય કે સેવવાની અભિલાષા કરી હોય, ધન-ધાન્યાદિક નવવિધ પરિગ્રહ સંબંધમાં જે મમત્વ-ભાવ પોષ્યો હોય તથા રાત્રિભોજનત્યાગમાં જે કોઈ અતિ-ચારો થયા હોય, તે સર્વની આત્મસાક્ષિએ નિન્દા કરવી જોઇએ અને ગુરૂસાક્ષિએ ગર્હા કરવી જોઈએ.

તપ સંબંધી અતિચારો, જેવા કે-અનશન, ઉનોદરી આદિ છ પ્રકારનો બાહ્ય તપ અને પ્રાયશ્ચિત્ત, વિનયાદિ છ પ્રકારનો અભ્યંતર તપ શક્તિ પ્રમાણે ન કર્યો હોય, તેની નિન્દા અને ગર્હા કરવી જોઇએ.

વીર્ય સંબંધી અતિચારો, જેમકે-જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની આરાધનામાં મન, વચન, કાયાનું છતું બળ ગોપવ્યું હોય તથા વીર્યાચારનું પાલન કરનારની નિન્દા-ઉપેક્ષા કીધી હોય, તેની નિન્દા-ગર્હા કરવી જોઇએ.

## વ્રતોચ્ચારણ

પ્રાણાતિપાતવિરમણ આદિ વ્રતો પૂર્વે લીધેલાં હોય, તો તેને ફરી ઉચ્ચારવાં જોઈએ અને પૂર્વે ન લીધાં હોય, તો અત્યારે લેવાં જોઇએ.

## સર્વ-જીવ-ક્ષમાપના

પૃથ્વીકાયાદિ ચોરાશી લાખ જીવાયોનિમાં રહેલા જીવોના જે અપરાધો કર્યા હોય, તેને ખમાવવા જોઈએ તથા તે

જીવોએ કરેલા અપરાધોને ખમવા જોઈએ. પૂર્વે બંધાયેલાં વૈરોને દૂર કરીને સર્વ જીવોની સાથે મૈત્રી ચિન્તવવી જોઇએ.

## પાપસ્થાનક-આલોચના

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ, અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશલ્ય,-એ અઢાર પાપસ્થાનકોને મોક્ષમાર્ગમાં વિઘ્નભૂત તથા દુર્ગતિના કારણભૂત સમજી, તેનો ત્યાગ કરવો જોઇએ. પૂર્વે સેવેલાં તે પાપોને નિન્દવાં અને ગર્હવાં જોઈએ.

## ચતુઃશરણ-ગમન

ચારનું શરણ સ્વીકારવું જોઇએ. જેમકે:-

ચોત્રીસ અતિશયોથી યુક્ત, કેવળજ્ઞાન અને કેવળદર્શન વડે જગતના ભાવોને જાણવા અને જોવાવાળા તથા દેવ-રચિત સમવસરણમાં બેસીને ધર્મોપદેશ આપવાવાળા, ઘાતિ-કર્મથી મુક્ત, આઠ પ્રતિહાર્યોની શોભાથી યુક્ત તથા આઠ પ્રકારનાં મદસ્થાનોથી રહિત, સંસાર રૂપી ક્ષેત્રમાં જેમનું ફરી ઉગવું નથી, ભાવ શત્રુઓનો નાશ કરવાથી જેઓ અરિહંત બન્યા છે તથા ત્રણ જગતને જેઓ પૂજનીય છે, તે શ્રી અરિ-હંતોનું મને શરણ હોજો.

ભયંકર દુઃખની લાખો લહરીઓથી જે દુઃખે તરી શકાય એવો છે, એવા સંસારસમુદ્રને જેઓ તરી ગયા છે અને જેઓને સિદ્ધિસુખની સંપ્રાપ્તિ થઈ છે, તપ રૂપી મુદ્ગ-ગરથી જેમણે કર્મ રૂપી બેડીઓ તોડી નાંખી છે, ધ્યાન રૂપી અગ્નિના સંયોગથી જેમણે સઘળો કર્મમળ બાળી નાખ્યો

છે, જેમને જન્મ નથી, જરા નથી, મરણ નથી, ચિત્તનો ઉદ્વેગ નથી કે ક્રોધાદિક કષાય નથી, તેવા સુવર્ણ સમાન નિર્મળ શ્રી સિદ્ધોનું મને શરણ હોજો.

બેંતાલીસ દોષરહિત ભિક્ષા અંગીકાર કરનારા, પાંચે ઇન્દ્રિયોને વશ કરવામાં તત્પર, કામદેવના માનને તોડનારા, બ્રહ્મવ્રતને ધારણ કરનારા, પાંચ સમિતિઓથી સમિત, ત્રણ ગુપ્તિઓથી ગુપ્ત, મહાવ્રતો રૂપી મેરૂનો ભાર વહન કરવાને વૃષભ સમાન, મુક્તિરમણીના અનુરાગી, સર્વસંગના પરિત્યાગી, તૃણ–મણિ અને શત્રુ–મિત્રને સમાનપણે જોનારા, મોક્ષના સાધક અને ધીર એવા મુનિવરોનું મને શરણ હોજો.

ક્રોડો કલ્યાણને ઉત્પન્ન કરનારી તથા સર્વ પ્રકારના અનર્થોની રચનાને નાશ કરનારી જીવદયા જેનું મૂળ છે તથા જે જગત્‌ના સર્વ જીવોને હિતકર છે, કેવળજ્ઞાન વડે ભાસ્કર સરિખા દેવાધિદેવ ત્રિલોકનાથ શ્રી તીર્થંકરદેવો વડે પ્રકાશિત છે, પાપના ભારથી ભારે થયેલા જીવોને કુગતિ રૂપી ઉંડા ગર્તામાં પડતાં ધારણ કરી રાખનાર છે, સ્વર્ગ અને અપવર્ગના માર્ગમાં સાર્થવાહ તુલ્ય છે અને સંસાર રૂપી અટવીનું ઉલ્લંઘન કરાવી આપવા માટે સમર્થ છે, એવા શ્રી સર્વજ્ઞભાષિત ધર્મનું મને શરણ હજો.

## દુષ્કૃતગર્હા

આ પ્રમાણે ચાર પ્રકારના શરણને સ્વીકારીને એ ચારની સાક્ષિએ જ પોતાનાં દુષ્કૃતોની નિન્દા કરવી જોઈએ : જેમકે–મિથ્યાત્વથી મોહિત બનીને ભવમાં ભટકતાં મેં આજ સુધી મન, વચન કે કાયાથી જેટલાં કુમતનાં સેવન કર્યાં હોય, તે સર્વની નિન્દા કરૂં છું. શ્રી જિનમાર્ગને પાછો પાડ્યો

હોય કે અસત્ય માર્ગને આગળ કર્યો હોય અને બીજાઓને પાપના કારણભૂત બન્યો હોઉં, તે સર્વની હું હવે નિન્દા કરૂં છું. જન્તુઓને ત્રાસ આપનાર હળ, મૂસળ, આદિ અધિકરણો મેં કરાવ્યાં હોય અને પાપી કુટુંબોનાં પોષણ કર્યાં હોય, તે સર્વની હમણાં હું નિન્દા કરૂં છું.

## સુકૃતાનુમોદના

સ્વ–પરનાં સુકૃતોની અનુમોદના કરવી જોઇએ : જેમકે–

શ્રી જિનભુવન, શ્રી જિનપ્રતિમા, શ્રી જિનઆગમ અને શ્રી ચતુર્વિધ સંઘ, એ ઉત્તમ પ્રકારનાં સાતે ક્ષેત્રોમાં જે ધનબીજ મેં વાવ્યું હોય અગર મન–વચન–કાયાથી તેની ભક્તિ કરી હોય, તે સુકૃતની હું વારંવાર અનુમોદના કરૂં છું. આ સંસાર રૂપી સમુદ્રમાં જહાજ સમાન રત્નત્રયીનું સમ્યગ્ રીતિએ જે આસેવન મારાથી થયું હોય, તે સર્વ સુકૃતનું હું અનુમોદન કરૂં છું. શ્રી અરિહંત, શ્રી સિદ્ધ, શ્રી આચાર્ય, શ્રી ઉપાધ્યાય, શ્રી સાધુ, શ્રી સાધર્મિક અને શ્રી સિદ્ધાન્તને વિષે મેં જે બહુમાન કર્યું હોય, તેની અનુમોદના કરૂં છું. સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, આદિ ષડાવશ્યકમાં મેં જે કાંઈ ઉદ્યમ કર્યો હોય, તે સુકૃતની અનુમોદના કરૂં છું.

## શુભ ભાવ

મરણ સમયે શુભ ભાવ લાવવા પ્રયત્ન કરવો જોઈએ : જેમકે–આ જગતમાં પૂર્વે કરેલાં પુણ્ય અને પાપ એ જ સુખ-દુઃખનાં કારણો છે : સુખદુઃખનું કારણ બીજું કોઈ નથી, એમ સમજી શુભ ભાવ લાવવો. પૂર્વે બાંધેલાં કર્મોનો ભોગવટો કર્યા સિવાય છૂટકો જ નથી, એમ જાણીને શુભ ભાવ રાખવો. શુભ ભાવ વિના ચારિત્ર, શ્રુત, તપ, શીલ, દાન આદિ સર્વ

ક્રિયાઓ આકાશકુસુમની જેમ નિષ્ફળ છે, એમ સમજી શુભ ભાવ લાવવા પ્રયત્ન કરવો. નરકમાં નારકીપણે આ આત્માએ તીવ્ર કલેશોનો અનુભવ કર્યો છે, તે વખતે કોઈ પણ સહાય કરવા આવ્યું નથી, એમ સમજી શુભ ભાવ રાખવો.

## અનશનનો સ્વીકાર

અંત સમયે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો જોઇએ અને વિચારવું જોઈએ કે–'આ જીવે આજ સુધી મેરૂ પર્વતના સમૂહથી પણ અધિક આહાર ખાધો છતાં તૃપ્તિ થઇ નથી, માટે ચતુર્વિધ આહારનો સ્વેચ્છાએ ત્યાગ કરવો એ જ હિતકર છે.' દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક, એ ચારે ગતિઓમાં આહાર સુલભ છે, પણ એની વિરતિ અત્યંત દુર્લભ છે, એમ સમજી ચારે આહારનો ત્યાગ કરવો. જીવસમુદાયના વધ સિવાય આહાર તૈયાર થતો નથી, તેથી ભવ-ભ્રમણના કારણભૂત જીવવધથી વિરામ કરાવનાર ચતુર્વિધ આહા-રનો ત્યાગ કરવો ! જે આહારનો સકામપણે ત્યાગ કરવાથી દેવોનું ઈન્દ્રપણું પણ સ્વાધીન થાય છે અને અત્યંત દૂર એવા મોક્ષનું સુખ પણ નિકટ આવે છે, તે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો.

## શ્રી નમસ્કાર મંત્ર

અન્તિમ આરાધના માટે છેલ્લું અને દશમું કૃત્ય–શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ છે. તેને અન્ત સમયે અવશ્ય આચરવું: કારણ કે–શ્રી નમસ્કાર મંત્ર, એ જો અત્યન્ત પાપ-પરાયણ જીવને પણ અંત સમયે પ્રાપ્ત થઈ જાય, તો તેની ગતિને સુધારી નાખે છે : અર્થાત્–તે દેવપણું અગર ઉત્તમ કોટિનું મનુષ્યપણું પ્રાપ્ત કરે છે. સ્ત્રીઓ મળવી સુલભ છે, રાજ્ય મળવું સુલભ છે, દેવપણું મળવું સુલભ છે, પણ

શ્રી નમસ્કાર મહામંત્રની પ્રાપ્તિ થવી દુર્લભ છે. એક ભવમાંથી બીજા ભવમાં જતી વખતે શ્રી નવકાર મંત્રની સહાયથી પ્રાણિઓ મનોવાંછિત સુખોને પામે છે. જે શ્રી નવકાર મંત્રની પ્રાપ્તિથી ભવ રૂપી સમુદ્ર પણ ગાયની ખરી જેટલો થઇ જાય છે તથા જે શ્રી નવકાર મંત્ર મોક્ષસુખના સત્યંકાર (કોલ) સમાન છે, તે શ્રી નમસ્કાર મંત્રનું અંત સમયે મનની અંદર વારંવાર સ્મરણ કરવું. શ્રી પંચ પરમેષ્ઠિ–નમસ્કાર–મંત્રનું સ્મરણ કરવામાં તત્પર પૂર્વે શ્રી રાજસિંહકુમાર મરણ પામીને પાંચમા દેવલોકમાં ઇન્દ્રપણું પામ્યો અને તેની સ્ત્રી રત્નવતી પણ તે જ પ્રકારે આરાધીને પાંચમા કલ્પને વિષે સામાનિક દેવપણું પામી. ત્યાંથી ચ્યવી બંને મોક્ષે જશે. એ રીતે શ્રી નમસ્કાર મંત્ર જન્માંતર જતાં પ્રાપ્ત થઈ જાય, તો પાપનો પ્રણાશ કરી દેવગતિ આદિ ઉત્તમ પદોને આપનાર થાય છે, તેથી અંત સમયે તેનું એકચિત્તે આરાધન કરવું: અને એ રીતે અન્તિમ આરાધનાને સારી રીતે આરાધી મરણ પામનાર આત્મા ભવનો શીઘ્ર અન્ત કરી નાખે છે. ભવનો અંત કરવો, એ જ શ્રી જૈનશાસને દર્શાવેલી આરાધનાનું એક પરમ ધ્યેય છે: કારણ કે–એ વિના આત્માને સત્ય સુખની પ્રાપ્તિ કદી થતી નથી.

–इतिशम्

આરાધનાનો માર્ગ
અઢાર લેખાંકો
**સંપૂર્ણ**

યાકિની-મહત્તરા-સૂનુ આચાર્ય શ્રી

હરિભદ્રસૂરિવર-વિરચિત

શ્રાવકધર્મ-વિધિ-પ્રકરણના આધારે

# શ્રાવક-ધર્મ-સંક્ષિપ્ત-સાર

**जिनो देवः कृपा धर्मो, गुरवो यत्र साधवः।**
**श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमूढधीः ॥ १ ॥**

જ્યાં દેવ તરીકે શ્રી જિનેશ્વર છે, ધર્મ તરીકે કૃપા છે અને ગુરૂઓ તરીકે સુસાધુઓ છે, તે શ્રાવકપણાને કયો અવિમૂઢ મતિવાળો ન પ્રશંસે? અર્થાત્-અભ્રાન્ત મતિવાળા સર્વ કોઇ તેવા શ્રાવકપણાને અવશ્ય પ્રશંસે છે.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ધર્મ બે પ્રકારનો ઉપદેશ્યો છે: એક સાધુધર્મ અને બીજો શ્રાવકધર્મ. સાધુધર્મ પાંચ મહાવ્રતાદિના પાલન રૂપ છે અને શ્રાવકધર્મ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતાદિના પાલન સ્વરૂપ છે.

જેનાથી નિ:શ્રેયસ કલ્યાણની સિદ્ધિ થાય, તે ધર્મ છે. સમ્યક્ત્વાદિ આત્મપરિણામ એ જ કલ્યાણનું કારણ છે. તેના કારણભૂત બાહ્ય ચેષ્ટાઓ પણ, કારણમાં કાર્યના ઉપચારથી ધર્મવ્યપદેશને યોગ્ય છે.

## શ્રાવક કોને કહેવાય ?

અહીં શ્રાવકધર્મનું વર્ણન પ્રસ્તુત છે, તેથી પ્રથમ શ્રાવક-પદનો અર્થ કહે છે:—

" परलोगहियं सम्मं, जो जिणवयणं सुणेइ उवउत्तो ।
अइतिव्वकम्मविगमा, सुक्कोसो सावगो एत्थ ॥ १ ॥ "

પરલોકને વિષે હિત કરનાર શ્રી જિનવચનને, અતિ તીવ્ર કર્મના વિગમથી જે ઉપયોગ પૂર્વક સાંભળે છે, તે અહીં ઉત્કૃષ્ટ અથવા શુકલપાક્ષિક શ્રાવક છે.

શ્રવણક્રિયાના યોગથી શ્રાવક કહેવાય છે: અર્થાત્ શ્રી જિનવચનને જે સાંભળે તે શ્રાવક. એ અર્થમાં શ્રાવક શબ્દ રૂઢ છે. શ્રી જિનાગમમાં કહ્યું છે કે:--

" सम्मत्तम्मि उ लद्धे पलियपुहुत्तेण सावओ होज्जा । "

સમ્યક્ત્વ પ્રાપ્ત થયા બાદ બેથી નવ પલ્યોપમ જેટલી કર્મસ્થિતિ લઘુ થયે શ્રાવક થાય છે.

શ્રી જિનવચન તે છે, કે જે સાંભળવાથી પરલોકનું હિત સધાય. પરલોકના હિતને સાધનાર શ્રી જિનવચનને સમ્યક્ પ્રકારે સાંભળે, તે શ્રાવક. સમ્યક્ એટલે અવિપરીતપણે, નિદ્રા-વિકથાનો ત્યાગ કરીને તથા ભક્તિ-બહુમાનપૂર્વક બે હાથ જોડીને ઉપયોગપૂર્વક સાંભળે: એટલું જ નહિ પણ શ્રી જિન-વચન સિવાય અન્ય શ્રવણની ઇચ્છાનો ત્યાગ કરીને સાંભળે. એથી વિપરીત રીતિએ સાંભળનારમાં તત્ત્વપરિણતિનો અભાવ હોય છે. આ જાતિનો શ્રવણગુણ અતિ તીવ્ર કર્મનો વિગમ થયા સિવાય આવતો નથી. જ્ઞાનાવરણીય અને મોહનીય આદિ અતિ દુષ્ટ કર્મોના તીવ્ર ઉદયનો હ્રાસ થયા સિવાય, સમ્યક્

શ્રવણવિધિનો સંભવ નથી. વિશિષ્ટ ફલને આપનારૂં શ્રવણ તે જ થાય છે, કે જે તત્ત્વપરિણુતિપૂર્વક સાંભળવામાં આવે. તત્ત્વપરિણુતિપૂર્વકના શ્રવણનાં લિંગો બહુમાનાદિ છે.

અતિ તીવ્ર કર્મનો વિગમ થયા સિવાય બહુમાનાદિ થતાં નથી. બહુમાનાદિ થયા સિવાયનું શ્રવણ તત્ત્વપરિણુતિ વિનાનું છે, તેથી તે અભવ્ય અને દૂરભવ્ય આત્માઓના શ્રવણની જેમ અશ્રવણ તુલ્ય છે. વિધિપૂર્વકનું શ્રવણ ચરમ પુદ્ગલ પરાવર્તમાં જ સંભવે છે. તે સિવાયના કાલમાં આત્મા ક્લિષ્ટ કર્મવાળો હોય છે. નવીન જ્વરવાલાને આપેલા ઔષધની જેમ ક્લિષ્ટ કર્મવાળા આત્માને ધર્મશ્રવણ પણ ભાવરોગની વૃદ્ધિ કરાવનાર થાય છે. જ્વર શમ્યા પછી આપેલું ઔષધ જેમ ગુણ કરે છે, તેમ યોગ્ય કાલે કરાવેલું ધર્મશ્રવણ જ આત્માને ગુણકર અને ભાવારોગ્યની વૃદ્ધિ કરાવનાર નિવડે છે. ધર્મશ્રવણનો યોગ્ય કાળ, એ ચરમ પુદ્ગલ પરાવર્ત છે.

શ્રાવક શબ્દના વ્યપદેશને તે જ આત્મા યોગ્ય છે, કે જે આત્મા પરલોકના હિતને કરનારૂં શ્રી જિનવચન, ઉપયુક્ત બનીને આદર પૂર્વક સાંભળે: અને તે સ્થિતિ ત્યારે જ પ્રાપ્ત થાય છે, કે જ્યારે અતિ તીવ્ર કર્મોનો વિગમ થયો હોય છે. એ સિવાયના આત્મા અનધિકારી હોવાથી, તેમને શ્રવણની જેમ શ્રાવકધર્મની ક્રિયા પણ ફળને આપનારી થતી નથી, કિન્તુ દોષને કરનારી થાય છે.

## અધિકારી આત્માઓએ જ ધર્મ કરવો જોઇએ

શ્રાવકધર્મની ક્રિયા પ્રત્યે કેવા આત્માઓ યોગ્ય છે અને તે આત્માઓને ઓળખવાનાં ચિન્હ કયાં કયાં છે?–એ બતા-

વવા પૂર્વે અનધિકારી આત્માને બતાવેલો અગર અનધિકારી આત્માએ કરેલો ધર્મ 'આણુભંગ' આદિ મહાદોષોને કરવાવાલો છે, તે કહે છે.

" अहिगारिणा खु धम्मो, कायव्वो अणहिगारिणो दोपा ।
आणाभंगाओ च्चिय, धम्मो आणाए पडिबद्धो ॥ २ ॥"

અધિકારી આત્માઓએ જ ધર્મ કરવો જોઈએ. અનધિકારી આત્માએ કરેલો ધર્મ આજ્ઞાભંગાદિ દોષોને માટે થાય છે: કારણ કે–ધર્મ એ આજ્ઞાથી પ્રતિબદ્ધ છે.

અનધિકારી આત્માએ કરેલો ધર્મ વિરાધનાદિ દ્વારાએ અનર્થને કરનાર થાય છે. શ્રી જિનેશ્વરોની આજ્ઞા આરાધેલી જેમ મોક્ષફલને દેનારી થાય છે, તેમ વિરાધેલી તે સંસાર-દુઃખના ફલને આપનારી થાય છે. અવિધિએ વાપરેલું ઔષધ જેમ રોગને વધારનારૂં થાય છે, તેમ વિપરીત રીતિએ કરેલું ધર્માનુષ્ઠાન પણ મહાન્ અનર્થને કરનારૂં થાય છે.

વિધિહીન કે ભાવશૂન્યપણે કરેલું ધર્માનુષ્ઠાન કેટલીક વખત જેમ અર્થને નથી આપતું, તેમ અનર્થને પણ નથી આપતું, તેનું કારણ તેમાં વિરાધનાનો ભાવ નથી. જેમ ચિકિત્સા-ક્રિયા નહિ પણ ચિકિત્સાક્રિયા જેવી ચિકિત્સાક્રિયાભાસને કરાવતો પુરૂષ કેટલીક વાર ફાયદો પણ નથી પામતો તેમ નુકશાન પણ નથી પામતો, પરન્તુ ચિકિત્સાથી વિપરીત ચિકિત્સાની અપક્રિયા કરાવનાર આત્મા તો જરૂર નુકશાનને પામે છે, તેમ આરાધકભાવશૂન્યપણે કરાતી ક્રિયામાં ક્વચિત્ નુકશાન ન પણ થાય, કિન્તુ વિરાધનાના સદ્‌ભાવમાં તો તેનાથી અનર્થ અવશ્ય ઉત્પન્ન થાય છે. જેમ વિરાધનાપક્ષમાં ધર્મ-

ક્રિયા કરનાર અનર્થને અવશ્ય પામે જ છે, તેમ આરાધના-પક્ષમાં પણ, દર્શનમાલિન્ય આદિને કરાવનાર અસદ્ વિધિ વડે ધર્માનુષ્ઠાન આચરનારો પણ અવશ્ય મહાન અનર્થને પ્રાપ્ત કરે છે. આમ હોવાથી અનધિકારી આત્માને ધર્મ કરાવવામાં દોષ જ છે. તેમાં પણ મૂખ્ય દોષ આજ્ઞાભંગનો છે.

## ધર્મ શ્રી જિનાજ્ઞાથી પ્રતિબદ્ધ છે

આજ્ઞા એટલે સર્વજ્ઞનું વચન : તેનો ભંગ એટલે તેનું ઉલ્લંઘન. અશુભ ભાવાદિ સઘળા દોષોનો તેમાં જ અંતર્ભાવ થઈ જાય છે, તેથી અહીં મૂખ્યતા આજ્ઞાભંગ દોષની જ સમજવાની છે. આજ્ઞાભંગ, એ મોટો દોષ છે, તેનું મૂખ્ય કારણ-'ધર્મ એ આજ્ઞાથી પ્રતિબદ્ધ-સંબદ્ધ છે.'-તે છે. દુર્ગતિમાં પડતા આત્માઓને ધારી રાખે અને શુભ ગતિમાં સ્થાપન કરે, એ લક્ષણવાળો ધર્મ શ્રી સર્વજ્ઞવચન વડે જ બંધાએલો છે. શ્રી સર્વજ્ઞવચનને છોડીને સત્ય ધર્મની વ્યવસ્થા, બીજા કોઈ પણ સાધન વડે થઈ શકતી નથી. ધર્મ આજ્ઞાથી પ્રતિબદ્ધ છે, એનું એ જ રહસ્ય છે. છદ્મસ્થ આત્માઓને ધર્મમાર્ગમાં આપ્તવચન સિવાય કોઈ આધાર નથી, એ માટે આપ્તવચનસ્વરૂપ આગમને આરાધવા માટે જ ધર્મના અર્થિઓએ પ્રયત્ન કરવો જોઇએ.

## અધિકારી અને અનાધિકારી કોણ ?

છદ્મસ્થ આત્માઓએ અધિકારી અગર અનધિકારી આત્માઓને કયી રીતે ઓળખવા, તે માટે કહે છે કે-

**"શ્રાવકધર્મને વિષે અધિકારી એટલે શ્રાવક-ધર્મની ક્રિયાના ફલને પ્રાપ્ત કરી શકનારા તે કહ્યા છે, કે જે અર્થી, સમર્થ અને સૂત્રથી અનિષિદ્ધ હોય."**

અહીં અર્થીનો અર્થ એ છે કે-સર્વ પુરૂષાર્થોમાં ધર્મ એ જ એક પ્રધાન પુરૂષાર્થ છે, એમ માનીને તેનું આસેવન કરવા માટે તત્પર થયેલો. સમર્થ એટલે શક્તિમાન. અંગીકાર કરેલા ધર્મને ભયાદિના કારણે નહિ તજી દેનાર. અને સૂત્રથી અનિષિદ્ધ એટલે આગમ વડે નિવારણ કરાયો ન હોય તે. અર્થિત્વથી અને સામર્થ્યથી યુક્ત એવો પણ આત્મા, જો તેને શાસ્ત્રે નિવારણ કર્યો હોય તો, ધર્મને માટે તે અનધિકારી છે.

## અર્થી કોને કહેવાય ?

'અર્થિત્વાદિને ઓળખવાનાં લક્ષણો શું ?'-તેનો ખૂલાસો કરે છે :-

**"જે વિનીત હોય, સમુપસ્થિત હોય અને પૂછતો આવે, તે અર્થી છે."**

વિનીત આત્મા ધર્મપ્રરૂપક પ્રત્યે અભ્યુત્થાનાદિ વિનયને કદી પણ ચૂકવાવાળો ન હોય: સમુપસ્થિત આત્મા ધર્મ-શ્રવણાદિમાં સન્મુખ બનેલો હોય, કિન્તુ પરાઙ્મુખ ન હોય: અને પૂછતો હોય : એટલે કે-ધર્મનું સ્વરૂપ, તેને ગ્રહણ કરવાનો વિધિ આદિને જાણવાની ઈચ્છાવાળો હોય. આ ત્રણે લિંગ વડે જે આત્મા યુક્ત હોય, તે આત્માને સંપૂર્ણ અર્થી જાણવો.

## સમર્થ કોને કહેવાય ?

અંગીકાર કરેલ ધર્મને આચરવામાં જે નિર્ભય હોય, તે સમર્થ છે. માતાપિતા-સ્વામી-કલાગુરૂ આદિ, કે જેઓ ધર્મના સ્વરૂપથી અજાણ હોય, તેઓથી ભય ન પામે : એટલું જ નહિ, પણ ધર્મ સ્વીકાર્યા બાદ ઉત્તર કાળમાં આવનારી બીજી પણ અનેક આપત્તિઓ વખતે પણ ધર્મમાં સ્થિર રહે.

## સૂત્રથી અનિષિદ્ધ

'લૌકિક ધર્મોની અપેક્ષાએ શ્રાવકધર્મ ઘણો ઉચ્ચ છે.'– એ જાતિનું બહુમાન ધારણ કરનાર, આ લોક તથા પરલોકનાં કાર્યોને વિષે વિધિનું આરાધન કરવામાં તત્પર તથા કુલક્રમાગત વિશુદ્ધ વૃત્તિથી આજીવિકા ચલાવનાર અર્થાત્ ઉચિત વૃત્તિનું આસેવન કરનાર જે આત્મા, તેને શાસ્ત્રથી અનિષિદ્ધ કહેલો છે.

બહુમાન, વિધિપરતા અને ઉચિત વૃત્તિ, એ ત્રણ લક્ષણો શાસ્ત્રથી અનિષિદ્ધ આત્માનાં જ છે. તેને જ અનુક્રમે સ્પષ્ટ કરે છે.

## બહુમાનનાં પાંચ લિંગો

બહુમાનને ઓળખવાનાં પાંચ લિંગો છે: ૧–તત્કથાપ્રીતિ, ૨–નિન્દા અશ્રવણ, ૩–તદનુકમ્પા, ૪–સવિશેષ જ્ઞાનેચ્છા તથા ૫–ચિત્તનિવેશ.

શ્રાવકધર્મ અને તદ્યોગ્ય અનુષ્ઠાનોની કથા પ્રત્યે પ્રેમ,
શ્રાવકધર્મની નિન્દાનું અશ્રવણ,
શ્રાવકધર્મની નિન્દા કરનાર પ્રતિકરૂણા
શ્રાવકધર્મ સંબંધી વિશેષ જ્ઞાનની ઈચ્છા, તથા
શ્રાવકધર્મને વિષે અન્તઃકરણનું સ્થાપન.

–આ પાંચેય ક્રિયાઓ શ્રાવકધર્મ પ્રત્યેના બહુમાનથી જન્ય છે. શ્રાવકધર્મની નિન્દા કરનાર પ્રત્યે દ્વેષ નહિ પણ કરૂણા થવાનું કારણ સ્પષ્ટ જ છે કે–'શ્રાવકધર્મની નિન્દા કરવામાં ઉદ્યત થયેલા આત્માઓ દુઃખના ભાજન બને છે.'–એવો તેને નિશ્ચય હોય છે: તેથી દુઃખી આત્માઓ પ્રત્યે તેને સ્વાભાવિક કરૂણા ઉત્પન્ન થાય છે, કિન્તુ દ્વેષ થતો નથી: કારણકે–દુઃખી પ્રત્યે દ્વેષ કરવો નિષ્પ્રયોજન છે.

## વિધિપરતાનાં પાંચ લિંગો

વિધિપરતાને ઓળખવાનાં પણ પાંચ ચિન્હો છે. ગુરૂ-વિનય, કાલે ક્રિયા, ઉચિતાસન, યુક્તસ્વરતા અને સ્વાધ્યાયમાં સતત્ ઉપયોગ.

માતાપિતા અને ધર્મના દાતાર ધર્મગુરૂ આદિની ઉચિત પ્રતિપત્તિ, એનું નામ ગુરૂવિનય છે. ધર્મશ્રવણાદિ સર્વ ક્રિયાઓમાં કરવામાં આવતો આ જાતિનો વિનય, એ વિધિતત્પરતાને સૂચવે છે. કાલે ક્રિયા, એ પણ વિધિપરતાને જ સૂચવે છે. વિધિપર આત્મા પ્રસ્તુત ધર્મનું શ્રવણ, ગ્રહણ અને ચૈત્યવન્દનાદિ સર્વ ક્રિયાઓ તેને ઉચિત કાળે જ કરે. ઉચિત કાળનો અર્થ ત્રિસંધ્યા અથવા વૃત્તિક્રિયાને બાધા ન પહોંચે તે અથવા જે ક્રિયા કરવા માટે જે સમય શાસ્ત્રનિર્દિષ્ટ હોય તે. ધર્મશ્રવણાદિ સર્વ ક્રિયાઓમાં ઉચિતાસન, એ પણ વિધિપરતાનું સૂચક છે. ચૈત્યવન્દનાદિ સર્વ ક્રિયાઓમાં અન્યને ઉપઘાત ન થાય એ રીતે ઉચિત ધ્વનિથી બોલવું, તે યુક્તસ્વરતા છે. એ પણ વિધિપરતાનું જ ચિન્હ છે. તથા સ્વાધ્યાયને વિષે સતત્ ઉપયુક્તતા, એ પણ એનું જ ચિન્હ છે. શ્રાવકધર્માનુષ્ઠાન યા કોઈ પણ કાર્યમાં આ પાંચ લિંગ, એ વિધિપરતાને જણાવનારાં છે.

## ઉચિતવૃત્તિનાં પાંચ લિંગો

ઉચિતવૃત્તિનાં પણ પાંચ લિંગો છે. સર્વજનવલ્લભત્વ, અનિન્દિત કર્મ, આપત્તિમાં અદીનતા, યથાશક્તિ ત્યાગ અને તપ તથા સુલબ્ધલક્ષ્યતા.

ઉચિતવૃત્તિએ વર્તનાર આત્મા સકલ લોકની પ્રીતિ સંપાદન કરી શકે છે. આજીવિકા માટેનો વ્યાપાર જે અ-

નિન્દિત અને અગર્હિત હોય, તેને જ તે કરે છે. વિપત્તિમાં દીનતાનો આશ્રય ન કરવો, એટલે વીરતા ધારણ કરવી, એ પણ ઉચિત વૃત્તિવાળાનું ચિન્હ છે.

ત્યાગ એટલે આપવું અને તપ એટલે સહન કરવું. તેને ઉચિત રીતિએ વર્તનાર શક્તિ મુજબ કર્યા સિવાય રહે નહિ. શક્તિથી ઓછા પ્રમાણમાં પણ ન કરે, તેમ અધિક પ્રમાણમાં પણ ન કરે, એ પણ ઉચિતવૃત્તિનું કાર્ય છે. તથા ધર્મના વિષયમાં પરમાર્થને ઓળખવો, એ સુલબ્ધલક્ષ્યતા છે. ઔચિત્યવૃત્તિ-સદ્ગુણને ધારણ કરનારમાં તે અવશ્ય હોય છે.

## સમ્યગ્દર્શન

આ રીતે અધિકારિપણાને લક્ષણો વડે ઓળખી, અધિકારી આત્માઓને જ ધર્મ આપવા પ્રયત્ન કરવો એ હિતકર છે: અન્યથા, સિદ્ધાન્તવિરાધના, સર્વજ્ઞાજ્ઞાખંડના આદિ મોટા દોષો થવાનો સંભવ છે.

આ રીતે અધિકારીને જ ધર્મ આપવાનું કહી, હવે શ્રાવકધર્મની વ્યાખ્યા કરે છે. શ્રાવકધર્મનું મૂલ સમ્યક્ત્વ છે, તેથી સમ્યક્ત્વમૂલ બાર વ્રતોને શ્રાવકધર્મ કહેવાય છે.

સમ્યક્ત્વને ધર્મવૃક્ષનું મૂલ, ધર્મપુરનું દ્વાર, ધર્મપ્રાસાદનો પાયો, ધર્મપીઠનો આધાર, ધર્મામૃતનું ભાજન તથા ધર્મગુણોના નિધાન તરીકે શાસ્ત્રોમાં વર્ણવેલ છે. તત્ત્વાર્થશ્રદ્ધાન-સ્વરૂપ શુદ્ધાત્મ-અધ્યવસાય તે જ સમ્યક્ત્વ છે. આત્મ-અધ્યવસાય એ પરોક્ષજ્ઞાની એવા છદ્મસ્થ પ્રાણિઓને અગોચર છે. પરોક્ષજ્ઞાની એવા છદ્મસ્થ આત્માઓથી તો તેને ઉચિત પ્રવૃત્તિના સ્વીકાર અને અનુચિત પ્રવૃત્તિના તિરસ્કાર

દ્વારાએ જ ઓળખી શકાય છે. સમ્યક્ત્વની ઉત્પત્તિ પણ પરમાર્થથી તો કર્મગ્રન્થીનો ભેદ થવાથી થાય છે, તો પણ મિથ્યાત્વત્યાગાદિ ક્રિયાઓ જ કર્મગ્રન્થીના ભેદમાં કારણ-ભૂત થાય છે, તેથી કારણમાં કાર્યનો ઉપચાર કરીને વ્યવહારમાં મિથ્યાત્વત્યાગને જ સમ્યક્ત્વ માનેલું છે. એ કારણે શ્રાવક-ધર્મની ઇચ્છાવાળો આત્મા યાવજ્જિવિત માટે, મન-વચન-કાયાથી, કરવું-કરાવવું અને અનુમોદવું એ સર્વ પ્રકારે મિ-થ્યાત્વનો ત્યાગ કરે.

## મિથ્યાત્વત્યાગ

વિપર્યસ્ત આત્મ-અધ્યવસાય રૂપ મિથ્યાત્વ અનેક પ્રકારનું છે, તો પણ તે જીવપરિણામ રૂપ હોવાથી, સકલ લોકને અ-ગોચર છે, તેથી અહીં તેના કારણ રૂપ મિથ્યાત્વની ક્રિયાઓનો ત્યાગ યાવજ્જિવિત માટે કરવાનો કહ્યો છે અને એ ક્રિયાઓ બીજી કોઈ નહિ કિન્તુ લૌકિક દેવાદિને વિષે પ્રશસ્ત મન-વચન-કાયાનો વ્યાપાર કરવો વિગેરે છે. જેમકે-મહાદેવ, કૃષ્ણ, બ્રહ્મા, ઇન્દ્ર, કામદેવ, બુદ્ધ અને કપિલાદિક દેવતાઓનું મનથી ધ્યાન કરવું, વચનથી સ્તુતિ કરવી તથા કાયાથી પૂજાદિ કરવાં, તે મુક્તિનિમિત્ત નહિ હોવાથી મિથ્યાત્વ છે અને તેનો ત્યાગ તે સમ્યક્ત્વ છે.

લૌકિક દેવોને કાયા વડે વન્દન કરવું, તેમની પુષ્પાદિ વડે પૂજા કરવી, વસ્ત્રાદિ વડે તેમનો સત્કાર કરવો, અને સ્તોત્રાદિ વડે તેમનું સન્માન કરવું, એ વિગેરે જેમ મિથ્યાત્વ છે, તેમ શ્રી ઋષભાદિ લોકોત્તર દેવોને વિષે પણ સરાગીપણાની કલ્પના કરી, લૌકિક ફળની કામનાએ તેમનું વન્દન-પૂજન-સત્કાર-

સન્માનાદિ કરવું, તે પણ મિથ્યાત્વ છે. મિથ્યાત્વનો પણ શ્રાવકે જીવનપર્યંત ત્યાગ કરવો જોઈએ.

જેમ લૌકિક દેવગત મિથ્યાત્વનો ત્યાગ કરવો, તેમ શ્રી જૈનધર્મથી બહિર્ભૂત તાપસાદિ અન્યતીર્થિક ગુરૂઓની સાથે પણ સંભાષણ, પરિચય, આજ્ઞાકરણ આદિ પ્રવૃત્તિઓને પણ છોડી દેવી : એટલું જ નહિ, કિન્તુ રજોહરણાદિ લોકોત્તમ લિંગને ધારણ કરનાર પાર્શ્વસ્થાદિ સાધુઓનું પણ વન્દન, પૂજન, સત્કાર આદિ કરવું છોડી દેવું.

એ માટે આગમમાં કહ્યું છે કે-**"પાસત્થો, ઓસન્નો, કુશીલીઓ, સંસક્તો અને યથાછંદો, એ પાંચ શ્રી જિનમતમાં અવન્દનીય છે."**

**પાર્શ્વસ્થ** તે છે, કે જે જ્ઞાન-દર્શન-ચારિત્રની માત્ર પાસે રહે, કિન્તુ તેની આરાધના કરે નહિ : એટલું જ નહિ, કિન્તુ વગર કારણે શય્યાતર-પિંડ, અભ્યાહૃત (સામું લાવેલું) પિંડ, રાજપિંડ અને અગ્રપિંડાદિ ભોગવે : સ્થાપનાકુલોમાં વિહરે : તથા સંખડિ ( જમણવારમાં જવું ) આદિ દોષોને સેવે.

**અવસન્ન** તે છે, કે જે આવશ્યક, સ્વાધ્યાય, પ્રતિલેખન, ધ્યાન, ભિક્ષા, તપ, ગુપ્તિ, સમિતિ આદિ ક્રિયાઓને ન કરે અથવા ન્યૂનાધિક કરે અથવા માત્ર ગુરૂવચનના બલાત્કારે કરે : એક ઘેર ભોજન કરે : અને ચાતુર્માસ સિવાયના કાલમાં પાટ-પાટલા વાપરે, એ વિગેરે પ્રકારે સાધુધર્મથી વિરૂદ્ધપણે વર્તે.

**કુશીલ** તે છે, કે જે કાલ, વિનયાદિ આઠ પ્રકારના જ્ઞાનાચાર, નિ:શંકિતાદિ આઠ પ્રકારના દર્શનાચાર અને સમિ-

ત્યાદિ આઠ પ્રકારના ચારિત્રાચારથી વિપરીત વર્તે, કૌતુકકર્મ અને ભૂતિકર્મ કરે, નિમિત્ત બતાવે, વિદ્યા અને મંત્ર વડે આજીવિકા કરે, પાપ વિદ્યાઓ ભણે અને ભણાવે, એ વિગેરે સાધુધર્મથી વિરૂદ્ધ ક્રિયાઓ કરે.

**સંસક્ત** તે છે, કે જે નિત્ય એક જગ્યાએ રહે, લોકના અતિ સંસર્ગમાં આવે, મૂલ ગુણ અને ઉત્તર ગુણમાં અનેક પ્રકારના દોષો લગાડે, વિદૂષકાદિના વેષ ધારણ કરે, રંગેલાં વસ્ત્રો પહેરે, નાટકાદિને જૂએ, હિંસાદિ પાંચ આશ્રવમાં પ્રવર્તે, રસાદિ ત્રણ ગારવમાં ગૃદ્ધ રહે, સ્ત્રીઓ અને ગૃહસ્થોનો સંગ કરે અથવા પાસત્થાદિકની સાથે મલે ત્યારે પાસત્થા જેવો બને અને સંવિજ્ઞોના સંગમાં સંવિજ્ઞ જેવો બને.

પાર્શ્વસ્થાદિ ચારનો પરિચય પ્રાયઃ ચારિત્રનો નાશ કરે છે. તેમની પ્રશંસા કરવાથી તેમનાં પાપોની પ્રશંસા થાય છે અને તેમને વન્દન કરવાથી કીર્તિ કે નિર્જરા થવાને બદલે કાયક્લેશ અને કર્મબન્ધ થાય છે.

પાર્શ્વસ્થાદિ ચાર કરતાં પણ યથાચ્છન્દોની સાથેનો સંસર્ગ સવિશેષ દોષને કરનારો છે: ચારિત્ર અને સમ્યક્ત્વ ઉભયનો નાશ કરનારો છે: તેથી તે વિશેષે વર્જ્ય છે.

**યથાચ્છન્દ** તે છે, કે જે આગમવિરૂદ્ધ આચરણ અને આગમવિરૂદ્ધ પ્રરૂપણ–એ ઉભયને કરે છે. આગમમાં કહેલાથી વિપરીત વર્તવું અને વિપરીત બોલવું, એ એનું લક્ષણ છે. સ્વચ્છંદ મતિથી વિકલ્પિત વર્તવું, ગૃહસ્થોના કાર્યની ચિન્તા કરવી, ઈચ્છિત વસ્તુ મેળવવા માટે વારંવાર ગોચરી જવું, સુખ, શાતા અને વિકૃતિ (ઘી દૂધાદિ)માં આસક્ત રહેવું, ઘર બંધાવવાં, કૂવા ખોદાવવા, વાટિકાઓ બનાવવી અગર તેમાં

ભાગ લેવો, શ્રાવકો ઉપર કર નાખવો, ચૈત્યનો વહીવટ કરવો, એ વિગેરે સૂત્રોત્તીર્ણને સ્વયં આચરવું તથા અન્ય પાસે આચરાવવું અગર આચરવા માટે પ્રરૂપણા કરવી, એ જ યતિવેષધારી યથાચ્છંદિઓની અહર્નિશની પ્રવૃત્તિ છે. તેવા યથાચ્છંદિઓના સંસર્ગ માત્રથી મિથ્યાત્વની પ્રાપ્તિનો સંભવ છે. અચાનક સંપર્ક થઈ જાય, તો પણ સામર્થ્યવાન સાધુ અગર શ્રાવકે તેની સૂત્રવિરૂદ્ધ આચરણા અને પ્રરૂપણાઓનું ખંડન કરવું. શક્તિના અભાવે બે કાનમાં આંગળીઓ નાખવી, પણ તેનું કથન શ્રવણ કરવું નહિ. તેવાઓનું વચન સાંભળવાથી શ્રુતને જાણનાર સાધુને પણ મિથ્યાત્વની પ્રાપ્તિનો સંભવ છે, તો પછી જીવાજીવાદિ તત્ત્વોથી અજાણ અને શ્રુતજ્ઞાનથી વિરહિત શ્રાવક માટે તો કહેવું જ શું? તેવા પ્રકારના આગમના અભ્યાસથી રહિત શ્રાવક ઉત્તર આપવા માટે અસમર્થ છે, તેથી તેને સન્માર્ગથી ચ્યુત થતાં વાર લાગતી નથી. તેની સાથે વાદવિવાદ કરવાથી ઈતર લોકને પણ વિસંવાદ અને સન્માર્ગમાં સંશય થવાનું પ્રબળ નિમિત્ત ઉભું થાય છે. એ કારણે તેને સર્વ પ્રકારે અનાયતન-અશુદ્ધિનું સ્થાન જાણીને, તેનો ત્યાગ કરી દેવો જોઇએ: કારણ કે-મિથ્યાત્વનો હેતુ પણ મિથ્યાત્વ જ છે. એવાઓને કરેલું વન્દનાદિ એકાન્ત વિપર્યસ્ત પરિણામને પેદા કરનારૂં છે, તેથી તે પણ મિથ્યાત્વની જેમ એકાન્ત ત્યાજ્ય છે.

એ રીતે સ્વ-પર-પક્ષ-વિષયક (લૌકિક અને લોકોત્તર) મિથ્યાત્વને સમજી, તેનો ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કરવો અને તેનું પાલન કરવા માટે નિરન્તર ભાવના કરવી: જેમકે-'આ મિથ્યાત્વને હુ મનથી પણ નહિ આચરૂં, વચનથી પણ નહિ

આચરૂં અને કાયાથી પણ નહિ આચરૂં. એ રીતે મનથી, વચનથી અને કાયાથી બીજા પાસે નહિ આચરાવું તથા આચરતા હોય તેનું અનુમોદન પણ નહિ કરૂં.'

**શંકા૦** શ્રાવકને હંમેશાં મિથ્યાદૃષ્ટિઓના સહવાસમાં વસવાનું હોવાથી, મિથ્યાત્વની અનુમતિનો દોષ કેમ ન લાગે? શાસ્ત્રમાં સંવાસાનુમતિથી જ શ્રાવકને ત્રિવિધ ત્રિવિધ વ્રતનો નિષેધ કર્યો છે.

**સમાધાન૦** એનું સમાધાન એ છે કે-સંવાસ માત્રથી જેમ આરમ્ભમાં અનુમતિ માનેલી છે, તેમ શ્રી જિનમતમાં મિથ્યાદૃષ્ટિઓની સાથે એકત્ર વસવા માત્રથી મિથ્યાત્વની અનુમતિ માનેલી નથી. આરમ્ભાનુમતિ અને મિથ્યાત્વાનુમતિમાં મોટો ફરક છે : કારણ કે-રાજા, પ્રજા, શ્રેષ્ઠિ, અમાત્ય, શિલ્પજીવી અને કલાજીવી પરસ્પર આરંભની સામગ્રીના આપવા-લેવાથી ઉપકૃત થાય છે. જેમકે-રાજા કર લે છે, પ્રજા કર આપે છે : શ્રેષ્ઠી આદિ આજીવિકા આપે છે, શીલ્પી આદિ આજીવિકા લે છે : તેથી પરસ્પર આરમ્ભની સંવાસાનુમતિ લાગે છે, જ્યારે મિથ્યાત્વ રૂપ વ્યાપારમાં સહવાસિની સહાયની આવશ્યકતા નથી. તે તો સ્વ-અધ્યવસાયથી થનારો છે, તેથી રાજાદિ મિથ્યાદૃષ્ટિ લોકના મધ્યમાં વસવા છતાં,-'આ શ્રાવક મને મિથ્યાત્વમાં પ્રવર્તાવે છે'-એવો ભાવ મિથ્યાદૃષ્ટિઓને પણ થતો નથી : જ્યારે આરમ્ભમાં એમ થાય છે કે-'આ શેઠ મને જીવાડે છે, આ રાજા મારૂં પાલન કરે છે, આ અમાત્ય મારૂં રક્ષણ કરે છે.' વિગેરે.

એ રીતે સંવાસકૃત અનુમતિનો દોષ આરમ્ભાદિકમાં આવે છે, કિન્તુ મિથ્યાત્વમાં આવતો નથી. મિથ્યાત્વમાં પણ

સંવાસાનુમતિનો દોષ માનીએ, તો સમ્યક્ત્વમાં સંવાસાનુમતિનો ગુણ પણ માનવો જોઈએ અને એમ માનવાથી અભવ્ય અને દૂરભવ્ય આત્માઓને સમ્યગ્દષ્ટિઓના સહવાસમાં વસવા માત્રથી સમ્યક્ત્વની પ્રાપ્તિ માનવી પડશે અને તેથી શાસ્ત્ર-નિષિદ્ધ મોક્ષ અને અનુત્તર વિમાનાદિમાં ઉત્પત્તિ પણ માનવાની આપત્તિ આવશે. તેથી આત્મપરિણામ રૂપ સમ્યક્ત્વ-મિથ્યા-ત્વમાં સંવાસાનુમતિ નથી લાગતી, એ જ સિદ્ધ થાય છે.

આ રીતે મિથ્યાત્વનો ત્યાગ કરી, શ્રી જિનપૂજનાદિ વિધિવિધાનપૂર્વક, ગુરૂ પાસે આવીને સમ્યક્ત્વ અંગીકાર કરે. જેમકે–આજથી માંડીને બાહ્ય–અભ્યંતર સંગથી રહિત અરિહંતો એ મારા દેવ છે અને પૂજ્ય સુસાધુઓ એ મારા ગુરુ છે.

## દર્શનાચારના આઠ પ્રકારો

ત્યારબાદ સંપૂર્ણ ભાવચારિત્રની ઇચ્છાવાળો તે સમ્યગ્દષ્ટિ શ્રાવક આઠ પ્રકારના દર્શનાચારોનું પાલન કરે. દર્શનશુદ્ધિ વિના કષ્ટક્રિયા કરનારને પણ શુદ્ધિ કે ફલની પ્રાપ્તિ માનેલી નથી.

કહ્યું છે કે–

**"અનેક પ્રકારની ક્રિયાઓને કરે : સ્વજન, ધન અને ભોગોનો ત્યાગ કરે: તથા દુઃખને છાતી ઉપર ધારણ કરે, તો પણ અંધો માણસ શત્રુના સૈન્યને જીતી શકે નહિ. તેમ અનેક પ્રકારની વિરતિ કરે : સ્વજન, ધન અને ભોગોનો ત્યાગ કરે : તથા પરિષહ અને ઉપ-સર્ગોનાં તીવ્ર કષ્ટો સહન કરે : તો પણ અંધ સમાન મિથ્યાદૃષ્ટિ આત્માની સિદ્ધિ થાય નહિ. આથી કર્મ-શત્રુના સૈન્યને જીતવાની ઇચ્છાવાળાએ સમ્યગ્દર્શનને**

**વિષે ઉદ્યમ કરવો જોઇએ. જ્ઞાન, તપ કે ચારિત્ર સમ્યગ્દર્શનવાનનાં જ સફલ છે: બીજાઓનાં નિષ્ફળ છે."**

એ દર્શનાચાર આઠ પ્રકારનો છે:—

૧–**નિઃશંકિત**–જીવાદિ તત્ત્વોને વિષે નિઃશંક.

૨–**નિષ્કાંક્ષિત**–અન્યતીર્થિક મતોની અનાકાંક્ષા.

૩–**નિર્વિચિકિત્સ**–અનુષ્ઠાનના ફલમાં નિશ્ચય.

૪–**અમૂઢદૃષ્ટિ**–કુતીર્થિકોના વિદ્યામંત્ર ચમત્કારાદિ દેખવા છતાં અમોહિત મતિ.

(ગુણ–ગુણીનો કથંચિત્ અભેદ હોવાથી, દર્શનવાનના કથન દ્વારાએ દર્શનાચારનું કથન કર્યું. હવેના ચાર આચારમાં ગુણ–ગુણીનો કથંચિત્ ભેદ માની, ગુણના કથન દ્વારાએ દર્શનાચારનું કથન કરે છે.)

૫–**ઉપબૃંહણ**–ગુણવાનની સ્તુતિ–પ્રશંસાદિ.

૬–**સ્થિરીકરણ**–ધર્મમાં અસ્થિરને સ્થિર કરવો.

૭–**વાત્સલ્ય**–સાધર્મિકોની આહારાદિ વડે ભક્તિ કરવી તથા વત્સલતા બતાવવી.

૮–**પ્રભાવના**–શ્રી જિનશાસનના પ્રભાવને પ્રગટ કરવો તથા પ્રચારવો.

નિઃશંકિતાદિ પ્રથમના ચાર આચારો વિપક્ષના વર્ણન દ્વારાએ તથા ઉપબૃંહણાદિ ચાર આચારો સ્વરૂપના કથન દ્વારાએ કહેવામાં આવ્યા છે.

## સર્વ–વિષયક અને દેશ–વિષયક–શંકા

ભગવાન શ્રી અરિહંતપ્રણીત ધર્માધર્માકાશાદિ અત્યન્ત ગહન પદાર્થોને વિષે મતિમન્દતાદિ અનેક કારણોએ સર્વથી

ચા દેશથી સંશય થવો તે શંકા છે. સર્વ-વિષયક સંશય તે સર્વ-શંકા છે અને દેશ-વિષયક સંશય તે દેશ-શંકા છે.

સર્વ-વિષયક શંકા : જેમકે-'શ્રી આચારાંગાદિક સમસ્ત ગણિપિટક-લોકોત્તર શ્રુત પ્રાકૃત ભાષામાં રચાયેલું છે, તેથી તેને રચનારા પુરૂષો પ્રાકૃત-સામાન્ય હોવા જોઈએ, કિન્તુ અસાધારણ કે વિદ્વાન હોવા જોઈએ નહિ : જો વિદ્વાન હોત, તો સકલ શિષ્ટપુરૂષોને અભીષ્ટ અને વ્યાકરણાદિપ્રતિપાદિત પ્રતિનિયત પ્રયોગયુક્ત સુવિશિષ્ટ સંસ્કૃત ભાષામાં શાસ્ત્રોની રચના કરત : માટે શ્રી આચારાંગાદિ દ્વાદશાંગ શ્રુત પ્રાકૃત પુરૂષોએ રચેલું છે, તેથી અવિશ્વસનીય છે.' આ સર્વ-વિષયક શંકા છે. તેનું સમાધાન એ છે કે-' પરમોપકારકરણૈકતત્પર ભગવાન શ્રી ગણધરદેવોએ બાલાબાલાદિ સકલ ઉપકાર્ય લોકને ઉપકાર થઈ શકે, એ કારણે સૂત્રોને અર્ધ માગધી નામની પ્રાકૃત ભાષામાં ગુંથ્યાં છે : વળી તે ભાષા અલ્પ અક્ષર અને મહા અર્થ આદિ અનેકગુણગણયુક્ત હોવાથી, બીજી સર્વ ભાષાઓથી વિશિષ્ટ છે. જેમ તે ભાષા અલ્પ ગ્રન્થ અને મહા અર્થથી યુક્ત છે, તેમ તે ભાષામાં ગુંથાયેલાં આગમસૂત્રો બત્રીસ દોષે રહિત, આઠ ગુણે યુક્ત અને શબ્દશાસ્ત્રના નિયમોથી અલંકૃત છે. તદુપરાન્ત, તે આગમોમાં કહેલું કથન કષ, છેદ અને તાપથી શુદ્ધ કંચનની જેમ શુદ્ધ છે. સમસ્ત રત્નો જેમ રત્નાકરની ઉત્પત્તિ છે, તેમ જગતનાં સમસ્ત સૂકતો તે શ્રી જિનાગમમાંથી જ ઉદ્ભવને પામ્યાં છે.'

શ્રી જિનાગમનું સદ્ભૂત વર્ણન કરતાં એક સ્થળે કહ્યું છે કે-

"मुनिउणमणाइनिहणं, भूअहिअं भूयभावणमणग्घं ।
अमिअमजिअं महत्थं, महाणुभावं महाविसयं ॥ १ ॥"

શ્રી જિનાગમ એ સુનિપુણ છે, અનાદિનિધન છે, ભૂતહિત છે, સદ્‌ભૂતનું ભાવન છે, અનર્ઘ્ય છે, અમિત છે, અને અજિત છે: તેમજ મહા અર્થવાળું, મહા પ્રભાવવાળું અને મહા વિષયવાળું છે.

દેશ-શંકા, તે શ્રી જિનાગમના અમૂક અમૂક વિષયમાં શંકા થવી, તે છે: જેમકે-'જીવત્વ સમાન હોવા છતાં એક ભવ્ય અને એક અભવ્ય કેમ? અથવા એક આકાશપ્રદેશમાં અનન્ત પરમાણુ આદિ કેવી રીતે રહી શકે?' જો કે-વસ્તુના સ્વભાવમાં પ્રશ્ન હોઇ શકતા નથી: જેમકે-'અગ્નિ બાળે છે અને આકાશ કેમ બાળતું નથી?'-એવો પ્રશ્ન કોઈ કરતું નથી, તો પણ મિથ્યાત્વના ઉદયે શ્રી જિનવચનમાં સંદેહને ઉત્પન્ન કરનારા તેવી જ જાતિના પ્રશ્નો હૃદયમાં ઉઠે છે. તેનું સમાધાન નહિ થવાથી તે તે વિષયની શંકા વધતી જાય છે અને પરિણામે દર્શનાચારની પાલનામાં તે અંતરાયભૂત બને છે, તેથી તેવી શંકાઓનાં તાત્કાલિક સમાધાન કરી લેવાં જોઇએ. તેવા પ્રકારના ગુરૂના સંયોગ આદિના અભાવે અગર મતિમન્દતાદિના કારણે સમાધાન ન થાય, તો પણ શ્રી જિનવચનના પ્રામાણ્ય પ્રત્યે લેશ પણ અવિશ્વાસ લાવવો જોઇએ નહિ.

## કાંક્ષાના બે પ્રકારો

કાંક્ષા પણ બે પ્રકારની છે: 'સાંખ્યાદિ સર્વ દર્શનો મોક્ષનાં કારણ છે.'-એમ માનીને તેની અભિલાષા કરવી, તે સર્વ-કાંક્ષા છે અને એમાંના એકાદ દર્શનની અભિલાષા કરવી, તે દેશ-કાંક્ષા છે. 'સર્વ દર્શનોમાં અહિંસા, સુકૃત-દુષ્કૃતનું ફળ તથા સ્વર્ગ-મોક્ષ આદિનું વર્ણન સમાન છે, તેથી

સર્વ દર્શનો મોક્ષનાં અંગ છે.'–એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, પરન્તુ નય-દુર્નયના સ્વરૂપને સમજવાથી તે કાંક્ષા નષ્ટ થાય છે. ઈતર દર્શનો એક એક નયની માન્યતાને આગળ કરી ઉત્પન્ન થયેલાં છે અને પોતાથી ભિન્ન નયની માન્યતાનો તિરસ્કાર કરી રહ્યાં છે, તેથી અસત્ય છે. શ્રી જિન-શાસન, એ સર્વ નયોને પોતામાં સમાવી લે છે, તેથી તેનું નિરૂપણ સર્વાંશ સત્ય છે.

## વિચિકિત્સાના બે પ્રકારો

વિચિકિત્સા પણ બે પ્રકારની છે : દેશ-વિષયક વિચિકિત્સા, યમ-નિયમ-ચૈત્યવન્દનાદિ કોઈ પણ એક અનુષ્ઠાનના ફળનો સંદેહ ઉત્પન્ન કરે છે : જ્યારે સર્વ-વિષયક વિચિકિત્સા ચૈત્ય-વન્દનાદિ સઘળાં અનુષ્ઠાનોનાં ફળોમાં સંદેહ ઉત્પન્ન કરે છે. અથવા–'પૂર્વપુરૂષો આગમનિર્દિષ્ટ માર્ગને યથોક્તપણે પાળ-નારા હતા તેથી, તેમને આગમમાં કહેલા સ્વર્ગાપવર્ગાદિક ફળની પ્રાપ્તિ શક્ય છે, કિન્તુ આધુનિકના તેવા પ્રકારની ધૃતિ અને સંઘયણાદિથી રહિત પુરૂષોને ધર્મવ્યાપારોનું યથોક્ત ફળ મળવું શક્ય નથી.' આ જાતિની વિચિકિત્સા-ધર્મક્રિયાના ફળનો સંદેહ પણ વસ્તુતઃ મિથ્યાત્વનું જ કારણ છે. પૂર્વ-પુરૂષો ધૃતિ આદિથી યુક્ત હતા, તો તેમને ઉત્કૃષ્ટ ફળ મળે અને વર્તમાનના પુરૂષો ધૃતિ આદિએ કરીને હીન છે તેથી જઘન્ય-મધ્યમાદિ ફળ મેળવે, પણ–'ધર્મકાર્યોનું સર્વથા ફળ ન મળે'–એમ માનવું, એ મતિમોહ સિવાય બીજું કાંઈ નથી.

આગમમાં કહ્યું છે કે–"**આ ક્ષેત્રમાં દુપ્પસહસૂરિ પર્યંત ચારિત્ર છે એમ ભગવાને કહેલું છે અને એ**

**ચારિત્ર આજ્ઞાયુક્તને અવશ્ય હોય છે. 'અધુના તે નથી.'–એમ કહેવું તે વ્યામોહ છે."**

એ રીતે તીર્થાવસાન પર્યંત સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર રહેનાર છે. અને તેને ધારણ કરનાર આત્માઓને કાલાદિના અનુસારે મુક્તિફલને આપનારૂં અનુષ્ઠાન પણ અવશ્ય રહેનારૂં છે: તેથી કાલાદિના અનુસારે યતનાપૂર્વક સંભવિત સંયમાનુષ્ઠાનને આરાધનાર સાધુપુરૂપોની નિન્દા કરનાર મહાન અનર્થને પ્રાપ્ત કરે છે, એમ પણ શ્રી જિનાગમમાં કહ્યું છે. તાત્પર્ય કે–કાલ, સંહનન અને ધૃતિ આદિને અનુરૂપ પરાક્રમ ધર્મને વિષે ફોરવનાર આત્માને તેનું શાસ્ત્રોક્ત ફળ અવશ્ય મળે છે, એમ સમજી સર્વથા નિર્વિચિકિત્સ રહેવું જોઈએ.

## મૂઢદૃષ્ટિતા

મોક્ષમાર્ગથી રહિત અન્ય આત્માઓની વિભૂતિવિશેષોને જોઇ, જેનું ચિત્ત મુંઝાતું નથી કે ભ્રાન્તિને પામતું નથી, તે આત્માઓ અમૂઢદૃષ્ટિ કહેવાય છે. વિભૂતિ અને ઋદ્ધિઓ અનેક પ્રકારની હોય છે. કેટલીક વશીકરણાદિ વિદ્યાથી સમ્પાદિત હોય છે, કેટલીક ઉપવાસાદિ કષ્ટકારી તપ કરવાથી પ્રાપ્ત થાય છે અને કેટલીક સુવર્ણસિદ્ધિ આદિની સાધનાથી સિદ્ધ થાય છે. તપ વિગેરેથી વૈક્રિયલબ્ધિ અને આકાશગમનાદિ લબ્ધિઓ પણ હોય છે. અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, આસન, શય્યાદિ અનેક પ્રકારો વડે પૂજાની પ્રાપ્તિ થવી, એ પણ ઋદ્ધિનો જ પ્રકાર છે. અન્ય લિંગમાં રહેલા તથા મોક્ષમાર્ગની વિરૂદ્ધ વર્તનારા આત્માઓની પણ પૂજા, સત્કાર, વિભૂતિ આદિ જોઇને જેઓ ચલચિત્ત થતા નથી, તેઓ દર્શનાચારના ચોથા આચારને પાળનારા છે.

## શંકા-વિચિકિત્સા વચ્ચે ભેદ

શંકા, કાંક્ષા, વિચિકિત્સા અને મૂઢદૃષ્ટિતા વિગેરે મિથ્યાત્વ-મોહનીયના ઉદયથી થનારા જીવના પરિણામ વિશેષ છે, તેથી તેને સમ્યક્ત્વના અતિચાર પણ કહેવાય છે. શંકા અને વિચિકિત્સા, એ બે દોષો લગભગ સરખા લાગે છે, તો પણ તે બેમાં થોડો ભેદ છે. શંકા એ દ્રવ્ય અને ગુણ વિષયક છે, જ્યારે વિચિકિત્સા એ ક્રિયા વિષયક છે. યુક્તિ અને આગમથી સિદ્ધ એવાં પણ અનુષ્ઠાનોના ફલ પ્રત્યે સંદેહ, તે વિચિકિત્સા નામનો ત્રીજો દોષ છે: અને આત્મા, પરલોક, ધર્માસ્તિકાયાદિ પદાર્થોના સ્વરૂપ અને અસ્તિત્વ સંબંધી સંદેહ, તે શંકા નામનો પહેલો દોષ છે.

## ઉપબૃંહણ, સ્થિરીકરણ અને વાત્સલ્ય

વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, તપ અને ચરણ-કરણ આદિને વિષે ઉદ્યમવન્ત આત્માઓની પ્રશંસા કરવી, તે ઉપબૃંહણ નામનો દર્શનાચાર છે.

વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય અને તપશ્ચર્યા આદિ ગુણોને વિષે મન્દ ઉત્સાહવન્ત બનેલા આત્માઓને તથાપ્રકારનાં વચનો વડે ઉત્સાહિત કરવા, મનુષ્યભવની દુર્લભતા આદિ દર્શાવી ઉદ્યમવન્ત બનાવવા, તે સ્થિરીકરણ નામનો દર્શનાચાર છે.

સમાનધર્મિઓનું ભક્ત, પાન અને વસ્ત્રપાત્રાદિ વડે વાત્સલ્ય કરવું, તે વાત્સલ્ય નામનો દર્શનાચાર છે. પ્રાઘૂર્ણક (પરોણા), આચાર્ય, ગ્લાન, તપસ્વી, બાલ આદિની વિશેષે ભક્તિ કરવી, તે વાત્સલ્યગુણને દીપાવનાર છે.

## પ્રભાવના

પ્રભાવના, એ આઠમો દર્શનાચાર છે. સ્વશક્તિ વડે શ્રી જિનશાસનને દીપાવવું, એનું નામ પ્રભાવના છે. જો કે-શ્રી જિનપ્રવચન અનેક અતિશયોનું નિધાન છે અને પોતાના પ્રભાવથી જ પ્રતિષ્ઠિત છે, તો પણ તે ભવ્ય આત્માઓના મનને વિષે અધિક સ્થિર થાય, એવો પ્રયત્ન કરવો, એ સમ્યગ્દષ્ટિઓનું કર્તવ્ય છે. અવધિજ્ઞાનાદિ આતિશાયિક ઋદ્ધિ-વાળા, ધર્મકથાની લબ્ધિવાલા, વાદલબ્ધિવાલા, પ્રવચનના પારગામી આચાર્યાદિકો, છટ્ઠ–અઠ્ઠમાદિ વિપ્રકૃષ્ટ (કઠીન) તપ કરનારાઓ, નિમિત્ત આદિને જાણનારાઓ, કવિત્વશક્તિને ધારણ કરનારાઓ અને રાજાપ્રજાદિ બહુજનમાન્ય એવા પુરૂષો પોતપોતાની વિભૂતિ વડે શ્રી જિનપ્રવચનની પ્રભાવના કરી શકે છે. યાવત્-મધ્યસ્થ દૃષ્ટિવાલા આત્માઓને શ્રી જિનકથિત તીર્થ ઉપર બહુમાન ઉત્પન્ન કરાવી શકે છે.

## શુશ્રૂષાદિ ગુણો

મિથ્યાત્વાદિના ત્યાગ દ્વારાએ સમ્યક્ત્વનું સ્વરૂપ દર્શાવી, હવે શુશ્રૂષાદિ ગુણોના આસેવન દ્વારા સમ્યક્ત્વનું સ્વરૂપ બતાવે છે. શ્રાવકધર્મના મૂલભૂત સમ્યક્ત્વ, એ તત્ત્વાર્થશ્રદ્ધાન સ્વરૂપ છે. તત્ત્વ એટલે સર્વજ્ઞોપદિષ્ટ જીવાજીવાદિ પદાર્થો અને તેનું શ્રદ્ધાન એટલે-'એ એમ જ છે'-એવી પ્રતીતિ. એ જાતિના સમ્યક્ત્વની હયાતિમાં અસદ્ગ્રહની હયાતિ નાશ પામે છે અને શુશ્રૂષા, ધર્મરાગ આદિ ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે.

સદ્બોધના કારણભૂત ધર્મશાસ્ત્ર સાંભળવાની તીવ્ર ઇચ્છા, એનું નામ શુશ્રૂષા છે. શુશ્રૂષા વિના સાંભળેલું શ્રુત સર

વિનાના કૂપખનન તુલ્ય છે. શુશ્રૂષા પણ પર અને અપર બે પ્રકારની છે. યુવાન અને વિદગ્ધ એવા કાન્તાયુક્ત કામિ-પુરૂષને કિન્નરના ગેયશ્રવણમાં જે આનંદ હોય છે, તેથી પણ અધિક આનન્દ શુશ્રૂષાવાળાને ધર્મશ્રવણમાં હોય છે.

ધર્મરાગ એટલે ધર્મના કારણભૂત સદનુષ્ઠાનને વિષે તીવ્ર અભિલાષ. કાન્તારોત્તીર્ણ અને ક્ષુધાથી પીડિત એવા બ્રાહ્મણને ઘૃતપૂર્ણ (ઘેબર) ને વિષે જેટલો અભિલાષ હોય, તેથી પણ અધિક અભિલાષ ધર્મરાગવાળાને સદનુષ્ઠાનને વિષે હોય છે.

ગુરૂદેવની વૈયાવચ્ચમાં નિયમ. ગુરૂ એટલે ધર્મોપદેશક આચાર્યાદિ અને દેવ એટલે આરાધ્યતમ શ્રી અરિહંતો. અહીં ગુરૂપદ પ્રથમ મૂકવાનું પ્રયોજન એ છે કે-એક અપેક્ષાએ ગુરૂ પણ દેવ કરતાં પ્રથમ પૂજ્ય બને છે: કારણકે-ગુરૂના ઉપદેશ વિના સર્વજ્ઞ એવા દેવનો બોધ થવો જ દુષ્કર છે. તે ગુરૂદેવની સ્વશક્ત્યનુસાર ભક્તિ-વિશ્રામણા-અભ્યર્ચના-પૂજાદિ નિરન્તર કરવાનો નિયમ સમ્યગ્દૃષ્ટિને હોય.

## સમ્યગ્દર્શન છતાં અણુવ્રતાદિ ન પણ હોય

સમ્યક્ત્વવાન આત્મા શુશ્રૂષાદિ ગુણોને અવશ્ય ધારણ કરવાવાળો હોય છે, પરન્તુ વ્રતના અંગીકારમાં તેવો નિયમ નથી. સમ્યગ્દષ્ટિ આત્મા અણુવ્રતાદિ વ્રતો અંગીકાર કરે પણ ખરો અને ન પણ કરે: કારણ એ છે કે-સમ્યક્ત્વની સંપ્રાપ્તિમાં જેટલો કર્મનો ક્ષયોપશમાદિ થવો જોઈએ, તેના કરતાં ચારિત્રની સંપ્રાપ્તિમાં અધિક કર્મોના ક્ષયોપશમાદિની જરૂર છે. અર્થાત્-દર્શનમોહનીય ઉપરાન્ત ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમાદિની પણ જરૂર છે. જો કે-અપૂર્વકરણથી

રાગદ્વેષની ગાઢ ગાંઠ ભેદાઈ જાય છે, તેથી સમ્યગ્દષ્ટિ આત્માને ચારિત્રનું પાલન તથા વ્રતોનો અંગીકાર એ જ અત્યંત ઉપાદેય ભાસે છે, તો પણ જેટલી કર્મસ્થિતિ ભેદાવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, તેટલી જ કર્મસ્થિતિ ભેદવાથી ચારિત્રની પ્રાપ્તિ થતી નથી, કિન્તુ તેથી અધિક કર્મસ્થિતિ ભેદાવાની આવશ્યકતા રહે છે. એ સંબંધી આગમમાં કહ્યું છે કે–

"सम्मत्तम्मि उ लद्धे, पलिअपुहुत्तेण सावओ हुज्जा ।
चरणोवसमखयाणं, सागरसंखंत्तरा होंति ॥ १ ॥"

સમ્યક્ત્વની પ્રાપ્તિ પછી બેથી નવ પલ્યોપમ જેટલી કર્મસ્થિતિ લઘુ થયે શ્રાવકપણાની પ્રાપ્તિ થાય છે અને ચારિત્રાવરણીય કર્મની સંખ્યાત સાગર પ્રમાણ સ્થિતિ ઘટવા બાદ સર્વવિરતિ–સાધુપણાની પ્રાપ્તિ થાય છે.

## દેશવિરતિ–ગ્રહણના ૧૪૭ ભંગો

સ્થૂલ પ્રાણાતિપાતવિરમણાદિ અણુવ્રતો પાંચ છે અને તેની પુષ્ટિના કારણભૂત દિગ્વિરતિ આદિ ઉત્તરગુણો (ગુણવ્રતો અને શિક્ષાવ્રતો) સાત છે. દેશવિરતિ ચારિત્રના પરિણામ અનેક પ્રકારના હોય છે, તેથી તેને ગ્રહણ કરવાના સંભવિત ભંગ કુલ કેટલા થાય છે, તે અહીં કહે છે. દેશવિરતિ ગ્રહણ કરવાના કુલ ૧૪૭ ભંગો–પ્રકારો નીચે મુજબ થાય છે:—

| યોગ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કરણ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ | ૯ |
| ભેદ | ૧ | ૩ | ૩ | ૩ | ૯ | ૯ | ૩ | ૯ | ૯ | ૪૯ |

ત્રણ યોગ ત્રણ કરણનો એક ભંગ.૧

૧–મન, વચન અને કાયાથી કરવું, કરાવવું અને અનુમોદવું નહિ.

ત્રણ યોગ બે કરણના ત્રણ ભંગ.૨
ત્રણ યોગ એક કરણના ત્રણ ભંગ.૩
બે યોગ ત્રણ કરણના ત્રણ ભંગ.૪
બે યોગ બે કરણના નવ ભંગ.૫
બે યોગ એક કરણના નવ ભંગ.૬
એક યોગ ત્રણ કરણના ત્રણ ભંગ.૭
એક યોગ બે કરણના નવ ભંગ.૮
એક યોગ એક કરણના નવ ભંગ.૯

---

૨-(૧) કરવું અને કરાવવું, (૨) કરવું અને અનુમોદવું, (૩) કરાવવું અને અનુમોદવું.

૩-(૧) કરવું, (૨) કરાવવું, (૩) અનુમોદવું.

૪-(૧) મનથી અને વચનથી, (૨) મનથી અને કાયાથી, (૩) વચનથી અને કાયાથી.

૫-(૧) મન-વચને કરવું-કરાવવું, (૨) મન-વચને કરવું-અનુમોદવું, (૩) મન-વચને કરાવવું-અનુમોદવું, (૪) મન-કાયાએ કરવું-કરાવવું, (૫) મન-કાયાએ કરવું-અનુમોદવું, (૬) મન-કાયાએ કરાવવું-અનુમોદવું, (૭) વચન-કાયાએ કરવું-કરાવવું, (૮) વચન-કાયાએ કરવું-અનુમોદવું, (૯) વચન-કાયાએ કરાવવું-અનુમોદવું.

૬-(૧) મન-વચને કરવું, (૨) મન-વચને કરાવવું, (૩) મન-વચને અનુમોદવું, (૪) મન-કાયાએ કરવું, (૫) મન-કાયાએ કરાવવું, (૬) મન-કાયાએ અનુમોદવું, (૭) વચન-કાયાએ કરવું, (૮) વચન-કાયાએ કરાવવું, (૯) વચન-કાયાએ અનુમોદવું.

૭-(૧) મનથી કરવું-કરાવવું-અનુમોદવું, (૨) વચનથી કરવું-કરાવવું-અનુમોદવું, (૩) કાયાથી કરવું-કરાવવું-અનુમોદવું.

૮-૯-ઉપર દર્શાવેલી રીત પ્રમાણે નવ નવ ભાંગા શોધી લેવા.

એ રીતે કુલ ૪૯ ભંગોને અતીત, અનાગત અને વર્તમાન, —એ ત્રણ કાળ વડે ગુણવાથી કુલ ૧૪૭ ભંગ થાય છે. આ ૧૪૭ ભંગમાંથી કોઇ પણ એક ભંગે શ્રાવકને પચ્ચક્ખાણ સંભવે છે.

**શંકા૦** શ્રાવકને અનુમતિવર્જિત દ્વિવિધ–ત્રિવિધ પ્રત્યાખ્યાન કહ્યું છે, પણ ત્રિવિધ–ત્રિવિધ પ્રત્યાખ્યાન નથી કહ્યું, તો અહીં અનુમતિસહિત ત્રિવિધ–ત્રિવિધ ત્રણ ભંગો કેમ કહ્યા ?

**સમાધાન૦** શ્રાવકને ભરતક્ષેત્ર–વિષયક દ્વિવિધ–ત્રિવિધ પ્રત્યાખ્યાન કહ્યું છે, કિન્તુ બાહ્યદેશ–વિષયક ત્રિવિધ–ત્રિવિધ પ્રત્યાખ્યાન પણ શ્રી વિવાહપ્રજ્ઞપ્તિ ( ભગવતી ) સૂત્રમાં કહ્યું છે : કારણકે–સ્વવિષયની બહારના પદાર્થો વિષયક હિંસાદિની અનુમતિનો નિષેધ પણ શ્રાવક કરી શકે છે.

**શંકા૦** મન–વચનથી કે મનથી અગર વચનથી નહિ કરૂં, નહિ કરાવું અને નહિ અનુમોદું, એ વિગેરે ભંગોમાં કાયાનું પ્રત્યાખ્યાન નહિ હોવાથી, કાયાની પ્રવૃત્તિથી મન–વચનની પણ પ્રવૃત્તિ થઈ જશે, તો તે ભંગોના પ્રત્યાખ્યાનનું પાલન કેવી રીતે થઈ શકશે ?

**સમાધાન૦** ૧૪૭ ભંગોની રચના પ્રત્યેક ભંગ પચ્ચક્ખાણ લેનારા હોય છે એમ દર્શાવવાને માટે નથી બતાવી, કિન્તુ અધિકમાં અધિક કેટલા ભંગો સંભવી શકે છે, તે બતાવવા પૂરતી કહી છે. ભંગો માત્ર વિવક્ષાને આશ્રયીને સમજવાના છે.

## દેશવિરતિનાં બાર વ્રતો દ્વારા ત્યાગ

પ્રથમ અણુવ્રતમાં સ્થૂલ પ્રાણવધની, ગુરૂ પાસે ધર્મનું સ્વરૂપ સાંભળીને મોક્ષની અભિલાષાએ, વિરતિ કરે છે. પ્રાણવધની ક્રિયા બે પ્રકારે થાય છે : એક સંકલ્પથી અને બીજી

આરંભથી. તેમાં માત્ર સંકલ્પથી એટલે મારવાના અભિપ્રાયથી મારવાની ક્રિયાનો ત્યાગ કરે છે. ખેતી આદિના આરંભમાં થતી હિંસાનો ત્યાગ કરતો નથી.

બીજા અણુવ્રતમાં સ્થૂલ મૃષાવાદનો ત્યાગ કરે છે. અહીં સ્થૂલનો અર્થ દ્વિપદ, ચતુષ્પદ, ક્ષેત્ર, વાસ્તુ, હિરણ્ય, સુવર્ણ, ધન, ધાન્ય આદિ પરિસ્થૂલ વસ્તુ વિષયક અસત્ય બોલવું, તે છે. સૂક્ષ્મ વસ્તુ વિષયક અસત્યની અપેક્ષાએ સ્થૂલ વસ્તુ વિષયક અસત્યવદનમાં અધ્યવસાયની દુષ્ટતા વિશેષ પ્રવર્તે છે.

ત્રીજા અણુવ્રતમાં જે ગ્રહણ કરવાથી, ચોરીનો આરોપ આવે તેવી સચિત્ત (લવણાદિ), અચિત્ત (વસ્ત્રાદિ) અને મિશ્ર (અશ્વાદિ) સ્થૂલ અદત્ત વસ્તુઓના ગ્રહણનો ત્યાગ કરે છે.

ચોથા અણુવ્રતમાં ઔદારિક (મનુષ્યણી અને તિર્યંચણી) તથા વૈક્રિય (વિદ્યાધરી અને દેવી) પરદારાઓનો ત્યાગ કરે છે તથા સ્વદારાને વિષે સંતોષ ધારણ કરે છે.

પાંચમા અણુવ્રતમાં અસદારંભની પ્રવૃત્તિ કરાવનાર ધન-ધાન્યાદિ નવ પ્રકારની વસ્તુઓમાં ઈચ્છાનું પરિમાણ કરે છે.

છઠ્ઠા દિગ્વિરતિ વ્રતમાં ઉંચે પર્વતાદિ ઉપર, નીચે કૂપાદિને વિષે તથા તિર્યક્ પૂર્વાદિ દિશાઓને વિષે યાવજ્જિવિત માટે યા ચાતુર્માસાદિ કાલ માટે જવા-આવવાનું પરિમાણ કરે છે.

સાતમા ઉપભોગ-પરિભોગ-પરિમાણવ્રતમાં ભોજનાદિકમાં અભક્ષ્ય-અનંતકાયાદિકનો ત્યાગ કરે છે અને વ્યાપારાદિકમાં અતિ ક્રૂર કર્મવાલા કોટવાલાદિકના અને યંત્રકર્માદિકના વ્યાપારોનો ત્યાગ કરે છે. આંતરિક અથવા એક વાર ભોગ થાય તે ઉપભોગ (અશનાદિ) અને બાહ્ય અથવા વાર-

વાર ભોગ થાય તે પરિભોગ વસ્ત્રાદિ. ઉપભોગમાં શ્રાવક ઉત્સર્ગથી પ્રાસુક (નિર્જીવ) અને એષણીય (પોતા માટે નહિ બનાવેલો) આહાર વાપરે : અનેષણીય વાપરવો પડે તો પણ સચિત્ત (સજીવ) ન વાપરે. સચિત્ત વાપરવો પડે તો પણ અનન્તકાય, બહુબીજાદિ તો કદી પણ ન વાપરે. પરિભોગમાં શ્રાવક ઉત્સર્ગથી સ્થૂલ, ધવલ અને અલ્પ મૂલ્યવાલાં પરિમિત વસ્ત્રો વાપરે. કવચિત શાસનોન્નતિ માટે બહુ મૂલ્યવાલાં પણ વાપરે. તે સિવાયના કારણુ માટે બહુ મૂલ્યવાલાં વસ્ત્રાદિક વાપરવાનું પરિમાણુ કરે. એ રીતે પરિભોગની અન્ય સામગ્રીઓનું પણુ પરિમાણુ કરે.

ઉત્સર્ગમાર્ગે શ્રાવક વ્યાપારાદિકની ચિન્તામાં ન પડે. વ્યાપારાદિક કર્યા વિના આજીવિકા ન જ ચાલે તેમ હોય, તો અત્યંત સાવદ્ય (પાપવાળા) વ્યાપારોનો અવશ્ય ત્યાગ કરે. અત્યંત પાપવાળા વ્યાપારો શાસ્ત્રોમાં અંગારકર્મ આદિ પંદર ગણાવ્યા છે. શ્રાવકોએ તજવા જેવા અત્યન્ત પાપવાળા બીજા સર્વનો એ પંદરમાં સમાવેશ થાય છે.

આઠમા અનર્થદંડવિરતિ વ્રતમાં ચાર પ્રકારનાં અપધ્યાન, હિંસ્રપ્રદાન, પાપોપદેશ અને પ્રમાદાચરણનો ત્યાગ કરે છે. નિર્નિમિત્ત પાપથી બંધાવું, તે અનર્થદંડ છે. નિષ્પ્રયોજન આર્ત્ત–રૌદ્ર ધ્યાન કરવું, તે અપધ્યાન છે. વિના પ્રયોજને હિંસાનાં કારણુ શસ્ત્ર, આયુધ, અગ્નિ, વિષાદિ બીજાને આપવાં, તે હિંસ્રપ્રદાન છે. વગર કારણે કૃષ્યાદિ પાપક્રિયાઓ કરવાનો ઉપદેશ આપવો, તે પાપોપદેશ છે અને શરીરાદિના પ્રયોજન વિના ખાવું–પીવું, હરવું–ફરવું

સૂવું-બેસવું અગર નાટક-પ્રેક્ષણકો જોવાં, એ વિગેરે પ્રમાદાચરણ છે. એ ચારે અનર્થદંડ છે.

નવમા સામાયિક નામના પ્રથમ શિક્ષાવ્રતમાં એક મુહૂર્ત પર્યંત સાવદ્ય યોગ (સપાપ વ્યાપારો)નો ત્યાગ અને નિરવદ્ય યોગ (નિષ્પાપ વ્યાપારો)નું આસેવન કરે.

સામાયિકાદિ ચાર વ્રતો શિક્ષાવ્રત એટલા માટે કહેવાય છે કે-પરમ પદની પ્રાપ્તિ માટે તે વારંવાર સેવવા યોગ્ય છે. શિક્ષા એટલે અભ્યાસ અથવા પરમ પદપ્રાપિકા ક્રિયા : તત્પ્રધાન વ્રત તે શિક્ષાવ્રત છે.

સમ એટલે રાગ-દ્વેષનો અભાવ: તેનો આય એટલે લાભ. રાગ-દ્વેષ-વિરહિત મધ્યસ્થ આત્મા પ્રતિક્ષણ ચિન્તામણિ અને કલ્પવૃક્ષને પણ પરાસ્ત કરનાર, નિરૂપમ સુખના હેતુભૂત, અપૂર્વ અપૂર્વ જ્ઞાન, દર્શન અને ચારિત્રના પર્યાયોને પામે છે. તેનું નામ સમાય છે. તે સમાય છે પ્રયોજન જે ક્રિયાનુષ્ઠાનનું, તે સામાયિક કહેવાય છે. મુહૂર્તાદિ કાલની મર્યાદાએ સપાપ વ્યાપારોનું વર્જન અને નિષ્પાપ વ્યાપારોનું અહર્નિશ સેવન કરવું, તે સામાયિક નામનું નવમું વ્રત છે.

દશમા દેશાવગાશિક નામના શિક્ષાવ્રતમાં છઠ્ઠા દિગ્વિરતિવ્રતમાં અંગીકાર કરેલ દિશાપરિમાણને પ્રતિદિવસ સંક્ષિપ્તતર પરિમાણવાલું કરે. દેશ એટલે દિગ્વ્રતમાં ગ્રહણ કરેલ પરિમાણનો એક વિભાગ : તેને વિષે અવકાશ એટલે રહેવું. તેનાથી નિવૃત્ત (બનેલું) તે દેશાવકાશિક. ઉપલક્ષણથી ભોગોપભોગ-પરિમાણાદિ વ્રતોમાં દીર્ઘકાલ સુધી ગ્રહણ કરેલા નિયમોમાં પ્રતિદિન સંક્ષેપ કરવો, તે દેશાવકાશિક છે.

અગીયારમા પોષધોપવાસ નામના શિક્ષાવ્રતમાં અષ્ટમી–ચતુર્દશી આદિ પર્વદિવસોમાં આહારાદિનો ત્યાગ કરે. આદિ શબ્દથી શરીરસત્કાર, અબ્રહ્મ અને સપાપ વ્યાપારોનો ત્યાગ કરે. પૌષધ શબ્દ પર્વદિવસોમાં રૂઢ થયેલો છે, તેથી તે દિવસોએ ઉપવાસાદિ કરવો, તે પૌષધોપવાસ વ્રત કહેવાય છે. આહાર–પૌષધ, શરીરસત્કાર–પૌષધ, બ્રહ્મચર્ય–પૌષધ અને અવ્યાપાર–પૌષધ, એમ ચાર પ્રકારનો પૌષધ દેશથી અને સર્વથી થાય છે. દેશથી આહાર–પૌષધ એટલે અમૂક વિગઈનો ત્યાગ : આયંબિલ અથવા એકાશન કરવું. સર્વથી આહાર–પૌષધ એટલે ચારે પ્રકારના આહારનો અહોરાત્રિ માટે ત્યાગ કરવો. દેશથી શરીર–પૌષધ એટલે શરીરના બધા ભાગમાં નહિ પણ અમૂક ભાગને વિષે જ સંસ્કારાદિ કરવો અને સર્વથી શરીર–પૌષધ એટલે શરીરના સર્વ ભાગે સંસ્કારાદિ ન કરવો. દેશથી બ્રહ્મચર્ય–પૌષધ એટલે દિવસે વા રાત્રિએ અબ્રહ્મનો ત્યાગ કરવો અને સર્વથી બ્રહ્મચર્ય–પૌષધ એટલે દિવસ–રાત્રિ ઉભય માટે બ્રહ્મચારી બનવું. દેશથી અવ્યાપાર–પૌષધ એટલે અમૂક અમૂક વ્યાપારનો ત્યાગ કરવો અને સર્વથી અવ્યાપાર–પૌષધ એટલે સાંસારિક સર્વ વ્યાપારોનો ત્યાગ કરવો. દેશથી પૌષધ કરે તે સામાયિક અંગીકાર કરે, એવો નિયમ નથી. સર્વથી પૌષધ કરે તે દિવસ માટે, રાત્રિ માટે યા અહોરાત્રિ માટે ઘરમાં યા પૌષધશાલામાં અવશ્ય સામાયિક અંગીકાર કરે.

બારમા અતિથિસંવિભાગ નામના શિક્ષાવ્રતમાં શુદ્ધ અને કલ્પનીય અન્નાદિ દેશકાલોચિત રીતિએ મુનિને આપે. આદિ શબ્દથી પાન, વસ્ત્ર, ઔષધાદિ કિન્તુ હિરણ્યાદિ નહિ. શુદ્ધ એટલે ન્યાયથી પ્રાપ્ત કરેલ કિન્તુ અન્યાયથી પ્રાપ્ત

કરેલ નહિ. કલ્પનીય એટલે ઉદ્દગમાદિ દોષથી રહિત, કિન્તુ દોષવાળાં નહિ. દેશકાલોચિત રીતિએ એટલે પોતાના ઘેર આમંત્રણ કરીને પોતા માટે બનાવેલ અન્નાદિ ભોજનકાલે આપે, કિન્તુ ભોજનકાલ વીતી ગયા બાદ અથવા મુનિની સામે લઈ જઈને કે મુનિ માટે બનાવીને આપે નહિ. તિથિ, પર્વ અને ઉત્સવો સર્વેનો જેઓએ ત્યાગ કર્યો છે, તે અતિથિ કહ્યા છે: શેષ અભ્યાગત જાણવા. અતિથિની પ્રાપ્તિ ન થાય તો ભોજનકાલે દિશાઓનું અવલોકન કરવું અને વિશુદ્ધ ભાવે ચિન્તવવું કે–'જો સાધુઓ પધાર્યા હોત તો મારો નિસ્તાર થાત.' એ રીતે બારમા વ્રતની આરાધના થાય છે.

એ પ્રત્યેક વ્રતના પાંચ પાંચ અતિચારો કહ્યા છે. તેને જાણી, સમજી, નિરતિચારપણે વ્રતપાલન કરવાને ઉદ્યમશીલ બનવું, એ જ હિતાવહ છે. દેશથી ભંગ તે અતિચાર છે. વ્રત ગ્રહણ કરતી વખતે અતિચારનું વર્જન પણ ગ્રહણ થઇ જાય છે. વ્રતોની સુવિશુદ્ધ પાલના માટે નિરન્તર ઉભય કાલ તેનું સ્મરણ કરવું જોઈએ તથા વ્રતપાલનના ગુણો, અવ્રતપાલનના દોષો, મિથ્યાત્વ અને પ્રાણિવધાદિના દારૂણ વિપાકો આદિને નિરન્તર ચિન્તવવા જોઈએ. વ્રતપાલનનો ઉપદેશ આપનાર શ્રી અરિહંતદેવ અને સુસાધુજનોની નિરન્તર ભક્તિ અને પર્યુપાસના કરવી જોઈએ તથા ઉત્તરોત્તર અધિક ગુણોની આત્માને પ્રાપ્તિ થાય, તે માટે રત્નત્રયીને વિષે સતત્ ઉદ્યમ કરવો જોઈએ. એ રીતે વર્તવાથી વિરતિનો પરિણામ ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થયેલો હોય તો કદી ચાલ્યો જતો નથી.

શ્રાવકનાં આ બાર વ્રતોમાં અણુવ્રતો અને ગુણવ્રતો પ્રાય: યાવજ્જિવિત માટે ગ્રહણ થાય છે ને શિક્ષાવ્રતો ઇતર કાલ માટે

એટલે સામાયિક તથા દેશાવકાશિક પ્રતિદિવસ કરવા માટે અને પૌષધોપવાસ તથા અતિથિસંવિભાગ પ્રતિનિયત દિવસોએ કરવા માટે ગ્રહણ થાય છે. પ્રાય: શબ્દથી અણુવ્રતો અને ગુણુવ્રતો પણ પ્રતિચાતુર્માસ આદિ માટે ગ્રહણ કરી શકાય છે.

આયુષ્યના અંતે શાસ્ત્રપ્રસિદ્ધ સંલેખના (અનશનક્રિયા) પૂર્વક શ્રાવક દેહનો ત્યાગ કરે. એ અનશનવિધિ આ જ પુસ્તકમાં અન્યત્ર દર્શાવવામાં આવ્યો છે, એ કારણે અહીં લખતા નથી.

## શ્રાવક કેવા સ્થાનમાં વસે ?

શ્રાવકનું શેષ કર્તવ્ય દર્શાવતાં જણાવે છે કે-શ્રાવકે તેવા નગરાદિકમાં વસવું જોઈએ, કે જ્યાં સાધુઓનું આવાગમન હોય, શ્રી જિનચૈત્યો હોય અને સમાનધર્મી શ્રાવકોનો નિવાસ હોય. સાધુઓના આવાગમનથી વન્દનાદિકનો લાભ મલે, સાધુઓની વન્દનાથી પાપ નાશ પામે, સાધુઓના મુખે ધર્મનું શ્રવણકરવાથી શ્રદ્ધા નિશ્ચલ બને તથા સાધુઓને પ્રાસુક અન્નાદિના દાનથી નિર્જરા અને સમ્યગ્જ્ઞાનાદિનો અનુગ્રહ થાય. ચૈત્યોને વન્દનાદિ કરવાથી મિથ્યાત્વ નાશ પામે, સમ્યગ્દર્શનની વિશુદ્ધિ થાય અને પૂજાદિક મહોત્સવો વડે શાસનની પ્રભાવના થાય. સાધર્મિકોના સહવાસથી ધર્મમાં સ્થિરીકરણ થાય, શાસનના સાર તુલ્ય સાધર્મિકવાત્સલ્યનો લાભ મળે તથા પરસ્પર માર્ગસહાયાદિકથી ધર્મનો અપ્રણાશ થાય.

## શ્રાવકનું દિનકૃત્ય

હવે શ્રાવકનું પ્રતિદિન શું કર્તવ્ય હોય ?-તે બતાવે છે. શ્રાવક નવકાર પૂર્વક જાગ્રત થાય, અર્થાત્-નિદ્રામાંથી જાગ્રત થતાં સૌથી પ્રથમ શ્રી નવકાર મહામંત્રનું સ્મરણ કરે. પછી

પોતે અંગીકાર કરેલા વ્રતાદિકનું સ્મરણ કરે. ત્યાર બાદ આવશ્યકાદિ ક્રિયા કરે. તે પછી શરીરચિન્તાદિ કરીને ગૃહ-મંદિરમાં જાય. ત્યાં ચૈત્યવન્દન કરે. ત્યાર બાદ માતાપિતાદિ વડિલોને નમસ્કાર કરે તથા વિધિપૂર્વક પ્રત્યાખ્યાન અંગીકાર કરે.

પછી પંચવિધ અભિગમન સાચવવા પૂર્વક ચૈત્યગૃહમાં જાય અને પુષ્પાદિ વડે શ્રી અરિહંતની પ્રતિમાઓનું દ્રવ્ય-ભાવ પૂજન કરે. ત્યાર બાદ, ગુરૂ પાસે જાય અને સ્વયં અંગીકાર કરેલ પ્રત્યાખ્યાનને ગુરૂસાક્ષિએ ફરી ગ્રહણ કરે. ગુરૂમુખે આગમનું શ્રવણ કરે, સાધુઓના સંયમ અને શરીરની પૃચ્છા કરે અને ગ્લાનાદિકને માટે ઔષધાદિની વ્યવસ્થા કરે.

ત્યાર બાદ ઉપવાસાદિ ન હોય તો ભોજન કરે. ત્યાર બાદ ઉચિત કાલે કર્માદાનાદિથી રહિત, અલ્પ પાપયુક્ત પ્રવૃત્તિવાળો વ્યાપાર કરે. ત્યાર બાદ સાયંકાલનું પ્રત્યાખ્યાન કરે, ચૈત્યગૃહે જાય અને ધૂપદીપ, વન્દન, સત્કારાદિ વડે શ્રી અરિહંતનાં ચૈત્યોની ભક્તિ કરે.

ત્યાર બાદ સાધુઓ પાસે જાય. ત્યાં આવશ્યકાદિ ક્રિયા કરે. આવશ્યકાદિ ક્રિયા કર્યા બાદ, આખો દિવસ સ્વાધ્યાયાદિ કરીને શ્રાન્ત થયેલા સાધુઓની વિશ્રામણા કરીને, શ્રાવક તેમના શરીરખેદને દૂર કરે. ત્યાર બાદ શ્રી નમસ્કારાદિકનું ચિન્તવન કરે : આદિ શબ્દથી પઠન કરેલા પ્રકરણાદિનું ચિન્તન કરે અને આત્માની સાથે એકમેક કરે.

તે પછી ઘેર જઈને દેવગુર્વાદિને મનને વિષે ધારણ કરીને સુઈ જાય. ઉત્સર્ગથી અબ્રહ્મની વિરતિ કરે, મોહની નિન્દા કરે અને સ્ત્રીશરીરના જુગુપ્સનીય સ્વરૂપનું વારંવાર ચિન્તન કરે. અબ્રહ્મથી વિરામ પામેલા યતિપુરૂષોનું હૃદયથી બહુમાન કરે.

રાત્રિએ નિદ્રા ચાલી જાય ત્યારે આત્મા, કર્મ, પરલોક આદિ સૂક્ષ્મ પદાર્થોની ચિન્તવના કરે, અનેક ક્લેશની પરંપરાઓથી દુરન્ત એવા ભવસ્વરૂપનો વિચાર કરે, પ્રતિક્ષણ થતા આયુષ્યના ક્ષયનો વિચાર કરે, પ્રાણવધાદિ અસદાચરણોના નરકાદિ દુષ્ટ વિપાકોનું ચિન્તન કરે અને થોડા કાલમાં ઘણો લાભ આપનાર ધર્માનુષ્ઠાનનાં વિવિધ પ્રકારનાં (કર્મ-નિર્જરા, પુણ્યોપાર્જનાદિ) ફળોનો વિચાર કરે: અથવા જે જે દોષ આત્માને બાધક હોય તે તે દોષના પ્રતિપક્ષી સદ્ગુણોનું વારંવાર ચિન્તન કરે. એ વિગેરે ચિન્તવના કરવાથી આત્મામાં સંવેગરસનો ઉદ્ભવ થાય છે: અર્થાત્-સંસારનો નિર્વેદ અને મોક્ષનો અનુરાગ પેદા થાય છે.

શ્રાવકનું આ પ્રતિદિવસનું કર્તવ્ય છે. એ રીતે પ્રતિદિવસ શ્રાવકધર્મનું પાલન કરવાથી સંસારનાશના અદ્વિતીય કારણભૂત સર્વવિરતિ-ચારિત્રનો પરિણામ આત્મામાં પ્રગટ થાય છે, જેના પ્રતાપે ઉત્કૃષ્ટથી તે જ ભવમાં અને જઘન્યથી સાત-આઠ ભવમાં આત્માનું મુક્તિ રૂપી કાર્ય સિદ્ધ થાય છે.

**जिन धर्मविनिर्मुक्तो, मा भुवं चक्रवर्त्त्यपि ।**
**स्यां चेटोऽपि, दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥१॥**

**શ્રી જૈનધર્મથી રહિત એવો ચક્રવર્તી થવાને પણ હું ઉત્સુક નથી: જ્યારે દાસ અગર તો દરિદ્ર થવા છતાં પણ જો હું શ્રી જિનધર્મથી અધિવાસિત થાઉં તો તે મને મંજૂર છે.**

–शुभं भवतु सर्वेषाम् ।

પંડિતપ્રવર શ્રી રત્નશેખરસૂરિ-વિરચિત
શ્રાવકધર્મ ઉપર અપૂર્વ પ્રકાશ પાડતો

# શ્રી શ્રાદ્ધવિધિ ગ્રંથ

મૂળ અને અનુવાદ

" सिरिवीरजिणं पणमिअ, सुआउ साहेमि किमवि सड्ढविहिं।
रायगिहे जगगुरुणा, जहभणिअं अभयपुट्ठेणं ॥१॥ "

શ્રી વીરજિનેશ્વરને પ્રણામ કરી, રાજગૃહ નગરને વિષે શ્રી અભયકુમારના પૂછવાથી જગદ્ગુરૂ શ્રી વીરભગવાને 'શ્રાદ્ધ-વિધિ' અર્થાત્ 'શ્રાવકોની સામાચારી'ને જે રીતે કહી, તેને હું શ્રુતાનુસારે કિંચિત્ કહું છું. ૧

" दिण-रत्त-पव्व-चउमासग,-वच्छर-जम्मकिच्च-दाराइं ।
सड्ढाणणुग्गहट्ठा, सड्ढविहीए भणिज्जंति ॥२॥ "

શ્રાદ્ધજનના અનુગ્રહને માટે દિનકૃત્ય, રાત્રિકૃત્ય, પર્વકૃત્ય, ચાતુર્માસિકકૃત્ય, સાંવત્સરિકકૃત્ય અને જન્મકૃત્ય, એ છ દ્વારો 'શ્રાદ્ધવિધિ' નામના આ ગ્રંથ વડે કહેવાય છે. ૨

" सड्ढत्तणस्सजुग्गो, भद्दपगई विसेस निउणमई ।
नयमग्गरई तह दढ,-नियवयणट्ठिई विणिद्दिट्ठो ॥३॥ "

ભદ્રકપ્રકૃતિ (અરક્તદ્વિષ્ટ) વિશેષ નિપુણમતિ (વિશેષજ્ઞ), ન્યાયમાર્ગરતિ (પાપભીરૂ) તથા દૃઢનિજવચનસ્થિતિ (દૃઢપ્રતિજ્ઞ), એ ચાર ગુણને ધારણ કરનારો પુરૂષ શ્રાવકપણાને યોગ્ય છે. ૩

" नामाई चउभेओ, सड्ढो भावेण इत्थ अहिगारो ।
तिविहो अ भावसड्ढो, दंसण–वय–उत्तरगुणेहिं ॥४॥ "

નામાદિ ચાર પ્રકારનો શ્રાવક છે. તેમાં અહીં ભાવથી શ્રાવકનો અધિકાર છે. સમ્યગ્દર્શનને ધારણ કરવા વડે, વ્રતોને ધારણ કરવા વડે તથા પ્રતિમાપાલનાદિ ઉત્તર ગુણોને ધારણ કરવાવડે ભાવ શ્રાવકના ત્રણ પ્રકાર છે. ૪

" नवकारेण विबुद्धो, सरेइ सो सकुल धम्म नियमाई ।
पडिकमिअसुईपूइअ, गिहे जिणं कुणइ संवरणं ॥५॥ "

નવકાર વડે જાગૃત થયેલો શ્રાવક સ્વકુલ, સ્વધર્મ અને સ્વનિયમાદિને યાદ કરે. પ્રતિક્રમણ કરી, પવિત્ર થઇ, ગૃહ-જિનમંદિરની પૂજા કરી, પ્રત્યાખ્યાન કરે. ૫

" विहिणा जिणं जिणगिहे, गंतुं अच्चेइ उचिअचिंतरओ ।
उच्चरइ पच्चक्खाणं, दढपंचाचारगुरुपासे ॥६॥ "

ઉચિત ચિંતામાં રક્ત એવો શ્રાવક શ્રી જિનગૃહમાં જઇ, વિધિપૂર્વક શ્રી જિનની અર્ચના કરે. ત્યાર બાદ દઢ પંચાચારને પાળનારા ગુરૂ પાસે જઇ પચ્ચખ્ખાણને ઉચ્ચરે. ૬

" ववहारसुद्धि–देसाइ,–विरुद्धच्चाय–उचियचरणेहिं ।
तो कुणइ अत्थचिंतं, निव्वाहिंतो निअं धम्मं ॥७॥ "

ત્યાર બાદ સ્વધર્મનું પાલન થાય એ રીતે વ્યવહાર શુદ્ધિ-પૂર્વક, દેશવિરૂદ્ધાદિનો ત્યાગ કરવાપૂર્વક અને (માતાપિતા-પૂજનાદિ) ઉચિતવૃત્તિનું પાલન કરવાપૂર્વક અર્થચિંતા (ધનો-પાર્જન કરવા માટે ઉદ્યમ) કરે. ૭

" मज्झण्हे जिणपूआ, सुपत्तदाणाइजुत्ति भुंजित्ता ।
पच्चक्खाइ अ गीअत्थ,–अंतिए कुणइ सज्झायं ॥८॥ "

મધ્યાન્હે શ્રી જિનપૂજા, સુપાત્રાદિકને દાન તથા ભોજન કરી પચ્ચખ્ખાણ કરે અને ગીતાર્થની પાસે જઈ સ્વાધ્યાય કરે. ૮

" संज्झाइ जिणं पुणरवि, पूअइ पडिक्कमइ कुणइ तह विहिणा ।
विस्समणं सज्झायं, गिहं गओ तो कहइ धम्मं ॥९॥ "

સંધ્યાસમયે ફરીથી અનુક્રમે શ્રી જિનપૂજન, પ્રતિક્રમણ, મુનિઓનું વિશ્રામણ (ભક્તિ) તથા વિધિપૂર્વક આત્માધ્યયન (સ્વાધ્યાય) કરે. ત્યારબાદ ઘરે ગયેલો તે (સ્વજનોને) ધર્મ કહે. ૯

" पायं अबंभविरओ, समए अप्पं करेइ तो निद्दं ।
निद्दोवरमे थीतणु–असुइत्ताई विचिंतिज्जा ॥१०॥ "

પ્રાય: અબ્રહ્મ (મૈથુનસેવન)થી વિરત એવો શ્રાવક અવસરે અલ્પ નિદ્રાને કરે. નિદ્રાનો ઉપરમ થયે છતે (નિદ્રા ઉડી જાય ત્યારે) સ્ત્રીશરીરની અશુચિતા વિગેરેનું ચિંતવન કરે. ૧૦

" पव्वेसु पोसहाई–बंभ–अणारंभ–तव–विसेसाई ।
आसोअचित्त अट्ठा–हि अ पमुहेसु विसेसेणं ॥११॥ "

પર્વદિવસોને વિષે તથા આશ્વિન અને ચૈત્ર માસની અઠ્ઠાઇ વિગેરેને વિષે પૌષધ, બ્રહ્મચર્ય, આરંભવર્જન, તપશ્ચરણ આદિ અનુષ્ઠાનોને વિશેષે કરે. ૧૧

" पइचउमासं समुचिअ–नियमगहो पाउसे विसेसेण ।
पइवरिसं संघच्चण–साहम्मिअभत्ति–जत्ततिगं ॥१२॥

" जिणगिहिण्हवणं जिणधण–वुड्ढी महपूअ–धम्मजागरिआ ।
सुअपूआ उज्जवणं, तह तित्थपभावणा सोहो ॥१३॥ "

પ્રતિ ચાતુર્માસ (પૂજાદાનાદિ) સમુચિત નિયમોનું ગ્રહણ કરે તથા વર્ષાઋતુમાં (સચિત્તત્યાગ, આરંભવર્જનાદિ) સવિશેષ નિયમોનું ગ્રહણ કરે. પ્રતિવર્ષ શ્રી સંઘાર્ચન, શ્રી સાધર્મિક ભક્તિ, શ્રી સ્નાત્રમહોત્સવ, શ્રી જિનદ્રવ્યવૃદ્ધિ, શ્રી મહાપૂજા, શ્રી ધર્મ-જાગરિકા, શ્રી શ્રુતપૂજા, શ્રી ઉદ્યાપન મહોત્સવ, શ્રી તીર્થ-(શાસન)પ્રભાવના તથા પાપશુદ્ધિ (આલોચના) કરે. **૧૨–૧૩**

" जम्मंमि वासठाणं, तिवग्गसिद्धीइ कारणं उचिअं ।
उचिअं विज्जागहणं, पाणिग्गहणं च मित्ताइ ॥१४॥

" चेइय पडिमपइट्ठा, सुआइपव्वावणाय पयठवणा ।
पुत्थयलेहणवायण, पोसहसालाइकारवणं ॥१५॥

" आजम्मं सम्मत्तं, जहसत्ति वयाइदिक्खगहअहवा ।
आरंभचाऊ बंभं, पडिमाई अंतिआरहणा ॥१६॥ "

જન્મકૃત્ય અનેક પ્રકારનાં છે. ત્રિવર્ગની સિદ્ધિ માટે (૧) ઉચિત નિવાસસ્થાન કરાવવું, (૨) ઉચિત વિદ્યાને ગ્રહણ કરવી, (૩) ઉચિત રીતિએ પાણિગ્રહણ કરવું, (૪) ઉચિત મિત્રાદિક કરવાં, (૫) શ્રી જિનચૈત્ય કરાવવું, (૬) શ્રી જિન-પ્રતિમા ભરાવવી, (૭) શ્રી જિનબિંબની પ્રતિષ્ઠા કરવી, (૮) પુત્રાદિની પ્રવ્રાજના (દીક્ષા) ઉજવવી, (૯) (આચાર્યાદિ) પદ

પ્રદાનનો મહોત્સવ કરવો, (૧૦) પુસ્તક લખાવવું તથા વંચાવવું, (૧૧) પૌષધશાલા આદિને કરાવવી, (૧૨) આજન્મ સમ્યક્ત્વ પાળવું, (૧૩) યથાશક્તિ વ્રત પાળવાં, (૧૪) અથવા દીક્ષા ગ્રહણ કરવી, (૧૫) આરંભનો ત્યાગ કરવો, (૧૬) બ્રહ્મચર્ય પાળવું, (૧૭) શ્રાવકની પ્રતિમા વહવી તથા (૧૮) અંતિમ આરાધના કરવી. **૧૪-૧૫-૧૬**

" एअं गिहि–धम्म–विहिं, पइदिअहं निव्वहंति जे गिहिणो ।
इह भवि परभवि निव्वुइ–सुहं लहुं ते लहंति धुवं ॥१७॥ "

જે ગૃહસ્થો ગૃહસ્થધર્મના આ વિધિને પ્રતિ–દિવસ નિર્વહન કરે છે, તે ગૃહસ્થો નિશ્ચે આ ભવ–પરભવનાં સુખોને તથા નિર્વૃત્તિ(મુક્તિ)નાં સુખોને શીઘ્ર પામે છે. **૧૭**

ઇતિ શ્રી શ્રાદ્ધવિધિ ગ્રન્થ મૂલ અને તેનો અનુવાદ

